# પ્રાસ્તાવિક

રી બહુ નાની વયે એટલે કે ૧૯ મે વર્ષે જ જ્યારે મેં સ્વ. હીરાચંદ
જી કવિની **કોશાવળી** જોઈ ત્યારે કોશોની વિવિધતાએ મને આકર્ષેલો,
સાર એક બાજૂ સંસ્કૃત ભાષાના પ્રખ્યાત કોશ **અમરકોશનો** ગુજરાતી
ામાં પર્યાય-અનુવાદ લખવાનો અને બીજી બાજૂ ગુજરાતી ભાષાનો
ત્મક પર્યાય-કોશ **અમરકોશની** જ પદ્ધતિએ કરવાનો આરંભ કરેલો.
માંનું પહેલું કાર્ય એક જ વર્ષની મુદતમાં મેં પૂરું કરી નાખ્યું હતું જે
ા કદની વિપુલતાને કારણે હજી સુધી અપ્રસિદ્ધ પડ્યું છે. બીજો પ્રયત્ન તો
ૅપતિ-પર્યાય કોશથી આગળ વધી શક્યો નહોતો. એ પછી ભાષા અને
કરણના ક્ષેત્રમાં હું રસ લેતો થયો, ને જોડણી વિશે તેમજ ભાષાશાસ્ત્રના
લીક ગુજરાતી તત્ત્વ વિશે લેખ લખાયે ગયા. આ કારણે ગોંડળથી પ્રસિદ્ધ
ા **ભગવદ્ગોમંડળ** કોશની ૯૦૦ જેટલી કટારોના પ્રૂફ-વાચનની સેવાનો
શ મારા મિત્ર શ્રી ચંદુલાલ બ. પટેલ તરફથી લાભ મળ્યો. અમદાવાદમાં
ાવ્યા પછી આ ક્ષેત્રમાં મારો ઉત્તરોત્તર રસ વધતો જ રહ્યો અને 'સંદેશ'ના
ત્રી શ્રી નંદલાલ બોડીવાળાની સૂચનાથી પાંચેક વર્ષ ઉપર **"ગુજરાતી
ભાષાનો વ્યુત્પત્તિકોશ"** લખવાનું કાર્ય મે આરભ્યું, જે 'ઘ' અક્ષર સુધી
ચાલ્યું છે. એ કામ હજી થોડાં વર્ષ લઈ લેશે એ દરમ્યાન કોશ લખવાની
ારી તાલીમનો લાભ આપી શકું એ દૃષ્ટિએ **"ગુજરાતી ભાષાનો શાળોપ-
યોગી લઘુશબ્દકોશ"** મેં તૈયાર કર્યો, જે આવગોવિંદ કુબેરદાસની કું.
ની તરફથી પ્રસિદ્ધ થયો આ કોશ તૈયાર થતો હતો એ ગાળામાં "જીવન સાહિત્ય
મંદિર" અને "કસોટી હરીફાઈ"ના સંચાલક શ્રી. રમણલાલ સી શેઠે મારી
ામે અંત્યાનુસંધાન સાચવતો શબ્દકોશ તૈયાર કરાવવાની ઇચ્છા બતાવી.
સ્વ. હીરાચંદ કાનજી કવિની **કોશાવળી**માંના ૧૩ કોશોમાં એક આ પદ્ધતિનો
પણ નમૂનો હતો, અને એક નવો 'અંત્યાક્ષરી કોશ' વડોદરાથી પણ પ્રસિદ્ધ થયેલો
જોવામાં આવ્યો હતો; વળી જન્મભૂમિ કાર્યાલય-મુંબઈ તરફથી પડેલા એક
કોશમાં પણ આ પ્રકારનો કોશ હતો. નમૂના તરીકે થોડા અક્ષર મેં તૈયાર
કરેલા તે "પ્રકાશ"માં ટુકડે ટુકડે છપાયા હતા. પણ પછી તો વ્યવસ્થિત
રીતે જ મોટો કોશ તૈયાર કરવાની હામ ભીડી, જેના પ્રથમ ફલસ્વરૂપે આ
**અનુપ્રાસ શબ્દકોશનો** 'પ્રથમ ખંડ—એકાક્ષરી અને દ્વિ-અક્ષરી શબ્દોનો'
પ્રસિદ્ધ થાય છે. ઉત્તરોત્તર બીજા બે ખંડ પણ થોડા સમયમાં તૈયાર થઈ જશે.

અનુપ્રાસની દૃષ્ટિએ અંત્ય અક્ષર પ્રમાણે ગોઠવેલા શબ્દોના આ કોશની
પ્રસિદ્ધિ પાછળ મારો હેતુ તો શબ્દોના સ્વાભાવિક અર્થ શાસ્ત્રીય પદ્ધતિએ
આપવાનો છે. ગુજરાત વિદ્યાપીઠના સુપ્રસિદ્ધ **સાર્થ જોડણીકોશમાં** આ

હેતુ જોઈએ તેવો બર આવતો નથી. વ્યુત્પત્તિની દૃષ્ટિએ તો એ કોશની ચોથી આવૃત્તિ કેટલાંક સ્થાનોમાં ઊલટે માર્ગે પણ લઈ જાય છે એવું જોવામાં આવે છે. છતાં એ પાછળની મહેનત તો આ દિશામાં કામ કરનારાઓને જરૂર ઉપયોગી થાય એવી છે જ. મારી જેટલે અંશે સમજ પહોંચી છે તેટલે અંશે બની શકે ત્યાંસુધી સાચાં મૂળ તરફ લઇ જવાનો મારો પ્રયત્ન છે, જેની મદદે શબ્દોના અર્થનો ઐતિહાસિક ક્રમ નક્કી કરવામાં સરળતા થશે. આ વિષયમાં મારું જ્ઞાન સંપૂર્ણ છે એમ કહી શકાય નહિ જ; પરંતુ આ જ વિષય પાછળ છેલ્લાં ૨૭ વર્ષોથી હું પડ્યો છું એનો લાભ તો અવશ્ય આ કોશનો ઉપયોગ કરનારાઓને મળશે એવી મારી શ્રદ્ધા છે.

કોશનું કાર્ય અત્યંત જવાબદારી-ભર્યું છે. શબ્દનું વ્યાકરણ ખૂબ મહત્ત્વની વસ્તુ છે. નામ વિશેષણ સર્વનામ ક્રિયાપદ અવ્યય-આદિકની સ્વાભાવિકતા જો લક્ષ્યમાં ન લેવામાં આવે તો તો પ્રયોગોમાં ખૂબ છબરડો વળે છે. જાતિઓના વિષયમાં, ભાષા જીવંત હોઈ વિવિધતા અવશ્ય મળે છે. એકના એ શબ્દની એકથી વધુ જાતિ હોય તો એ લક્ષ્ય બહાર જેમ જવી ન જોઈએ, તેમ સંખ્યાબંધ તત્સમ તેમજ તદ્ભવ શબ્દોની પણ મૂળ શબ્દોની સંસ્કૃત વગેરે ભાષાઓમાં જાતિ હોય તેનાથી જુદી જાતિ પણ આપણે ત્યાં હોય છે, એ પણ ધ્યાન બહાર જવુ ન જોઈએ. આનો જો સમજપૂર્વકનો વિવેક ન હોય તો ભૂલો થવા ખૂબ સંભવ છે. આ માટે પ્રયોગોના મહાવરાની ખૂબ આવશ્યકતા રહે છે. આ જ ક્ષેત્રમાં કામ કરનારાઓ સિવાય આ વિશે સાવધાની રાખવી મુશ્કેલ બની રહે છે.

એક વ્યક્તિ જેટલું ધ્યાન રાખી શકે તેટલું ધ્યાન રાખીને આ કોશ "સાર્થ જોડણીકોશ"ની જોડણીને ચુસ્તપણે અનુસરી તૈયાર કરવામાં આવ્યો છે. આમાં ભૂલો નહિ હોય એવું કહી ન શકાય, કેમકે ભાષા જીવંત સ્વરૂપમાં છે અને પ્રાંતભેદે અર્થાદિભેદો પણ હોવાના, જાત્યાદિભેદો પણ હોવાના. આવી ન નોંધાયેલી વસ્તુઓ તરફ તેમજ અન્યથા સ્વરૂપે નોંધાયેલ વસ્તુઓ તરફ જો આ કોશનો ઉપયોગ કરનારા ભાઈઓ ધ્યાન ખેંચશે તો જ્યારે પણ નવી આવૃત્તિ તૈયાર કરવાનો યોગ મળશે ત્યારે એમાંની આવી વસ્તુઓ આમેજ કરી લેવામાં આવશે.

ભાષા જીવંત હોઈ એનો પ્રત્યેક શબ્દ એના એક કે અનેક પર્યાયોથી એના અર્થની છાયામાં ઘણો યા સ્વલ્પ પણ ભેદ સાચવતો હોય છે. જો આવો ભેદ ન હોય તો પછી પર્યાયોમાંનો વ્યાપક જ માત્ર બચી રહે છે, બાકીના ઘસાઈ ખરી પડે છે. વળી લાક્ષણિક અર્થો પણ ભાષામાં આગવું સ્થાન રાખી

રહ્યા છે. અભિધાથી આગળ વધી લક્ષણા શક્તિ પોતાનું બળ અજમાવી શબ્દોના અર્થમાં વિવિધતા લાવે છે. આ કોશમાં લાક્ષણિક અર્થો તરફ, આજ દિવસ સુધી બીજા કોઈપણ કોશોમાં રાખવામાં આવી છે તેના કરતાં અનેક ગણી સાવચેતી રાખવામાં આવી છે. આમાં રૂઢિપ્રયોગોની પણ મદદ અનિવાર્ય બની છે. રૂઢિપ્રયોગોનો સ્વતંત્ર કોશ આપવાનો મારો મનોભાવ છે જ. આ રૂઢિપ્રયોગોએ આપેલા લાક્ષણિક અર્થો પણ જેટલા સમજાયા છે તેટલા આ કોશમાં નોંધવા સાવધાની રાખી છે.

આ કોશનો ઉપયોગ કરનારાઓને ગુજરાતી ભાષાના જીવંત સ્વરૂપનો મર્મ પકડવામાં આ કોશ સહાયક થશે તો, લેખક તેમજ પ્રકાશક બેઉની મહેનતનું સાર્થક્ય છે.

આ કોશ તૈયાર કરવામાં ગુજરાત વિદ્યાપીઠનો 'સાર્થ જોડણીકોશ', સ્વ. ભાનુસુખરામ અને વિદ્યમાન ભરતરામ મહેતાનો ગુજરાતી-અંગ્રેજી શબ્દકોશ, સ્વ. બેલસરેનો એવો કોશ, ગુજરાત વિદ્યાસભાનો કોશ, અને સ્વ. લલ્લુભાઈ ગોકળદાસનો કોશ, તથા ગુ વિ. સભાનો અરબી-ફારસી-ગુજરાતી કોશ—એ કોશોનો ઉપયોગ ખૂબ કર્યો છે. એવું સબહુમાન ઋણ સ્વીકારું છું

અંત્યાક્ષર પ્રમાણે શબ્દોની ગોઠવણી કરવામાં મારાં વચટ કોઈનાં સુ ભાઈશ્રી વિઠ્ઠલદાસ લીલાધર મોઢાએ જ મુખ્ય કાર્ય કરી મારા આ કામને ખૂબ સરળ કરી આપ્યું છે એની નોંધ લેતા આનંદ થાય છે. ભાઈશ્રી રમણલાલ શેઠ તો આ કોશના પ્રેરક જ છે એટલે એમનો આભાર માનું તેટલો થોડો છે. અને 'વસંત' પ્રિ. પ્રેસના સંચાલક ભાઈશ્રી જયંતી દલાલે આ કોશના પ્રકાશનને કરી આપેલી સરળતાની સાભાર નોંધ ન લઉં તો નગુણાઈ ગણાય । इति शम्।

મધુવન, અમદાવાદ-૬<br>
તા. ૩૧-૧-'૫૧

કેશવરામ કા. શાસ્ત્રી

# ટૂંકાક્ષરી

અ. અવ્યય
(અ.) અરબી ભાષાનો શબ્દ
અ. ક્રિ. અકર્મક ક્રિયાપદ
(અપ) અપભ્રંશ ભાષાનો શબ્દ
(અં.) અંગ્રેજી ભાષાનો શબ્દ
ઉદા૦ ઉદાહરણ તરીકે
એ. વ. એક વચન
(ક.) કચ્છી ભાષાનો શબ્દ
કર્મણિ. કર્મણિ પ્રયોગનું રૂપ
(કા) કાઠિયાવાડ કે સૌરાષ્ટ્રના શબ્દ
(કા) કાળ (જ્યારે ભ., ભૂ, વ. સાથે હોય ત્યારે)
(કા૦ શા૦) કાવ્યશાસ્ત્ર–અલંકારશાસ્ત્ર
કૃ. કૃદંત (એકલું અથવા ભ., ભૂ, વ. સાથે)
ક્રિ ક્રિયાપદ
(ખ) ખગોળશાસ્ત્રનો શબ્દ
(ગ.) ગણિતશાસ્ત્રનો શબ્દ
(ચ) ચરોતરનો પ્રાંતીય શબ્દ
(જૈ) જૈન પરિભાષાનો શબ્દ
(જ્યો.) જ્યોતિષ શાસ્ત્રનો શબ્દ
(તૃ.) તૃતીયા–ત્રીજી વિભક્તિ
દે. દેશ્ય શબ્દ
ન. નપુંસકલિંગ–નાન્યતરજાતિ
ન. બ વ નાન્યતર જાતિએ બહુવચન.
(ન્યા) ન્યાયશાસ્ત્રનો શબ્દ
(પ) પદ્ય–કવિતામાં વપરાતો શબ્દ
(પુ.) પુરુષ (પ્ર. દ્વિ., તૃ સાથે)
પુ. પુલિંગ–નરજાતિ
પું. બ વ. નરજાતિએ બહુવચન
પ્ર. પહેલી વિભક્તિ
(પ્રા) પ્રાકૃત ભાષાનો શબ્દ
(ફા) ફારસી ભાષાનો શબ્દ
બ. વ બહુવચન
(ભ. કા) ભવિષ્યકાળનું રૂપ
(ભ કૃ) ભવિષ્ય કૃદંત
(ભૂ.) ભૂગોળનો શબ્દ
ભૂ. કા. ભૂતકાળનું રૂપ
(ભૂ. કૃ.) ભૂત કૃદંત
(મ) મરાઠી ભાષાનો શબ્દ
(રવા૦) રવાનુકારી શબ્દ
(લા૦) લક્ષણાથી થતો અર્થ
વ કા. વર્તમાનકાળનું રૂપ
(વ કૃ) વર્તમાન કૃદંત
વિ. વિશેષણ
વિ. ન વિશેષણ નાન્યતર જાતિ
વિ. પું વિશેષણ નર જાતિ
વિ. સ્ત્રી વિશેષણ નારી જાતિ
(વ્યા.) વ્યાકરણ શાસ્ત્રનો શબ્દ
શ૦ પ્ર૦ શબ્દપ્રયોગ
(ષ) ષષ્ઠી વિભક્તિ
(સ) સાતમી વિભક્તિ
સ. ક્રિ સકર્મક ક્રિયાપદ
સ સર્વનામ
સર૦ સરખાવો
(સં.) સંસ્કૃત તત્સમ શબ્દ
(સંજ્ઞા) સંજ્ઞાવાચક=વિશેષ નામ
(સં. ભૂ. કૃ) સંબંધક ભૂતકૃદંત
(સુ) સુરતી પ્રાંતીય શબ્દ
સ્ત્રી સ્ત્રીલિંગ–નારીજાતિ
સ્ત્રી બ વ. નારીજાતિએ બહુવચ૦
(હિ.) હિંદી ભાષાનો શબ્દ
(પોર્ચું.) પોર્ચુગીઝ ભાષાનો શબ્દ

# સૂચના

(૧) કૌંસમાં અર્ધરેખા સહિત વર્ણ આપવામાં આવ્યો હોય છે ત્યાં પૂર્વના શબ્દમાં શબ્દાંગ કે વર્ણને બદલે વિકલ્પ સૂચવે છે. જેમકે જોગ (-ગુ) એટલે 'જોગ' અને 'જોગુ' એવા બેઉ શબ્દ; અસો (-રસો) એટલે 'અસો' અને 'અરસો' બેઉ શબ્દ.

(૨) વર્ગીય અનુનાસિકના પરસવર્ણ આ કોશમાં નોંધ્યા નથી; જેમકે સંધિ, પંચ, કંકણ, મંડળ વગેરે. આ સ્થળોએ 'સન્ધિ', 'પઞ્ચ' 'કઙ્કણ' 'મણ્ડળ' આવી જોડણી પણ શુદ્ધ છે.
અંગ્રેજી શબ્દોમાં પણ આ પદ્ધતિ રાખી છે; પણ ત્યાં 'ટ' 'ડ' પહેલાં 'ન્' ઉચ્ચરિત થાય છે તેમાં 'ન્' લખી શકાય; જેમકે "પ્રોવિડન્ટ' તેમ 'પ્રોવિડંટ' પણ.

## અધ્યા. કે. કા. શાસ્ત્રીના ભાષાવિષયક ગ્રંથ

### મુદ્રિત

| | |
|---|---|
| ૧. ગુજરાતી ક્રમિક વ્યાકરણ, ભાગ ૩જો (વ્યુત્પત્તિ સાથે) | ૧-૧૦-૦ |
| ૨. ગુજરાતી ક્રમિક વ્યાકરણ, ભાગ ૩ જો, ખંડ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧-૪-૦ |
| ૩. ભારતીય ભાષા સમીક્ષા—ગુજરાતી ભાષા (સર જ્યોર્જ એ. ગ્રિયર્સનના Linguistic Survey of India, Vol. IX, part-II નો ગુજ. અનુવાદ, ૨જી આવૃત્તિ) | ૨-૦-૦ |
| ૪. ગુજરાતી સ્વરવ્યંજનપ્રક્રિયા (પ્રો. આર. એલ. ટર્નરના Guj Phonology નો ગુજ. અનુવાદ) | ૧-૪-૦ |
| ૫ અક્ષર અને શબ્દ (ભાષા વ્યાકરણ લિપિ જોડણી આદિના ૨૫ લેખોનો સંગ્રહ) | ૪-૦-૦ |
| ૬. અનુશીલન (ભાષાશાસ્ત્ર વ્યુત્પત્તિ ઇતિહાસ આદિ વિષયના ૪૫ લેખોનો સંગ્રહ) | ૫-૦-૦ |
| ૭. ગુજરાતી ભાષાનો શાળોપયોગી લઘુ શબ્દકોશ | ૩-૮-૦ |
| ૮. ગુજરાતી ભાષાલેખન | ૫-૦-૦ |

### હાલ તૈયાર થતા કે થયેલા ગ્રંથ

| | |
|---|---|
| ૧. ગુજરાતી ક્રમિક વ્યાકરણ, ભાગ ૧ લો | લખાય છે. |
| ૨. ગુજરાતી ક્રમિક વ્યાકરણ, ભાગ ૩ જો, ખંડ ૨ જો (૨ જી આવૃત્તિ) | છપાય છે. |
| ૩. ગુજરાતી વ્યુત્પત્તિ—પ્રવેશ | તૈયાર છે |
| ૪. ગુજરાતી ભાષાશાસ્ત્ર | તૈયાર છે. |
| ૫. ગુજરાતી ભાષાનો વ્યુત્પત્તિ-કોશ | લખાય છે. |

# એકાક્ષરી શબ્દો

અ પું. (સં.) સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો આદિ સ્વર (૨) વિષ્ણુ, બ્રહ્મા, શિવ (૩) વ્યંજનથી શરૂ થતા શબ્દની પૂર્વે નકારાર્થે વપરાતો પૂર્વગ: ઉદા૰ અસુખ, અકાળ, અબ્રાહ્મણ
અ (સં. 'આ' ઉપસર્ગ) 'અતિ'ના અર્થમાં કે સ્વાર્થે લાગતો ગુજરાતી પૂર્વગ: ઉદા૰ અઘોર, અલોપ
આ પું. (સં) સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો બીજો પણ દીર્ઘ સ્વર (૨) વ્યંજનથી શરૂ થતા શબ્દની પૂર્વે '-થી લઈ' કે '-એટલે સુધી' એવા અર્થમાં . પ્રયોજાય છે; ઉદા૰ આજન્મ, આકંઠ (૩) ઉપસર્ગ:- ઓછાપણું, અલ્પતાના અર્થમાં; ઉદા૰ આકંપ; શીઘ્રટાપણાના અર્થમાં, ઉદા૰ આગમન; કાંઈકના અર્થમાં: આરક્ત; 'અમુક હદ સુધી' એવા અર્થમાં; ઉદા૰ આરોહ (૪) સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે અકારાંત નામ કે વિશેષણનું સ્ત્રીરૂપ કરનારું પ્રત્યય; ઉદા૰ બાલ-બાલા
આ સ. (૨) વિ૰ (સં. અયમ્) 'નજીકનું' 'સામેનું' 'પ્રત્યક્ષ' એવા અર્થનું દર્શક સર્વનામ
આ અ. (રવા૰) મોં ઉઘાડવાનો અવાજ
આં અ. (રવા૰) હાં, એ, હાઉ (૨) ઠીક ભલે વારુ વગેરે અર્થ બતાવતો ઉદ્ગાર
ઇ સ્ત્રી. પું. (સં) સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો ત્રીજો પણ હ્રસ્વ સ્વર
ઈ સ્ત્રી. (સં) સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો ચોથો પણ દીર્ઘ સ્વર (૨) લક્ષ્મી, સંપત્તિ (૩) અ. તિરસ્કાર કે ગુસ્સાનો એવો ઉદ્ગાર
ઈ સ. (કા.) જુઓ 'એ' સ.
ઉ પું. (સં) સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો પાંચમો પણ હ્રસ્વ સ્વર (૨) શિવજી
ઊ પું. (સં) વર્ણમાળાનો છઠ્ઠો-દીર્ઘસ્વર
ઋ પું (સં) સંસ્કૃત વર્ણમાળાનો સાતમો પણ હ્રસ્વ સ્વર. પ્રાકૃતમાં આ સ્વર નથી રહ્યો, માત્ર અપભ્રંશમાં વિકલ્પે પ્રયોજાય છે.
લૃ પું (સં) સંસ્કૃત વર્ણમાળાનો નવમો -હ્રસ્વ સ્વર. સં.માં પણ 'કલૃપ્ત' 'કલૃપ્તિ' એવા બે જ શબ્દોમાં છે.
એ પું. (સં) વર્ણમાળાનો સંધિસ્વર. પ્રાકૃત ભાષાઓમાં એના હ્રસ્વ ને દીર્ઘ એવા બે ભેદ હતા; દ્રાવિડ ભાષાઓમાં ચાર ભેદ છે. ગુજરાતી ભાષામાં હ્રસ્વ સંવૃત, દીર્ઘ સંવૃત, હ્રસ્વ વિવૃત, અને દીર્ઘ વિવૃત એવા ચાર ભેદ છે: હ્રસ્વસંવૃત: 'દેખાડવું'; દીર્ઘસંવૃત: 'પ્રેમી'; હ્રસ્વ વિવૃત: 'બેસાડવું'; દીર્ઘ વિવૃત: બેઠો. ભાષામાં આપણે ત્યાં શબ્દને અંતે આવતા એ-ઓ સદા હ્રસ્વ વિવૃત છે.
એ સ. (સં. એષ:) પેલું, કાંઈક દૂરની કે પરોક્ષ વ્યક્તિ કે પદાર્થ માટે (૨) વર અથવા વહુની સંજ્ઞા (હિંદુઓમાં)

એ અ. અરે ઓ હે વગેરેનો સૂચક ઉદ્‌ગાર

એ અ. પ, પણ [સંધિસ્વર

ઍ સ્ત્રી. (સં) વર્ણમાળાનો બીજો

ઓ પું. (સં) સંસ્કૃત વર્ણમાળાનો ત્રીજો સંધિસ્વર. પ્રાકૃત ભાષાઓમાં આ સ્વરના હ્રસ્વ અને દીર્ઘ એવા બે ભેદ હતા; દ્રાવિડ ભાષાઓમાં ચાર ભેદ છે. ગુજરાતી ભાષામાં એના હ્રસ્વ સંવૃત, દીર્ઘ સંવૃત, હ્રસ્વ વિવૃત, દીર્ઘ વિવૃત એવા ચાર ભેદ છે: હ્રસ્વ સંવૃત: 'બોલાવવું'; દીર્ઘ સંવૃત: બોલે; હ્રસ્વ વિવૃત: 'ઓસાર'; દીર્ઘ વિવૃત: 'બોલો'. ભાષામાં શબ્દને છેડે આવતો 'ઓ' સદા હ્રસ્વ વિવૃત છે.

ઓ સ. (ફા.) (અપ ઓઈ) પેલું

ઓ અ. (સ્વા૦) અરેરે, ઓરે

ઔ પું. (સં) સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો ચોથો સંધિસ્વર

ઔ ન. આઉ, પશુનું થાન

ક પું. (સં) કંઠસ્થાની પહેલો વ્યંજન (૨) વિષ્ણુ. (૩) ન. સુખ (૪) પાણી

કુ (સં. કુ) નઠારું નિંદ્ય વગેરે અર્થ બતાવનો પૂર્વગ; ઉદા૦ કપૂત, કજોડું

કાં અ. જુઓ 'કેમ?' (૨) અથવા, કે, કાંતો

કુ અ. (સં) નામપૂર્વે આવતાં ખરાબ હલકું નિંદિત પાપી એવું સૂચવે છે; [ઉદા૦ કુમાર્ગ

કુ સ્ત્રી. (સં) પૃથ્વી.

કે અ. (સં. કિમ્) અથવા, યા, વા (૨) પ્રશ્નાર્થે વાક્યાંતે: આવશો કે?

કે અ. (ફા. કિ) આકાંક્ષાવાચક ઉભયાન્વયી; ઉદા૦ રામે લક્ષ્મણને કહ્યું કે આવ; કારણ કે, જેમકે, કેમકે. નિરર્થક સંબંધક 'જે' અ. પૂર્વે વપરાય છે: 'કે જેને વનવાસનાં દુઃખ ભોગવવાં પડ્યાં હતાં તે...' (૩) એટલે એથી તરત; ઉદા૦ 'વહુને જરાક કાંઈ કહ્યું કે ચટકો લાગે.' [કોણ

કો સં. (૨) વિ. (પ.) જુઓ કોઈ (૩)

ક્યાં અ. કઈ જગ્યાએ! (૨) કાં, અથવા

ક્ષ પું (સં) ક્+ષ્ નો જોડાક્ષર (૨) ન. બ. વ. 'એક્સ' કિરણો

ક્ષમા સ્ત્રી. (સં) પૃથ્વી (૨) એકની સંજ્ઞા

ખ પું. (સં) કંઠસ્થાની બીજો વ્યંજન (૨) સૂર્ય (૩) ન. પોલાણ, આકાશ (૪) શૂન્ય, મીંડું (૫) મીંડાનો સંકેત (પદ્યમાં) (૬) હરકોઈ નક્ષત્રથી દસમું નક્ષત્ર (જ્યોતિષ ગણતરીમાં)

ખા અ. (ખાવું ઉપરથી) રોક્યા છતાં કાર્ય કરે અને નિષ્ફળતા મળે ત્યારે કટાક્ષનો બોધ='લેતો જા' (૨) સ્ત્રી. ખેતરમાં જાનવરો પાક ખાઈ જાય એ

ખાં પું. (જુઓ 'ખાન') મુસલમાન અમીર તેમજ પઠાણોને બોલાવવાનો માનવાચક શબ્દ (૨) વિ. ઉસ્તાદ, નિષ્ણાત

ખે પું સ્ત્રી (સં. ક્ષય) તિથિનો ક્ષય (૨) નાશ [આદત, લત

ખો સ્ત્રી. (ફા. ખવ્) ખરાબ ટેવ, ખૂરી

ખો સ્ત્રી. ખાર, દ્વેષ વેર.

ખો સ્ત્રી. (જુઓ ખોહ) ખોઈ, ખીણ, કોતર (૨) પહેરેલા કપડાની ખોઈ, ખોળો

ખો સ્ત્રી. એક રમત (૨) 'ખો' (સ્વા૦) ખોખો રમતનો બોલ

ખો પું. વંશ, મૂળ
ગ પું. (સં.) કંઠસ્થાની ત્રીજો વ્યંજન (૨) ગાંધાર સ્વરની સંજ્ઞા
ગ પું. (સં) પિંગળમાં 'ગુરુ' સ્વરની સંજ્ઞા
ગ વિ. જ્ઞાની, જાણકાર
ગા સ્ત્રી. જુઓ 'ગાય'
ગા પું. પિંગળમાં 'ગુરુ' સ્વરની સંજ્ઞા
ગૂ ન વિષ્ઠા, મળ
ગે સ્ત્રી. છાપરામાં તેમજ છતમાં મુકાતું એક લાકડું. લગ [ (૪) પૃથ્વી
ગો સ્ત્રી. (સં) ગાય (૨) ઇંદ્રિય (૩) વાણી
ગૌ સ્ત્રી. (સં. ગૌઃ) ગાય
ઘ પું. (સં) કંઠસ્થાની ચોથો વ્યંજન
ઘા પું (સ) ચોવીસ કાગળનો દસ્તો
ઘા પું. (સં ઘાત) ઝટકો, પ્રહાર, ચોટ (૨) કાપો, જખમ (૩) (લા૦) ભારે દુઃખની ઊંડી અસર
ઘી ન. (સં. ઘૃત) ઘૃત ઘૂપ. આજ્ય
ઘો સ્ત્રી. (સં. ગોધા) ગરોળીના આકારનું એક મોટું ઝેરી પ્રાણી (૨) લા૦ નડતર
ઘ્ન વિ (સં) હણનારું, નાશ કરનારું (સમાસને અંતે); ઉદા૦ શત્રુઘ્ન
ચ પું. (સં) તાલુસ્થાની પહેલો વ્યંજન (૨) અ. અને
ચા પું. સ્ત્રી. (ચીની–ચા, ટ્સા) એક છોડ (૨) એનાં પાનનું પીણું (૩) ગુજરાતમાં લીલી પતરીનો એક છોડ પણ થાય છે તેને પણ 'ચા' કહે છે.
ચે અ એક પ્રકારનો અવાજ (૨) સ્ત્રી. ચેહ, ચિતા (કા.)
ચો વિ (સં. ચતુર્) સમાસની શરૂઆતમાં 'ચાર'નો અર્થ બતાવતો પૂર્વગ; ઉદા૦ ચોગમ
છ પું. (સં) તાલુસ્થાની બીજો વ્યંજન
છ વિ. (સં ષટ્) '૬'
છ અ. ક્રિ 'છું–છે–છીએ–છો'નું ટૂંકું રૂપ
છઃ અ. (રવા૦) છિ' 'છટ્' એવો તિરસ્કારવાચક ઉદ્ગાર
છિઃ અ. (રવા૦) ધિક્કાર કે તુચ્છકાર બતાવતો ઉદ્ગાર
છી સ્ત્રી. ન. ગંદી વસ્તુ (૨) (બાળભાષા) મળ, મળત્યાગ (૩) અ. ગંદકીસૂચક ઉદ્ગાર
છીં અ. (રવા૦) છી કવાનો અવાજ
છું અ. ક્રિ. 'હોવું' અર્થના 'છ' અંગનું પ્રથમ પુરુષ એક વચનનું રૂપ
છૂ વિ સરકી જવું–જતા રહેવું (૨) અ. શ્વાસ છોડવાનો ઉદ્ગાર
છે 'હોવું'ના અર્થના 'છ' અંગનું ત્રીજા પુરુષ વર્તમાનકાળનું રૂપ (૨) બીજો પુરુષ વર્તમાન એકવચનનું રૂપ
છો સ્ત્રી. ચૂના–સિમેન્ટ વગેરેનો કેસ, [ 'પ્લાસ્ટર'
છો અ ભલે
છો અ ક્રિ 'હોવું'ના અર્થના 'છ' અંગના બીજા પુરુષ બહુવચનનું વર્તમાનકાળ રૂપ (૨) વિકલ્પે બીજો પુ. એ.વ.નું પણ રૂપ
જ પું. (સં) તાલુસ્થાની ત્રીજો વ્યંજન (૨) સમાસને છેડે 'જન્મેલું, ઉત્પન્ન થયેલું' એવો અર્થ બતાવતું પદ; ઉદા૦ વંશજ, પંકજ
જ અ (અપ જિ) પદ પાછળ આવતાં એને અંગે મહત્ત્વ અનન્યતા નિશ્ચય ખાતરી

વગેરે બતાવે છે; ઉદા૰ આવું જ, સાંજ
જી સ. (કા.) જુઓ 'જે' સ
જી પું. (ચ.) જઈ, પૈસો
જી સ્ત્રી (પ્રા. જીઆ) માતા, બા
જી અ. (સં. જય) 'આ રહ્યો' 'વારુ' વગેરે અર્થનો માનવાચક ઉદ્ગાર (૨) નામને જોડાતો માનવાચક શબ્દ; ઉદા૰ પિતાજી (૩) અ. ગેય કાવ્યોમાં પંક્તિઅંતે નિરર્થક વપરાય છે.
જૂ સ્ત્રી. માથાના વાળમાં કે ચામડી પરના વાળમાં પડતું એક જંતુ, ટોલો
જે સ. (૨) વિ. (સં. યઃ) ('તે' સાથે સંબંધમાં વપરાય છે)
જે અ. (સં. યદ્) (વાક્યના બે ભાગને જોડતું અપેક્ષાપૂરક અવ્યય) કે
જે પું. સ્ત્રી. (સં. જય) ફતેહ
જો અ. (સં. યતઃ) સંશય કે શરત બતાવે છે, 'તો' સાથે વપરાય છે.
જ્ઞ વિ. (સં.) જાણનારું (સમાસને છેડે); ઉદા૰ સર્વજ્ઞ
જ્યાં અ. જે જગ્યાએ, જાહીં
જ્યા સ્ત્રી. (સં.) ધનુષની દોરી, પણછ (૨) 'સાઈન' (ગ.)
ટૂં અ. (રવા૰) વાછૂટનો અવાજ
ટેં અ૰ (રવા૰) થાકીને લોથ
ઠા પું. (સં. સ્થા) ઠામ, ઠેકાણું (૨) સ્થિરતા
ઠૂં અ. સ્તબ્ધ, છક (૨) ધરાઈ ગયું હોય એમ (૩) લોથપોથ થાકી ગયું હોય એમ
ઢ પું. (સં.) મૂર્ધસ્થાની ચોથો વ્યંજન
ઢ વિ. ભણવામાં ઠોઠ, અભણ

ત પું. (સં.) દંતસ્થાની પહેલો વ્યંજન
તા પુ. (ફા.) એક, કાગળ, તાવ
તા પું (સં. તાપ) તપાટ, તાપ
તા. 'તારીખ'નું ટૂંકું રૂપ
તાં અ. (કા.) તો; ઉદા૰ હું તાં ન આવું.
તું સ. (સં. ત્વમ્) બીજો પુરુષ એકવચનનું સર્વનામ
તે સ. (સં. તદ્) ત્રીજો પુરુષ એકવચનનું સર્વનામ, એ
તેં (સં. ત્વયા) 'તું'ની ત્રીજી વિભક્તિ એ. વ.
તો અ. (સં. તતઃ) 'જો' સાથે કે એકલું, શરતી વાક્યમાં પ્રયોજાય છે; ઉદા૰ જો કહેશે તો જઈશું (૨) 'છતાં' ના અર્થમાં; ઉદા૰ હું તો આવીશ (તું ન કહે છતાં.) (૩) 'બીજું કાંઈ નહિ તો આટલું તો' એ અર્થમાં; ઉદા૰ જાઓ તો ખરા, ખાઈ તો લો.
ત્યાં અ. એ ઠેકાણે, તહીં (૨) એ સંજોગોમાં
થૂ અ. (રવા૰) થૂંકવાનો અવાજ
દા પું. જુઓ 'દાન.' [સંજ્ઞા
દા પું. માત્રામેળ પિંગળમાં 'બેમાત્રા'ની
દી પું. દિવસ (કા.) (૨) (લા૰) સૂર્ય, દશાનો ગ્રહ [(અંકમાં)
દ્વ વિ૰ (સં. દ્વિ) બે (સમાસમાં); બમણું
દ્વ વિ. (લા૰) મૂર્ખ
દે 'દેવું'નું આજ્ઞાર્થ એ. વ. રૂપ
દે, દે 'દેવું'નું વર્તમાન ત્રીજો પુરુષ એ. વ.નું રૂપ
દો, દ્યો 'દેવું'ના આજ્ઞાર્થ બહુવચન વૈકલ્પિક રૂપ
દ્યો સ્ત્રી. (સં.) આકાશ (૨) સ્વર્ગ

દ્રો સ્ત્રી. એક વનસ્પતિ, દૂર્વા, ધરો.
ધ પું. (સં.) સારીગમમાં 'ધૈવત' સ્વરની સંજ્ઞા (સંગીત)
ધા પું. સ્ત્રી. (દે. ધાહા) મદદ માટેનો પોકાર (૨) (કા.) હાય
ધી સ્ત્રી. (સં. દુહિતા) (ક.) દીકરી
ધી સ્ત્રી. (સં.) બુદ્ધિ [ધોવું એ
ધો પું. પ્રવાહ (૨) પું. સ્ત્રી. ધોવણ,
ધ્રો સ્ત્રી. જુઓ 'દ્રો,' ધરો, દૂર્વા
ન પું. (સં.) દંતસ્થાની અનુનાસિક વ્યંજન (૨) અ ના, નહિ (વાક્યારંભે કે વાક્યાંતે નથી વપરાતો)
ના અ. નહિ (૨) સ્ત્રી નકાર
ના (ફા.) નામને વિ૦ની આગળ વપરાતો નકારસૂચક પૂર્વગ; ઉદા૦ નાપસંદ
નિ (સં.) ક્રિયાપદ અને નામની આગળ નીચેના અર્થોમાં લગાડાતો ઉપસર્ગ: (૧) નીચે, તળે, અંદર; ઉદા૦ નિમગ્ન (૨) ગાઢતા અતિશયતા; ઉદા૦ નિકુંજ, નિગ્રહ, નિગૂઢ
નિ (સં. નિસ્-નિર્) 'બહાર' એવા અર્થમાં; ઉદા૦નિસાસો (૨) અભાવ, ઓછપ એવા અર્થમાં; ઉદા૦ નિલાજરું, નિધણિયું, નિધડક
ની પું. નિષાદ સ્વરની સંજ્ઞા (સંગીત)
નૃ પું. (સં) નર, માણસ (સમાસમાં)
ને અ. અને
ને (સર૦ સં. નનુ; જૂ. ગુ. 'ન') વાક્ય કે આજ્ઞાર્થક ક્રિ૦ને અંતે વપરાય છે ત્યારે 'આગ્રહ' 'ખરેખરપણું' એવો ભાવ ઉમેરે છે; ઉદા૦ આવને, બોલું તો અન્યોન્ય ને. (૨) પ્રશ્નાર્થ ક્રિ૦ જોડે હકાર સૂચવે છે; ઉદા૦ મેં કહ્યું
ને સ્ત્રી. (અ.) હુક્કાની ને [હતું ને?
નો અ. (ફા.) ન
નૌ સ્ત્રી. ન. (સં.) નૌકા, હોડી
ન્યા પું. (અ.) દેવતા, અગ્નિ
ન્યા પું. (સં. ન્યાય) ન્યાય, ઈન્સાફ (કા.)
ન્યાં અ. (કા.) ત્યાં
પા વિ. (સં. પાદ) ચોથા ભાગનું
પા સ્ત્રી. (સં. પાર્શ્વ) બાજૂ
પા પું. પાડો, વાસ, લત્તો
પી અ. (રવ૦) તિરસ્કારાર્થ ઉદ્‌ગાર, હુરિયો (૨) પિપૂડીનો અવાજ
પૂ ન (રવા૦) પેશાબ (બાળભાષામાં) (૨) અ. હુરિયો
પે અ. (ષ.) ના કરતાં (૨) ઉપર
પે ન. પેયું, પેકું [વહેલું પરોઢ
પો પું. સ્ત્રી. પરોઢનો પ્રકાશ (૨) વહેલું
પો સ્ત્રી ન. પાસાના દાવમાં એકનો દાવ (૨) કોડીઓના દાવમાં ૧૦, ૨૫. ૩૦ જેવા દાણા કે તે પડે ત્યારે લેવાનો એક વધુ દાણો (૩) ચોપાટમાં પહેલું ખાનું [દસ્તૂરી
ફી સ્ત્રી (અં.) લવાજમ (૨) મહેનતાણું,
ફૂ અ. (રવા૦) ફૂંકાડાનો અવાજ
ફૂં અ (રવા૦) એવો અવાજ, ફૂ
ફે અ. શ્વાસ નીકળી જાય હોય તેમ (ડરથી કે થાકથી) (૨) (કા.) હાક, ડર [(૨) સ્ત્રી હાહાકાર
ફેં અ. (રવ૦) થાકની હાંફનો અવાજ
બા સ્ત્રી. મા (૨) વડીલ સ્ત્રી
બી ન. (સં. બીજ) બિયું. બીજ (૨) (લા૦) મૂળ. મૂળ કારણ

બી અ. (સુ. પારસી) પણ, વળી

બૂ સ્ત્રી. (ફા.) બો, ગંધ

બૂ સ્ત્રી મુસલમાન સ્ત્રીના નામ પાછળ લગાડાય છે; ઉદા૰ મરિયમબૂ.

બે વિ. (સં. દ્વિ) '૨'

બે અ (ફા.) નિષેધ કે અભાવ અર્થનો ઉપસર્ગ, ઉદા૰ બેજાર

બેં અ (રવા૰) બકરાંઘેટાંનો અવાજ

બો સ્ત્રી. (ફા.) બૂ, ગંધ, વાસ (૨) (લા૰) અભિમાન

બો સ્ત્રી.(અં.) ગીડો ઇ૰ બાંધવા વપરાતી એક જાતની દોરી (૨) 'ટ્રવાઇન', નેકટાઇની ગ્રંથિ

ભા સ્ત્રી (સં) કાંતિ, તેજ

ભાં પું. ('ભાઈ' ઉપરથી) વડીલ માટે સંબોધન (૨) દાદા બાપ કે મોટાભાઈ

ભાં અ. (રવા૰) ગાયનો કે મોટરના જેવો અવાજ

ભૂ સ્ત્રી. (સં.) પૃથ્વી, ભૂમિ

ભૂ ન. (બાળભાષામાં) પાણી

ભે પુ. સ્ત્રી. (સં. ભય) ભય (૨) (લા૰) જોખમ

ભેં અ. (રવા૰) રડવાનો અવાજ

ભો પું. (સં. 'ભય' ઉપરથી) ભય

ભો અ. (સં.) ઓ! એ! (સંબોધનનો ઉદ્ગાર)

ભોં સ્ત્રી (સં ભૂમિ) ભોંય

ભોં ન (૨) અ. (રવા૰) ભૂંગળ મોટર કે ગાયના બરાડવાનો અવાજ

ભ્રૂ સ્ત્રી. (સં) ભ્રુ, ભ્રમર

મ પુ સંગીતના મધ્યમ સ્વરનો સંકેત

મ અ (સં. મા) નહિ, મા (આજ્ઞાર્થે)

મા અ. (સં.) નહિ, ના (આજ્ઞાર્થમાં)

મા સ્ત્રી (સં. માતા) માતા (૨) ડોસીમા

માં અ (સં. મા) મા, નહિ (આજ્ઞાર્થમાં)

મીં સ. (સર૰ મ.) મેં (ઉત્તર ગુજરાત અને કા. આદીગોમાં)

મે પું. (અં.) ઇસ્વીસનનો પાંચમો મહિનો

મેં સ (સં. મયા) 'હું'નું ત્રીજી વિભક્તિનું એકવચન

મોં ન. (સં. મુખ) મુખ, મોઢું (૨) (લા૰) આબરૂ, લાજ, શરમ

ય અ. પદને અંતે આવતાં 'પણ, વળી'નો અર્થ બતાવે છે (૨) પ્રશ્નાર્થક સર્વનામને લાગતાં અનિશ્ચિતાર્થપણાનો અર્થ બતાવે છે; ઉદા૰ કેવુંય, કેટલુંય

યે અ 'ય' જેવો જ અર્થ સૂચવે છે.

યા અ (ફા.) હે, અરે (૨) અથવા, યાને

રા પું. (સં. રાજા) રાજશ્રી (૨) ઈશ્વર

રી પુ. સંગીતના ઋષભસ્વરની સંજ્ઞા

રૂ ન (દે. રૂઅ) બી કાઢી લીધેલો કપાસ

રે અ (સ) ઓ! એ! સંબોધનનો ઉદ્ગાર (૨) કવિતામાં પાદપૂર્તિ માટે નિરર્થક મુકાય છે.

રો પું. હદ, શુમાર

લ પું (સં) પિંગળમાં લઘુ સ્વરની સંજ્ઞા

લા સ્ત્રી. (જુઓ લાય) જ્વાળા, આગ

લા (અ.) નકારદર્શક પૂર્વગ; ઉદા૰ લાઇલાજ

લૂ સ્ત્રી. લૂખ, ઉનાળાના ગરમ પવનનો ઝપાટો

લે 'લેવું'નું આજ્ઞાર્થ બીજો. પુરુષ એકવચન (૨) અ. વાહ, ઠીક એ અર્થનો ઉદ્ગાર

લે, લ્યે 'લેવું'નું વર્તમાનકાળ ત્રી.પુ એ.વ.

લો, લ્યો 'લેવું'નું આજ્ઞાર્થ બી.પુ બ.વ.

વ અ. (ફા.) અને
વા અ. (સં.) અથવા, કે, યા
વાં પું. (સં. વાત, વાયુ) પવન, વાયુ (૨) શરીર પર ગડગૂમડ નીકળવાનો, માથામાં કે કાનમાં ચસકા નાંખવાનો કે સાંધા રહી જવાનો રોગ (૩) (લા૦) રોગ કે વિચારનું મોજું
વિ (સં.) એક ઉપસર્ગ. જુદાઈ વિરોધ કે ઊલટાપણું બતાવે; ઉદા૦ વિયોગ, વિરોધ (૨) પુષ્કળપણું કે વિશેષતા બતાવે; ઉદા૦ વિવેક, વિનાશ (૨) બહુવ્રીહિ સમાસમાં 'વગરનું' 'વિગત' એવા અર્થમાં આવે; ઉદા૦ વિધવા
શું સ. (સં. કીદશ) વસ્તુવાચક પ્રશ્નાર્થ સર્વનામ; ઉદા૦ શું કરો છો? શું ખાધું? શું જોયું? (૨) વિ કયું, કઈ જાતનું એ અર્થમાં સવાલ પૂછતાં વપરાય છે; ઉદા૦ એ શો પદાર્થ છે? (૩) આશ્ચર્યસૂચક; ઉદા૦ શો રોફ! (૪) પ્રશ્નાર્થસૂચક; ઉદા૦ શો વિચાર છે! શી વાત છે? (૫) કેટલાક પ્રયોગોમાં કઈ, શુંય એવો અર્થ થાય છે; ઉદા૦ શુંનું શું થઈ ગયું (જુઓ 'શુંય' પણ) (૬) બે પરવાઈ કે તુચ્છકાર બતાવવા પ્રશ્નાર્થે પ્રયોજાય છે; ઉદા૦ એ માર શું ખાળવાનો હતો? (૭) બંને અથવા બધા સરખા એવો ભાવ બતાવવા બેવાર શું વપરાય છે; ઉદા૦ શું મોટા, શું નાના. (૮) અ. પ્રશ્નવાચક; ઉદા૦ તમે આવવાના છો શું?
શું (સં. સદૃશ) સરખું, જેવું (નામને છેડે); ઉદા૦ તોબરાશું મોં
શું (સં. સહિત) સાથે, સહિત; ઉદા૦ 'રામ નામશું તાળી લાગી' (કવિતામાં)
શે સ્ત્રી. પતંગ ચગાવતાં દોરી છૂટી મૂકવામાં આવે છે એ ક્રિયા
શે અ. (પ.) 'શું' સ.નું ત્રી. વિ. એ વ; શા કારણે, શાથી (૨) શા માટે (પ્રશ્નાર્થક)
શ્રી સ્ત્રી. (સં.) લક્ષ્મી (૨) સૌંદર્ય, શોભા (૩) ધર્મ અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થ (૪) પું. એક રાગ (૫) લખાણના આરંભમાં વપરાતો મંગળશબ્દ (૬) 'શ્રીમાન' 'શ્રીમતી'નો સંક્ષેપ (નામની આગળ લગાડાતો આદર બતાવતો શબ્દ)
સ (સં. સુ) એક પૂર્વગ 'સુ, સારુ' એ અર્થનો; ઉદા૦ સજાત, સપૂત
સા પું. સંગીતના સ્વરસપ્તકમાંનો પ્રથમ સ્વર, ષડ્જ
સા પું. (ફા.) ગંધ, વાસ (૨) (લા૦) શક્તિ, તાકાત
સુ (સં) નીચેના અર્થમાં વપરાતો ઉપસર્ગ: (૧) સુંદર, સારું; ઉદા૦ સુકેશી, સુવાસ (૨) સારી રીતે, ખૂબ; ઉદા૦ સુરક્ષિત (૩) સહેલાઈથી ઉદા૦ [સુકર, સુલભ
સે સ્ત્રી. મદદ
સેં વિ. (સં. શત) એક સિવાયનાં સંખ્યાવાચક વિ. સાથે વપરાતું 'સો'નું રૂપ; ઉદા૦ બસેં, ચારસેં
સો પું. (સં. શત) '૧૦૦'
સાં સ્ત્રી. (સં. સંજ્ઞા) સોયા, ભાન, શુદ્ધિ (૨) (લા૦) સમજણ, અક્કલ (૩)

સ્ફૂર્તિ, તેજ

સો વિ (સં સર્વ) સઘળુ, સર્વ, સહુ

સ્ક્રૂ પુ (અં) પેચવાળો ખીલો

સ્ત્રી સ્ત્રી (સં) બૈરી (૨) પત્ની

સ્વ સ. (સં) પોતાનુ, પોતીકુ

હું અ. (રવા૦) આશ્ચર્ય ધમકી તુચ્છકાર હમાર હાજીહા કે ઉત્સાહ બતાવનાર

હા અ (સં) અરે ! અહા ! [ઉદ્ગાર

હા અ સંમતિસૂચક ઉદ્ગાર (૨) સ્ત્રી હા કહેવી એ, સ્વીકાર

હાં અ હા, ભાર અનુરોધ કે વિનવણીનો ઉદ્ગાર, ઉદા૦ તમે એમ કરજો હાં ! (૨) ચાલુ વાતમા વચ્ચે હોકારો-દેવાનો ઉદ્ગાર (૩) સામો હોકારો-પડકાર કરવાનો ઉદ્ગાર

હું સ. (સં અહમ્) પ્રથમ પુરુષ એક વચનનું સર્વનામ

હું અ ખોંખારો ગુસ્સે વિરોધ ગર્જના ઇ૦નો ઉદ્ગાર

હૈ સ્ત્રી ધીરજ, હિંમત

હે અ. (સં) સંબોધન કરવાનો ઉદ્ગાર

હે અ (રવા૦) એ, વિસ્મય, ધમકી વગેરે બતાવનારો ઉદ્ગાર (૨) ફરીથી કે રહીને પ્રશ્ન કરતી વેળાનો ઉદ્ગાર

હીં અ. અહીંયા (કવિતામા)

હ્રી સ્ત્રી (સં) લાજ, શરમ, મર્યાદા

નોંધ-એકાક્ષરી ક્રિયાવાચક શબ્દો (ધાતુઓ) દ્વિ-અક્ષરીમાં-'વુ' પ્રત્યયસહિત આપેલા છે, તે ત્યાં ત્યાં જોવાં

# દ્વિ–અક્ષરી શબ્દો

## અ

હુંઅં અ. (રવા૦) 'હા'નો ઉદ્ગાર

## આ

ઊંઆં અ. (રવા૦) તરત જન્મેલા બાળકના રડવાનો અવાજ
જુઆ ન. પું. (સં. દ્યૂત) જુગાર
દુઆ સ્ત્રી. (અ.) આશીર્વાદ
દૂઆ પું બ. વ. (જુઓ દૂઓ) ૧×૨=૨ નો ૧૦ સુધીનો ગડિયો કે પાડો
દૂઆં ન. બ. વ. જુઓ 'દૂઆ'
ભૂઆ ન. બ. વ. (સર૦ ભૂ) પાણી (બાળભાષામાં)
હુંઆં અ. (રવા૦) જુઓ 'હંઅ'.

## ઈ

આઈ સ્ત્રી મા (૨) દાદી (૩) દેવી
કઈ સ. સ્ત્રી. 'કયું'નું સ્ત્રીલિંગ
કંઈ અ. (જુઓ 'કહીં') (ચ) કયાં
કંઈ સ. (અનિશ્ચિતાર્થ પ્રશ્નાર્થ તથા નકારાર્થમાં મુખ્યત્વે વપરાય છે) કાંઇ, અમુક, કશું
કેઈ સ. અનેક,'કેટલાક (૨) કેટલુંક થોડુંક
કાઈ સ્ત્રી. (જુઓ 'કાયા') કાયા, શરીર (૨) પાતળું પડ–આચ્છાદન, આવરણ
કાંઈ સ. (જુઓ 'કંઈ') કંઈક
કૂઈ સ્ત્રી. (સં. કૂપિકા) નાનો કૂવો
કોઈ સ. ગમે તે (જાણ કે નરતુ માટે અનિશ્ચિતાર્થવાચક)
ખાઈ સ્ત્રી. ઊંડો સાંકડો લાંબો ખાડો (૨) કોટને ફરતી ખાડી (૩) ગામનું મેલું પાણી જવા ખોદેલો કાંસ
ખાઈ સ્ત્રી. ('ખાવું' પરથી) ખાવાની ચીજ (૨) આજીવિકાનું સાધન
ખોઈ સ્ત્રી. (જુઓ 'ખોળો') બાળકને સુવાડવા માટે કરેલી કે બાંધેલી ઝોળી (૨) (કા.) પહેરેલા કપડાનો કે વધારાના કપડાનો પેટ કે નીચલા વાંસા ઉપર કરેલો ખોળાનો આકાર
ગઈ 'જવું'નું 'ભૂતકાળનું સ્ત્રી રૂપ (ભૂ. કૃ.) વિ. સ્ત્રી. ગયેલી, વીતેલી
ગૂઈ સ્ત્રી. ગળી, બદી (૨) (કા.) અળચી
ઘાઈ સ્ત્રી ઉતાવળ, દોડાદોડી (૨) ધાંધલ ધમાલ (૩) ભીડ, ભરાવો
ચાંઈ વિ. શરમિંદું
ચાંઈ સ્ત્રી. (સં. ચંદ્રિકા) નાનો ચાંલ્લો
ચૂઈ સ્ત્રી. માછલાંની શ્વાસ લેવાની ઇંદ્રિય (૨) કેટલાક પક્ષીની ચાંચ નીચે લટકતી લાલ ચામડી
દઈ સ્ત્રી (સં. દૈવ) 'જાણે' સાથે શ૦ પ્ર૦ માં 'કોણ જાણે' 'દૈવ જાણે' એ અર્થમાં વપરાય છે. (૨) (લા૦) ખુમારીનો ઠસ્સો
દાઈ સ્ત્રી. (ફા. દાયહ્) પ્રસવ કરાવનારી બાઈ, સુયાણી (૨) દાયણ (૩) ધાવ
ધાઈ સ્ત્રી ('ધાવવું' ઉપરથી) માનવ-સ્ત્રીનું ધાયું, સ્તન
નઈ સ્ત્રી. દૂધી
નાઈ પું. વાળંદ, હિંદુ હજામ

પઈ સ્ત્રી. (જુઓ અં. પાઇ) છાપખાના-માં નકામાં થયેલાં બીબાં (નો સિક્કો
પઈ સ્ત્રી. પૈસાના ત્રીજા ભાગની કીમત-
પાઈ સ્ત્રી. ('પા' ઉપરથી) તાંબાનો એક સિક્કો, પૈસાનો ત્રીજો ભાગ, પઈ
પાઈ સ્ત્રી. (અં) છાપખાનામાં નકામાં થયેલાં બીબાં
પોઈ સ્ત્રી. એક વેલ
ફૂઈ સ્ત્રી. (જુઓ 'ફોઇ') બાપની બહેન
ફુઈ, ફૂઈ સ્ત્રી. (દિ પુપ્ફા) (સુ. કા) ફોઈ
ફોઈ સ્ત્રી. (જુઓ ફુઇ) બાપની બહેન
બાઈ સ્ત્રી. કોઈપણ સ્ત્રી, બાયડી (૨) સ્ત્રીના નામ પાછળ લગાડાતો માન-સૂચક શબ્દ (૩) સાસુ (૪) નોકરડી
બોઈ સ્ત્રી. એક માછલી
ભાઈ પું માજણ્યો, સહોદર (૨) કાકા મામા માસો વગેરેનો દીકરો (૩) કોઈપણ માણસ માટે વિવેકયુક્ત સંબોધન કે માનસૂચક શબ્દ
ભોઈ પું. પાલખી ઉપાડવાનો ધંધો કરનારી જાતનો માણસ (સોરઠમાં આ જાત કડિયા વગેરે કામ કરે છે)
માઈ સ્ત્રી. (હિં) માતા
મૂઈ વિ. સ્ત્રી. 'મૂઉં'નું સ્ત્રીલિંગરૂપ
મોઈ સ્ત્રી. મોઈદંડાની રમતમાં નાનો લાકડાનો કકડો, ગીલી
મોઈ વિ. સ્ત્રી. (જુઓ 'મૂઈ') (૨) 'ભલે' 'ફિકર નહિ' એવા અર્થમાં ઉપેક્ષાપૂર્વક સ્ત્રીલિંગ શબ્દો સાથે
રાઈ સ્ત્રી. એક જાતનાં મસાલાનાં બી
રાઈ સ્ત્રી. (સં. રાજિ) (સમાસમાં) શ્રેણી, પંક્તિ; ઉદા૦ વનરાઈ

લઈ 'લેવું'નું કૃ. રૂપ, જેમકે લઈ આવવું, લઇ જવું ઇ૦
લૂઈ સ્ત્રી. સેવાગ
લોઈ સ્ત્રી. કામળ, ઊનનું કાપડ
વાઈ સ્ત્રી. ('વા' ઉપરથી) ફેફરું, ફસ, 'હિસ્ટીરિયા'
સઈ પું ન. અનાજનું એક માપ
સઈ પું (સં. સૂચિક) દરજી,
સાંઇ ન. સ્ત્રીઓનું પરસ્પર આલિંગન, સાંયું
સાંઇ પું. (સં. સ્વામી) પરમેશ્વર, ખુદા (૨) ફકીર
સોઈ સ્ત્રી. સગવડ, વ્યવસ્થા
સોઈ પું. (સં. સૂચિક) સઇ, દરજી
સોઈ સ્ત્રી. નાનો સોયો
છાંઈ સ્ત્રી જુઓ 'છાયા', છાંયડો
છોઈ સ્ત્રી સાંઠા ઉપરની પાતળી ચીપ, છાલ (૨) પતરાળાં કરવાની સળી
છોઈ સ્ત્રી. જુઓ 'છો', 'પ્લાસ્ટર'
જઈ પું ધેમો, દોદિયું, કાવડિયું
જાઈ વિ સ્ત્રી. (જાયું-જન્મવું, 'જાયુ' ભૂ કૃ. ઉપરથી) જણી, જણેલી (૨) પુત્રી
જાઈ (સં. જાતી) એક ફૂલવેલ
જૂઈ સ્ત્રી. (સં. યૂથિકા) એક ફૂલવેલ
ઝાઈ (સં. ધ્યાયિન્) આશ્રમદાતા, રક્ષક
ટાઈ સ્ત્રી. (અં.) જુઓ 'નેકટાઈ'
ડાઈ સ્ત્રી સુમેળ સંધિ (?)
ડોઈ સ્ત્રી. (જુઓ 'ડોયો') લાંબા ડાંડાનું એક વાસણ, લાકડાની લાંબી કડછી
તંઈ અ (સં. તદા,) (કા) જુઓ 'તૈંયે'; તેપછી, ત્યારે
તાઈ પું મુસલમાનની એક નાત, પીંજારા

(૨) વણકર (૩) સ્ત્રી. એક વસ્ત્ર
તૂઈ સ્ત્રી. તોઈ, ફીત, ગૂંથેલી કોર (૨) એક જાતનું પક્ષી, મેના
તોઈ સ્ત્રી. તૂઈ, કસબની કિનારી
તૂઈ સ્ત્રી. (જુઓ 'તુરાઈ') ફૂંકીને વગાડવાનું એક વાદ્ય, તૂરી
થઈ અ. ક્રિ. ('થવું'નું ભૂત કૃ. સ્ત્રી.) બની, રચાઈ, ઘડાઈ (૨) અ. 'થવું'નું કૃ રૂપ) થી, થઈને, દ્વારા, માંથી પસાર થઈને, ને રસ્તે
થૂઈ સ્ત્રી. (થૂ ઉપરથી) રમતમાં 'થૂ' કરીને વિરામ બતાવતો ઉદ્ગાર (૨) એવો વિરામ
થેઈ અ. (રવા૦) નાચનો અવાજ, થાથેઇ (૨) બાળકને ઊભું કરતાં બોલાતો ઉદ્ગાર

## ઉ

અઉ ન. (સં. અહિ) કરડે એવું છવડું (૨) સાપ
અઉ ન. આઉ, અડણ, ગાય વગેરેનો સ્તનભાગ
આઉ ન અડણ (૨) બાવલું
આંઉ અ. (રવા૦) એક નકાર કે નાપસંદગીસૂચક ઉદ્ગાર, હાંઉ
કાઉં પું (સં. કાક) કાગડો
કાંઉં અ (કા. ગામડિયા) શું
ખાઉ વિ ('ખાવું' ઉપરથી) ખાનારું–સહન કરનારું એવા અર્થમાં નામને છેડે વપરાય છે; ઉદા૦ ભાજીખાઉ મારખાઉ (૨) ન. ખાવાનું, ખાવું
ગાઉ પું. (સં ગવ્યૂતિ) અંતરનું એક પરિમાણ, કોસ (દોઢેક માઇલ ગુજરાતમાં, બે માઇલ સૌરાષ્ટ્રમાં)
ઘઉ પું. બ. વ. (સં. ગોધૂમ) એક અનાજ
ઝાઉ પું. એક વનસ્પતિ
ડ્રૉઉં અ. (રવા૦) દેડકાનો અવાજ
તાઉ વિ. ગરમ–આકળા મીજાજનું, ગુસ્સો કરી ઊઠતું
પાંઉં પું. ન. (પો) ડબલરોટી
બાઉ પું. (રવા૦) લાડવો (બાળભાષામાં)
બાઉ પું. (સુ) બહાઉ, હાઉ
ભાઉ પુ. [મ. (સં. ભ્રાતા)] ભાઈ (માનવાચક)
મઉ વિ ,ઘણા દિવસનું ભૂખ્યું, ભૂખથી ટળવળતું (૨) કંજૂસ (૩) ભૂખ્યા અને દુઃખી લોકોનું ટોળું
મઉ વિ. (સં. મૃદુ) પોચું
મૂઉં વિ. (સં. મૃત) મૂએલું, મરેલું (૨) ક્રોધ કે વહાલમાં ઉદ્ગાર
મ્યાઉં ન. (રવા૦) બિલાડીનો અવાજ, મિયાઉં
વાઉ સ્ત્રી. ('વા' ઉપરથી) પગમાં પડતી ફાડ, વેઢ (૨) (લા૦) વિ. વાયલ, ગાંડું
વેઉ(-વ) પું. એક વેલ
હાઉ પુ. (રવા૦) બાળકને ભય ઉપજાવનારો કાલ્પનિક બિહામણો જીવ
હાંઉં અ. હાં, બસ

## ઊ

ઊઊં અ (રવા૦) રડવાનો એવો અવાજ,

## એ

એં અ. (રવા૦) ન સંભળાવાથી ફરી પૂછવા માટે કરવામાં આવતો અવાજ, હેં (૨) હાં, પછી ! (૩) ધમકામણીનો અવાજ (૪) આશ્ચર્ય-ખેદસૂચક ઉદ્ગાર

એં અ. (ચ.) ત્યાં

છીએ અ. ક્રિ. 'છ'નું વર્ત. પ્ર. પુ. બ. વ.

રૂએ અ. (ફા.) પ્રમાણે:–ને આધારે કે ક્રમે યા કારણે

## ઓ

ચૂઓ પું. ઉંદર (૨) છાપરાનાં કાણાંમાંથી પડતાં ટપકાં

જાઓ 'જવું'નું આજ્ઞાર્થ બીજો પુરુષ બ.વ.–ત્રીજો પુરુષ એ.વ –બ.વ

જુઓ સ. ક્રિ. 'જોવું' આજ્ઞાર્થ બીજો પુરુષ બ. વ.–ત્રીજો પુરુષ એ. વ.–બ.વ.

ઓ સ. ('જે'નું બ.વ.)

ઓ પું. (સર૦ સં. ધવ–પતિ) બૈરીને કબજે ન રાખી શકે એવો પુરુષ, ભડવો, નામર્દ આદમી

દૂઓ પું. (સં. દ્વિક) બેની નિશાનીવાળું ગંજીફાનું પત્તું કે એવો પાસો

ફુઓ પું. ફોઈનો વર

લૂઓ પું. વણવા માટે લીધેલો કણકનો નાનો ગોળો

હુઓ(–વો) વિ. પું (સ. ભૂત) (પ.) હવો, થયો ('હોવું'નું જૂનું ભૂ કૃ નું પું. રૂપ)

## ક

ક ન. (સં.) દુઃખ (૨) અઘ, પાપ

ર્ક પુ. (અ.) જુઓ 'અરક', નિચોવ

ર્ક પુ. (સં.) સૂર્ય (૨) કિરણ (૩) (જ્યો.) ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર (૪) આકડો

ંક સ્ત્રી. બાથ, આલિંગન, ભેટવું એ

ંક પું (સં.) આંકો, ચિહ્ન (૨) સંખ્યાનું ચિહ્ન, આંકડો (૩) ડાઘો, કલંક (૪) ખોળો (૫) નાટકનો ભાગ (૬) (લા૦) ટેક

આંક પું. (સં. અંક) આંકનું ચિહ્ન (૨) કીમતનો અંક (૩) બ. વ ગડિયા

આંક પું. (સં અંક) ધરી

રેક પું (અ) સ્ત્રીપુરુષ–વિષયક પ્રેમ (૨) કામવિકાર (૩) (લા૦) રાગ

ઉત્ક વિ. (સં.) આતુર, ઉત્સુક

ઋક (–ચ–ચા) સ્ત્રી. (સં.) ઋગ્વેદ (૨) ઋગ્વેદનો મંત્ર

એક વિ. (સં.) '૧', સંખ્યામાં પહેલું (૨) સંખ્યાવાચક શબ્દને છેડે આવતાં આશરે શુમારે એવો અર્થ બતાવે છે. (૩) ફક્ત માત્ર' જેવો ભાવ બતાવે (૪) (લા૦) અજોડ, અદ્વિતીય (૫) એકમતનું, એકતાવાળું, સંપીલું, એકઠું

ઓક ન (સં.) ઘર, રહેઠાણ

ઓક સ્ત્રી. ઊલટી, બકારી

કર્ક પુ (સં.) કરચલો (૨) ધોળો ઘોડો (૩) સ્ત્રી. એક રાશિ

કર્કશ વિ. (સં.) પાપી (૨) પુ. પાપ

(૩) દંભ, છેતરપીંડી (૪) કીચડ, કચરો (૫) વાટીને બનાવેલો લોંદો, લુગદી (ઔષધ વગેરેની) (૬) કાનનો મેલ

કંક પુ. (સં.) જેનાં પીછાંમાંથી શર-પુંખ થાય છે તે પંખી (૨) બગલો (૩) પીંછાળું તીર (૪) (સંજ્ઞા) યુધિષ્ઠિરે વિરાટરાજાને ત્યાં ગુપ્તવાસમાં ધારણ કરેલું નામ (૫) નામધારી [બ્રાહ્મણ

કાક પું (સં.) કાગડો

કાક પું (અં. 'કૉક') પાણીની ચકલી

કેક સ્ત્રી (અં.) વિલાયતી ઢબે કરાતી કચોળી જેવી એક વાની

કોક વિ (૨) સ. જુઓ 'કોઈક'

કોક પુ. (સં.) હોલો (૨) દેડકો (૩) વરુ (૪) ચક્રવાક, સારસ (૫) (સંજ્ઞા) વિષ્ણુ (૬) કોકશાસ્ત્ર બનાવનાર પંડિત (૭) ન. કોકશાસ્ત્ર

ખલક સ્ત્રી. (જુઓ ખલક) (અ) જગત, દુનિયા (૨) માણસજાત, સંસાર

ખાક(-ખ) સ્ત્રી. (ફા) રાખ, ધૂળ (૨) મારેલી ધાતુ (૩) (લા૦) નાશ, પાયમાલી

ગ્રીક વિ. (અં.) ગ્રીસ દેશનું (૨) પુ ગ્રીસનો વતની (૩) સ્ત્રી ગ્રીસની ભાષા

ઘૂક ન. (સ) ઘુવડ

ચક પુ. (તુર્કી ચિક) બારણા પર નાખવાનો સળીઓનો પડદો, જાળીદાર અંતરપટ

ચક પું. સ્ત્રીઓનું એક ઘરેણું

ચાક પું. (સ. ચક્ર) (કચ્છ) કુંભારનો ચાક (૨) ખચ્ચર

ચાક વિ. (તુર્કી) તંદુરસ્ત, બરોબર તૈયાર (દા. ત. એની તબિયત ચાક છે.)

ચાક વિ (ફા.) ફાટેલું, ચીરેલું

ચાક પું. (અં. ચૉક) એક જાતની ધોળી પોચી માટી, ખડી

ચાક પું. (સં. ચક્ર) પૈડું, ચક્કર (૨) કુંભારનું ચક્ર, ચાકડો (૩) ચક્રની ગતિ, ચક્કર ચક્કર ફરવું, ઘૂમરી (૪) સ્ત્રીના અંબોડામાં ઘલાતું એક ગોળાકાર બિસ્કા જેવું ઘરેણું

ચીક પું. સ્ત્રી (જુઓ 'ચીકણું') વનસ્પતિનાં ફળ ડાંખળાં વગેરેમાંથી નીકળતો ચીકણો દૂધ જેવો પદાર્થ, ચીડ.

ચૂક સ્ત્રી. ('ચૂકવું' ઉપરથી) ભૂલ, કસૂર

ચૂંક સ્ત્રી. (સ ચુક્રકા) પેટની આંકડી

ચૂંક સ્ત્રી. નાની ખીલી, રેખ (૨) નાકનું એક ઘરેણું, સળી

ચેક પુ. (અં.) એક જાતનું ચોકડી ભાતનું કાપડ (૨) બેંકમાંથી નાણાં ઉપાડવાની ચિઠ્ઠી, હૂંડી

ચોક પુ (સં ચતુષ્ક) ઘર વચ્ચે ચોખંડી જગ્યા (૨) આંગણા આગળ ખુલ્લી જગ્યા (૩) રહેઠાણો વચ્ચેની ખુલ્લી જગ્યા (૪) ખુલ્લું બજાર (૫) ચાર કડીઓની ટૂક (૬) (પાસાની રમતમાં) ચારનો દાવ

ચોંક સ્ત્રી. (સં ચમત્કૃ) ગોકવું, સાવચેતી

છક અ (સં ચકિત) દિગ્મૂઢ ચકિત (૨) પુ છાક, તોર [સમૂહ

છક ન (સ ષટ્ક) (આંકમાંનો) છ નો

છાક પુ. નશો, કેફ (૨) તોર, મીજાજ

છાક ન્ની દર્શક

છીંક સ્ત્રી. (દિ. છિક્કા) 'છી' થઈને નાકમાંથી જોરથી શ્વાસ બહાર ફેંકાવો એ [અંત, છેડો, હદ
છેક અ તદ્દન, સાવ (૨) પું. (પ.)
જક સ્ત્રી. હઠ, હઠ (૨) રકઝક, પંચાત
ઝાક પું. (ફા.) બળનો ધક્કો (૨) ઘસારો (૩) વજનનું દબાણ (૪) (લા૦) વ્યવહારનો બોજો (પ) ખર્ચનો ભાર
ઝોક(-ખ) સ્ત્રી જળો
જોક (પું.) ઢોરનો વાડો ઝોક, ઢોરનું જૂથ
ઝિંક ન (અં.) જસત (૨) આંખમાં આંજવાની જસતની જણ
ઝીક સ્ત્રી. કસબી તારનું ભરત
ઝીક, ઝીંક સ્ત્રી ઝીંકવું એ, પછાડ
ઝૂંક સ્ત્રી (જુઓ ઝૂંકાવું) (ગ્રા.) એકાએક આંખમાં કાંઈ ઝપટાવું એ, ઝોકો
ઝોક પુ. સ્ત્રી. ('ઝૂકવું' ઉપરથી) વાંક, વલણ, ઝૂંકવાપણું (૨) (જુઓ ઝૂંક) આંખમાં કાંઈ ઝપટાવું એ, ઝૂંક (૩) (લા૦) નુકસાન (૪) સુરેખાનો ઢોળાવ 'ઇંક્લિનેશન' (ગ)
ઝોક પુ (જુઓ 'જોક') ગાય કે ઘેટાં બકરાંનો વાડો
ટક અ. (રવા૦) ટંકાવાથી થતો અવાજ, ખટ્ દઈને થતો અવાજ (જેમકે ઘડિયાળનો, કૅમેરાની કળનો) (૨) (લા૦) 'કેવો બન્યો !' એવો ભાવ બતાવતો ઉદ્ગાર
ટંક પુ (ગ.) છાપ મારેલો સિક્કો, ટકો (૨) પૈસાભારનું, ટાંક
ટંક સ્ત્રી. નક્કી વેળા-વખત (જેમકે ખાવાનો કે દોહવાનો), ટાણું
ટાંક પું. શેરનો ૭૨ મો ભાગ (૨) મોતી તોળવાનું એક વજન
ટાંક સ્ત્રી (ટાંકવું-ટાંકી-નોંધી રાખવું ઉપરથી) લખત, લખાણ (૨) (ટાંકવું-ઘડવું ઉપરથી) ઘડેલી કલમની અણી (૩) અણિયું, ટાંપ, 'નિબ'
ટાંક સ્ત્રી. ટંક વેળા
ટુક પું. ટુકડો (પ.)
ટૂક સ્ત્રી પર્વતની ટોચ, શિખર
ટૂક સ્ત્રી. કવિતાની અમુક કડીઓનો સમૂહ, તૂક
ટૂક સ્ત્રી. (ટોકણી-ટોકવાની અસર) સ્વમાનની ટેક-લાગણી
ટૂંક સ્ત્રી. (જુઓ 'ટૂક') કવિતાની ટૂક
ટૂંક વિ (જુઓ ટૂંકું) ટૂંકું, થોડું
ટેક પુ. સ્ત્રી. (જુઓ 'ટેકવું') ટેકો (૨) કવિતાનું ધ્રુવપદ (૩) (લા૦) પણ, નિશ્ચય (૪) શાખ, આબરૂ
ટૅંક સ્ત્રી (અં.) પોલાદી બખતરવાળું યુદ્ધનું એક નવીન વાહન, રણગાડી (૨) પાણીની મોટી ટાંકી
ટો(-ટોં)ક સ્ત્રી. ('ટોકવું' પરથી) વારવાર કહેવું-ઠપકો આપવો એ (૨) નજર લાગવી-ટોકાવું એ
ટ્રંક સ્ત્રી (અં.) પતરાની પેટી
ઠીક વિ. સારું, યોગ્ય, જોઈએ તેવું, બરોબર (૨) બહુ સારું કે નઠારું નહિ એવું, (માત્રામાં) સાધારણ (૩) અ સારું વારુ ભલે એવો અર્થ બતાવનારો ઉદ્ગાર
ઠેક સ્ત્રી. (જુઓ ઠેકો) તાલ (૨) (જુઓ ઠેકવું) કૂદકો, છલંગ

ઠેક સ્ત્રી. મશ્કરી, ટેકડી
ડાક સ્ત્રી. (હિં.) ટપાલ (૨) મુસાફરો ટપાલ વગેરે લઈ જવા માટેની ટપ્પાઓની ગોઠવણ (૩) ડાકગાડી
ડાક ન. જુઓ 'ડાકલું'
ડાંક(-ખ) પું. (સર૦ ડાંસ) લીલી મોટી માંખ (૨) નંગની નીચે એનો પ્રકાશ વધે એ માટે મુકાતી ચકચકિત પતરી (૩) ધાતુના સાંધા પૂરવામાં વપરાતો
ડેક ન (અં.) વહાણનું તૂતક [પદાર્થ
ડોક સ્ત્રી. (જુઓ 'ડોકુ') કોટ, ગરદન
ઢી(-ઢીં)ક સ્ત્રી. (રવા૦) ધીબકો, ધપ્પો
ઢેક વિ. ઢેંક, છેલ્લું (રમતમાં વપરાય છે)
ઢેંક વિ. ઢેક (૨) તદ્દન હલકી કોટિનું
તક સ્ત્રી. અનુકૂળ વખત, પ્રસંગ, લાગ
તર્ક પું. (સં.) અનુમાન, કલ્પના (૨) વિચાર, પ્રક્રિયા (૩) સંભવિત ખુલાસો, 'હાઈપોથેસિસ' (૪) તર્કશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર
તાક સ્ત્રી. (સં. તક; સર૦ મ.) છાશ
તાક સ્ત્રી. (જુઓ તાકવું') નેમ, ચોટ (૨) પું. લાગ, તાકડો
તાક પું. ચણતરની અર્ધગોળાકાર વાળેલી કમાન
તુર્ક પું. (ફા.) જુઓ 'તુરક', તરક
તૂક સ્ત્રી. કવિતાની કડી, ટૂક
તોક સ્ત્રી. (અ. તૌક) ગળામાં નાખવાની વજનદાર બેડી (૨) કોશ, હળપૂણી
ત્રાક સ્ત્રી. (સં. તર્કુ) જેના પર સૂતર કંતાય છે તે સોયો
ત્રિક ન (સં.) ત્રણનો સમૂહ
ત્વક(-ચ) સ્ત્રી. (સં.) ચામડી, ત્વચા
થાક પું (જુઓ થાકવું') શ્રમ, થાકવું એ
થાક પુ. ફૂલમાળામાં વચ્ચે વચ્ચે મુકાતો છૂટો કે ગુચ્છો
થૂક, થૂંક ન. (સં. થૂત્કૃત) 'થૂ' કરી મોંમાંથી ફેંકાતી લાળ (૨) મોંમાં ઝરતી લાળ (૩) (લા૦) નિંદા, ગાળ
થેક સ્ત્રી. એક છોડના મૂળમાંથી મળતો જુવાર જેવો ખાવાનો પદાર્થ
થેક સ્ત્રી. ઠેકડો [ખડૂકલો
થોક પું. સ્ત્રી. (દે થક્ક) જથો, ઝૂડો,
દિક(-ગ) સ્ત્રી. (સં.) દિશા
દૃક(-ગ) સ્ત્રી (સં.) દૃષ્ટિ, નજર (૨) આંખ (૩) એની સંજ્ઞા
ધક(-ખ) સ્ત્રી (જુઓ 'ધખવું') તરસ (૨) (લા૦) ધગશ, જોશ (૩) ત્વરા (૪) ધ્યાન [(૩) સ્ત્રી બહેરાપણુ
ધાક પુ. સ્ત્રી ડર, બીક (૨) અંકુશ
ધિક્ અ. (સં.) ધિક્કારવાચક ઉદ્ગાર, ફટ
નાક ન (સં.) સ્વર્ગ
નાક ન. નાસિકા (૨) (લા૦) આબરૂ (૩) કોઈ પણ વર્ગની મુખ્ય વસ્તુ
નિષ્ક પુ. (સં) સોનાનો એક પ્રાચીન સિક્કો, સોનામહોર
નીક સ્ત્રી. પાણી જવાનો રસ્તો, મોરી
નેક વિ (ફા) પ્રામાણિક, ન્યાયી (૨) નીતિમાન (૩) ધાર્મિક (૪) સ્ત્રી. નેકી, ન્યાયીપણુ (૫) પુ. હક, પ્રમાણ (૬ ભાવ, દર
નોક(-ખ) વિ. (દે. ણવક્ખ) અનોખું, સુંદર
નોક(-ખ) પુ. સ્ત્રી. (ફા.) અણી, છેડો
નોક(-ખ) સ્ત્રી. ટેક, વટ, વક્કર (૨)

છટા, શોભા (૩) ઘાટ, મોખરો,
પંક પું. (સં.) કાદવ [મુખવટો
પાક વિ (ફા.) પવિત્ર (૨) પ્રામાણિક
પાક પું. (સં) પરિપક્વતા (૨) નીપજ (૩) ખેતીની ઊપજ (૪) પાકવું એ ગૂમડું (૫) રસોઈ, પકવવું એ (૬) પકવાન્ન, ગોળચોપડી (૭) (કા૦ શા૦) અર્થની પરિપક્વતા, હૃદયગમ અર્થ-ગાંભીર્ય
પિક પું (સં.) કોકિલ, કોયલનો નર
પિક સ્રી (રવા૦) (સર૦ હિં. પીક) થૂક, પીક (૨) પાનનું થૂંક કે એની
પીક ન. (મ.) પાક, મોલ [પિચકારી
પીક સ્રી. જુઓ 'પિક' (૨) એની પિચકારી
પૅક વિ (અં. પૅક્ડ) (લા૦) હોશિયાર,
પોક સ્રી બૂમ પાડીને રડવું એ [પકડું
પોંક(-ખ) પું. દૂધ ભરાયેલાં કણસલાંને ભૂંજીને કાઢેલા કણ
પ્રાક્(-ગ્) અ. (સં.) પહેલાં, અગાઉ
ફાક પું. (જુઓ ફાકો) ખાવાનું ન મળવાથી થતું અનશન
ફાક સ્રી. (ફા. ચાક) ગાબ (૨) ભૂકી (૩) જુઓ 'ફાકો'
ફાંક સ્રી. (હિં.) ચીર, ફાટ [મોળાશ
ફીક સ્રી. (જુઓ ફિક્કું) ફિક્કાશ (૨)
ફૂંક સ્રી. મોંથી પવન ફેંકવો એ (૨) પ્રાણ
ફોક વિ. ફોગટ, રદ, વ્યર્થ
બક પું. (સં.) બગ, બગલો (૨) (સંજ્ઞા) કૃષ્ણે મારેલો એક રાક્ષસ
બાંક પું. (પો. બાન્કો) બેસવાની પાટલી, બાંકડો
બીક સ્રી. ('બીવું' પરથી) ભય, ડર
બુક સ્રી. (અં.) પુસ્તક ચોપડી
બૂક પું. (દે. બુક્ક) હથેળીમાં ભરી ખાધનો ભરાતો બૂકડો [કિટલું ક (ચ.)
બેક વિ. (બે+એક) બે એક (૨) થોડુંક,
બેન્ક સ્રી. જુઓ 'બેંક' [પેઢી કે મંડળ
બેંક સ્રી. (અં.) શરાફી કામ કરતી
બ્રેક સ્રી. (અં.) ગતિમાન ચક્રને થોભાવવાની ચાંપ (૨) રેલ્વેમાં ગાર્ડનો ડબો કે જેમાં લગેજ સામાન ભરવામાં આવે છે.
બ્લૉક પું. (અં.) ચિત્ર કે છબી છાપવાનું તૈયાર કરેલું બીબું (૨) મોટાં મકાન-ચાલી વ૦માં એક કુટુંબ સ્વતંત્ર રહી શકે એવો અલગ સગવડવાળો એનો પ્રત્યેક ભાગ
ભૂંક સ્રી. ભૂંકવું એ
ભો(-ભોં)ક ન. ('ભોકવું' પરથી) છિદ્ર, કાણું (૨) (લા૦) ભોંકવાની અસર
માર્ક પું. (અં.) ચિહ્ન (ટ્રેડમાર્ક), મારકો (૨) પરીક્ષામાં પરિણામરૂપે અપાતો ગુણાંક, ગુણ (૩) જર્મન સિક્કો
મુશ્ક સ્રી. (હિં. મુશ્ક) ખભો અને કોણીનો વચલો ભાગ (૨) (ફા મુશ્ત)
મુશ્ક સ્રી. (ફા) કસ્તૂરી [મુક્કી
મૂક વિ. (સં.) મૂંગું
મૂક સ્રી. ('મૂકવું' પરથી) મૂકવું એ
રંક વિ. (સં.) ગરીબ, રાંક
રાંક વિ. (સં. રંક) ગરીબ (૨) સાલસ
રોક વિ. રોકડું
રોક સ્રી. ('રોકવું" ઉપરથી) રોકાણી, અટકાયત

લંક વિ. પૈસાદાર (૨) પું. દગલો
લંક સ્ત્રી. પાતળી કમરનો લાંક કે મરોડ
લાંક પું. (સર૦ હિં લંક, લૌંક =કમર, કટિ) લંક, કમરનો વાંક-મરોડ
લીક સ્ત્રી. (હિં.) લીટી (૨) હદ
લુક(-ખ) સ્ત્રી. જુઓ 'લૂ'
લોક પું. (સં) જનતા (૨) વર્ગ, જાતિ (૩) કર્મફળ ભોગવવાનાં માનેલાં જુદાં જુદાં સ્થાન કે જગત (ઉદા૦ સ્વર્ગલોક, બ્રહ્મલોક) (૪) હિંદુમાં આહીર વગેરે ઊતરતી કોમ
વલ્ક ન. (સં.) ઝાડની છાલ
વક પું. (ફા.) લોટ બંધાય એવી ચીકાશ
વંક વિ. (સં) વાંકું (૨) પું. આડું વલણ [તેવી એની ચીકાશ
વાક પું. કસ, સત્ત્વ (૨) લોટે બંધાય
વાક(-ગ) સ્ત્રી. (સં.) વાચા, વાણી
વાંક પું. (જુઓ 'વાંકું') અપરાધ, ખામી, દોષ (૨) વક્રતા, રાંટ (૩) સ્ત્રીઓના હાથનું એક ઘરેણું
વૃક ન. (સં) વરુ
શક પું. (અ.) વહેમ, શંકા
શક પું. (સં) એક પ્રાચીન જાતના લોક (૨) શાલિવાહને ચલાવેલો સંવત (ઈ. સ. ૭૮ થી)
શાક ન (સં) ખાઈ શકાય એવાં કંદ ફળ ભાજી (૨) રાંધેલાં કંદ ફળ ભાજી
શુક પું. (સં) પોપટ (૨) (સંજ્ઞા) વ્યાસપુત્ર શુકદેવ
શુલ્ક ન. (સં) દાયજો, સ્ત્રીધન (૨) કન્યાની કીમત તરીકે વર પાસેથી લેવાતું ધન (૩) મૂલ્ય, કીમત (૪) ભાડું (૫) જકાત, દાણ
શુષ્ક વિ. (સં.) સૂકું, રસ વગરનું
શેક પું. ('શેકવું' ઉપરથી) અગ્નિ કે ઊના પદાર્થથી શેકવું એ
શોક પું. (અ) જુઓ 'શોખ'
શોક સ્ત્રી. પતિની બીજી સ્ત્રી
શોક પું (સં) ખેદ દિલગીરી, સંતાપ (૨) મરણ પછી દિલગીરી વ્યક્ત કરવાનો લોકાચાર
શ્લોક પું. (સં.) કવિતાનું ચાર ચરણનું પદ (૨) અનુષ્ટુભ છંદ (૩) કીર્તિ યશ, ખ્યાતિ
ષટ્ક ન. (સં) છનો સમૂહ, છક્કું
સીક સ્ત્રી. (ફા. સીખ; સર૦ હિં. સીકચા) શીખ, લોઢાનો સળિયો કે ગજ (ગૂણમાંથી અનાજ કાઢવા માટેનો)
સૂક સ્ત્રી. ('સૂકું' ઉપરથી) ભીનાશનો અભાવ, સૂકાપણું
સ્ટૉક પું. (અં.) વેપાર-વણજની વસ્તુ કે માલનો જથો (૨) વખાર
હક(-ક્ક) પું. (અ.) દાવો, અધિકાર (૨) દસ્તૂરી, લાગો (૩) કર્તવ્ય, ફરજ (૪) સત્ય, ન્યાય (૫) વિ. વાજબી, સાચું, સત્ય
હા(-હાં)ક સ્ત્રી. હોકારો, બૂમ (૨) (લા૦) દોર, પ્રતાપ, છાપ
હીક સ્ત્રી. (સં. હિક્કા) હેડકી, વાધણી (૨) સણકો, શૂળ (૩) (લા૦) તાકીદ, ઉતાવળ (૪) દમ
હૂક પું. (અં.) આકડો, છેડેથી વાળેલો ખીલો (૨) નકૂચો
હૂક પું. (રવા૦) વાંદરો, હૂપ (બાળ-

ભાષામાં) (૨) સ્ત્રી. આંકડી, ચૂંક
હુંક સ્ત્રી (ફા.) (સિંહની) ગર્જના
હુંક પું. (અં. 'હૂક' જુઓ) છેડેથી વાળેલો ખીલો (૨) નકૂચો
અક્કા સ્ત્રી. અબોલા, ભાઈબંધી તોડવી એ
આકા(-ગા) પું. (અ.) શેઠ
ઉલ્કા સ્ત્રી (સં.) રેખાના આકારે પડતો તેજનો ઢગલો, આકાશનો અગ્નિ (૨) ખરતો તારો (૩) ખોરિયું (૪) જ્વાળામુખીમાંથી ઊડેલો અગ્નિ (૫) ઊંબાડિયું
કાકા અ (રવા૦) કાગડાની વાણીનો શબ્દ
કાકા પું. બ. વ. (ફા મોટા ભાઈ) 'કાકો'નું માનવાચક રૂપ
કેકા સ્ત્રી. (સં.) મોરની વાણી
કોકા પું. બ વ. સારા ને કીમતી કપડાં-જામા
ટોકા સ્ત્રી. ઓકી, સુખન
કોકા સ્ત્રી. (અં.) એક વનસ્પતિ જેમાંથી કોકેન બને છે.
ટીકા સ્ત્રી. (સં.) સમજૂતી આપવા કરેલું વિવરણ (૨) ગુણદોષની સમાલોચના (૩) (લા૦) નિંદા, વગોવણી
નિકા પું. બ. વ. (અ. નિકાહ) લગ્ન
નૌકા સ્ત્રી. (સં.) હોડી, વહાણ
ફાકા પું. બ. વ (અ.) (લા૦) તંગી, હાડમારી (૨) અનશન
મક્કા ન. (અ.) (મક્કા) એક નગર—મહમ્મદ પેગંબરનું જન્મસ્થાન (અરબસ્તાનમાં)
યૂકા સ્ત્રી. (સં.) જૂ ટોલો
રાકા સ્ત્રી. (સં.) પૂનમની રાત
લંકા સ્ત્રી. (સં.) (સંજ્ઞા) રાવણની નગરી (૨) સિલોન
શંકા સ્ત્રી. શક; સંદેહ, વહેમ (૨) કલ્પિત ભય (૩) ઝાડા પેશાબની હાજત
હિક્કા સ્ત્રી. (સં.) હેડકી
હીકા સ્ત્રી. જુઓ 'હિક્કા'
હોકા ન. દરિયામાં દિશા જાણવાનું સાધન, હોકાયંત્ર
ઇશ્કી વિ (ફા.) પ્રેમવાળું (૨) કામી
એકી વિ. બે વડે નિઃશેષ ન ભાગી શકાય તેવું (સંખ્યા) (૨) સ્ત્રી. એકતા (૩) (લા૦) પેશાબની હાજત (૪) વિ. એક જ [દસમો અવતાર
કલ્કી (-લ્કિ) પું. (સં.) (સંજ્ઞા) વિષ્ણુનો
કાકી વિ (સં.) (લા૦) કાગડાના જેવા ક્રૂર અવાજથી ગાનાર
કાકી સ્ત્રી. કાકાની સ્ત્રી [પૂતળી
કીકી સ્ત્રી. નાની બાળકી (૨) આંખની
કૂકી સ્ત્રી. નાનો કૂકો
કોકી સ્ત્રી. દખણી પાઘડીની ટોચ (૨) ચકલી (રમકડું)
ખાકી(-ખી) વિ. (ફા.) ખાખવાળું, રાખોડી ચોળનારું (૨) રાખોડિયા રંગનું (૩) ઘેરાપીળા રંગનું (૪) (લા૦) ઐહિક
ચકી, ચક્કી સ્ત્રી. ઘટી, ઘાણી
ચાકી સ્ત્રી. (સં. ચક્રિકા) ખીલા સ્ક્રૂ વગેરે સાથે વપરાતી પેચવાળી કે પેચ વિનાની ચકતી (૨) ગોળ વગેરેની ગોળ ગાંઠડી (૩) ગોઠવીને કરેલો ઢગલો
ચોકી સ્ત્રી. (સં.) રખેવાળને રહેવાનું સ્થાન, 'ગેટ' (૨) રખેવાળી (૩)

તપાસ, સંભાળ (૪) (જકાત લેવાનું) નાકું (૫) એક જાતનું ઘરેણું (૬) નાનો બાજઠ (૭) લોખંડનો ચોખૂણ ત્રાંસ
જક્કી વિ૦ જક કરનારું, જક્કિયું
જક્કી ન. (હિં.) એક પક્ષી
ઝક્કી સ્ત્રી. (હિં.) એક જાતનું પક્ષી
ટાંકી સ્ત્રી. (જુઓ ટાંકું) (દે. ટંક=ખોદેલું જલાશય; સરખાવો અં. 'ટૅંક') પાણી ભરવાનો છોબંધ કે લોખંડનો કોઠો (૨) નાનું ટાંકું (પાણીનું) [રોગ
ટાંકી સ્ત્રી. (સં. ટંક=ચારે-ફાટ) ચાંદીનો
ટાંકી સ્ત્રી. ટાંકવાની-કોતરવાની ક્રિયા (૨) (લા૦) ફાયદો-અસર (દવાની) (૩) કારી, ફાવવું એ
ટિક્કી સ્ત્રી. સફળતા (૨) લાગવગ, સિફારસ (૩) ટીપકી, ટીલડી
ટીકી સ્ત્રી. સોનેરી કે રૂપેરી ટપકી (૨) ઝીણો ચાંલ્લો, ટીલડી (૩) નજર
ટેકી સ્ત્રી. ('ટેકો' ઉપરથી) નાનો ટેકો
ટેકી સ્ત્રી. જુઓ 'ટીકી
ટૉકી સ્ત્રી. (અં.) સિનેમાનું બોલતું ચિત્રપટ કે એવું સિનેમાઘર
ડંકી સ્ત્રી. (અં. ડૉન્કી-પમ્પ) પાણી ખેંચવાનો પંપ-સંચો
ડોકી સ્ત્રી. ડોક, ગરદન
તર્કી વિ. (સં.) તર્ક કરનાર
તુર્કી વિ. (ફા.) તુર્કનું-ને લગતું (૨) તુર્કસ્તાન (૩) સ્ત્રી તુર્કી ભાષા
થકી અ. જુઓ 'થકું', જુઓ 'થી' (પ.)
નક્કી વિ. ચોક્કસ, ખાતરીવાળું (૨) અ. જરૂર, ખચીત
નેકી સ્ત્રી. (ફા.) પ્રામાણિકપણું, ઈમાનદારી (૨) ભલાઈ, સજ્જનતા (૩) સદાચાર, સદ્વર્તન (૪) (રાજા મહારાજા પધારે ત્યારે ઉચ્ચારાતાં) સ્તુતિનાં વાક્ય; છડી પોકારવી એ
પાકી સ્ત્રી. કામધંધો બંધ રાખવો એ, હડતાળ, પાંખી (જૈન)
પૈકી અ. 'માંહે',-'માંથી', એમાંથી એક
ફાકી સ્ત્રી. નાનો ફાકો
ફાકી સ્ત્રી. દવાનું ચૂર્ણ
ફૂદકી સ્ત્રી. સ્ત્રીની ગુહ્યેંદ્રિય [પૂતના
બકી સ્ત્રી. (સં.) બગલી (૨) (સંજ્ઞા)
બકી સ્ત્રી. બોકી, ચુંબન (બાળભાષા)
બાકી વિ. (અ.) ખૂટતું (૨) વધેલું (૩) ગણતરીમાં લેવામાં રહેલું (જેમકે સરવાળા ઇ૦ ગણતાં), શેષ (૪) સ્ત્રી. સિલિક ગણતાં છેવટે જમા રહેતું એ, (૫) પત્યા વગર રહેલી કે ચૂકતે કરવામાં ચૂકેલી રકમ (૬) અ. નહિતો, નહિતર, નીકર
બેકી સ્ત્રી (બે ઉપરથી) બેની જોડી (૨) બેથી ભાગી શકાય એવી સંખ્યા (૩) (લા૦) બે આંગળીની સંજ્ઞાથી (બતાવાતી) ટટ્ટીની હાજત [ચુંબન
બોકી સ્ત્રી. (ફા. બોસી) બચ્ચી, બકી,
ભુક્કી; ભકી સ્ત્રી. બારીક ભૂકો
મુક્કી સ્ત્રી. મકીનો ઠોસો
વકી સ્ત્રી. (અ. વાકીઅ) સંભવ (૨) આશા, ઉમેદ
શીકી સ્ત્રી. (શીકું ઉપરથી) સીંકવી, બળદને મોઢે બંધાતી જાળી
શીંકી સ્ત્રી. પડિયા પતરાળાની બાંધેલી

થોકડી (૨) શીંકલી
શુકી સ્ત્રી (સં) પોપટની માદા
સાકી પું. (અ.) મદ્ય પાનાર (૨) માશૂકનું સંબોધન
હૉકી સ્ત્રી. (અં.) ગેડીદડાને મળતી એક વિલાયતી રમત (૨) એ રમવાની ખાસ પ્રકારની લાકડી
એકું ન. 'એકા'નો ગડિયો
એક્કું(-ક્કું) વિ. હોશિયાર, પાવરધું
કંકુ ન. (સં. કુંકુમ) ચાંદલા વગેરે માટે વપરાતું લાલ દ્રવ્ય, કુંકુમ
કાકુ પું. (સં.) દુઃખ ભય ક્રોધથી સ્વરમાં પડતો ફેર (૨) કરડાકી કે વ્યંગમાં બોલવું એ (કા૦ શા૦)
કાકુ પું. છોકરો, કાકો (ભાટિયા વાણિયા વગેરે લોકોમાં)
કૂકું ન. કૂતરું (બાળભાષામાં)
ચક્કુ ન. જુઓ 'ચાકુ', ચપ્પુ
ચાકુ(-કૂ) પું. ન. ચપ્પુ
ચાકું ન. ચાકુ, ચપ્પુ
ચાકું ન (સં. ચક્ર ઉપરથી) ચકતું (૨) ગચિયું (૩) ભજનનું વાદ્ય
ચીકુ ન. એક ફળઝાડ (૨) એનું ફળ
છાંકું(-ડું) વિ. તડાકિયું, ગપ્પી
જક્કુ(-ગ્ગુ) પું. (તેલુગુ ઉપરથી) મોઈદંડાની રમતનો એક દાવ
ઝોકું ન. ('ઝોકવું' ઉપરથી) ઊંઘ કે ઘેનનું ડોલું, ઝોકું
ટાંકું ન. (જુઓ 'ટાંકી') વરસાદનું પાણી ભરી મૂકવાને જમીનની અંદર બનાવેલો હોજ જેવો ડોક (૨) (જમવા માટે) પાણીથી ઠારેલું ઘી
ટાંકું ન (જુઓ તાકું) મોટો ગોખલો
ટૂંકું વિ. લાંબું કે વિસ્તૃત નહિ એવું
ડાકુ પું. (હિ.) લુટારો, ધાડપાડુ
ડાકું વિ. અપમાનિત, બટ્ટો લાગેલું
ડોકું ન. ગરદન ઉપરનું સમગ્ર માથું (૨) (લા૦) ડોકિયું, હેરિયું
ઢૂંકું વિ. (જુઓ ઢૂંકડું) નજીક, દૂર નહિ એવું
તાકું ન. (અ. તાક) ગોખલો, હાટિયું
થકું વિ. અ. 'ને લીધે', 'ની વતી'
નાકું ન. કાણું (૨) સોયનું કાણું (૩) જકાત લેવાનું થાણું (૪) જ્યાં ઘણા રસ્તા મળતા હોય તેવું સ્થળ (૫) રસ્તાનો છેડો, કે પ્રવેશદ્વાર (૬) (લા૦) ગામમાં પેસવા બદલ અપાતો કર, જકાત [એવું
નીકું વિ. સ્વચ્છ (૨) સારું, પસંદ પડે
પક્કું વિ. (સં. પક્વ) ન ખોટાય એવી રીતે કરેલું-ઘીથી તળીને કે દૂધથી બાંધીને (રસોઈ ઇ૦) (૨) (લા૦) માહિતગાર, છેતરાય નહિ તેવું (૩) ખંધું, લુચ્ચું (૪) પુરેપૂરું (૫) પાકું, દૃઢ
પાકું વિ. (સં. પક્વ) કાચું નહિ- પાકેલું (૨) પુખ્ત (૩) મિષ્ટાન્નવાળું (જમણ) (૪) સ્પર્શથી ખોટાય નહિ એવું-ઘીમાં પકવેલું (૫) (લા૦) છેતરાય નહિ એવું, પહોંચેલ (૬) સારું જ્ઞાન ધરાવતું કે હોશિયાર (૭) દૃઢ, અડગ (૮) ક્યાસ વગરનું, બરોબર કરાયેલું, પરિપૂર્ણ (જેમ કે બાંધકામ, લખાણ, દસ્તાવેજ ઇ૦)

ફાંકું ન. બાકું (૨) લીટો (૩) છિદ્ર
ફિક્કું વિ. નિસ્તેજ (૨) નીરસ, મોળું
ફીકું વિ. ફિક્કું, નિસ્તેજ (૨) મોળું
બંકું વિ. છેલબટાઉ
બાકું (–ખું) ન. (જુઓ 'બખું') કાણું
બાંકું વિ. (લા૦) બંકું, છેલ, ફાંકડું (૨) ટેઢું, વિચિત્ર મગજનું–મીજાજનું (૩) સાહસિક (૪) નાજુક (કામ)
રાંકું વિ. જુઓ 'રાંક'
રોકું વિ. (જુઓ 'રુપ્ય') અમુકના જેવું, એટલી જ કીમતનું
વાંકું વિ. (સં. વક્ર) વક્ર, સીધું નહિ એવું, ટેડું (૨) (લા૦) સરળ નહિ એવું, કુટિલ (૩) અવળું, ખોટું, ઊંધું (૪) વિરુદ્ધ, સામે થયેલું (૫) ન. વાંધો, ગેરસમજ, અણબનાવ (૬) વાંકું એ, વક્રતા
શંકુ ન. (સં.) ઉપર જતાં અણિયાળા થતી જતી ગોળ બેઠકની ઘન આકૃતિ, (૨) હજાર અબજ (૩) સૂર્યયંત્ર (૪) સોયની અણી (૫) ટોચ, શિખર
શી(–શીં)કું ન. (સં. શિક્ય) (ખાદ્ય મૂકવાનો) અધ્ધર લટકાવાય એવો જોળી જેવો કાથી વ૦નો ગૂંથેલો ઘાટ
સૂકું વિ. (સં. શુષ્ક) શુષ્ક, ભીનાશ વિનાનું (૨) (લા૦) રૂક્ષ, દૂબળું
સૈકું ન. (સં. શતક) સેંકડો, સોનો જથો (૨) સો વર્ષનો સમય
ચાક્ પું. ન. (ફા૦) ચાકુ, ચપ્પુ
એકે(–કે) વિ. એકપણ
ઓ.કે. અ. (અં. O. K.) બહુ બરાબર, ઘણું સારું
કાંકે(–જે) અ. કેમ જે, કારણ કે
જોકે અ. (જો+કે) અગર જો (વિરોધી શરત કે વિધાન બતાવે છે), 'છતાં' અથવા 'પણ' સાથે સંબંધમાં વપરાય છે (જેમકે, જોકે તમે કહો છો તે ખરું હશે, પરંતુ મને નથી લાગતું. (૨) 'બલ્કે'થી ઊલટો ભાવ બતાવવા (બે વાક્યો વચ્ચે) વપરાય છે (જેમકે, તેણે આવવા કહ્યું જોકે એનું મન નથી)
બલ્કે અ. (ફા.) (જુઓ 'બલકે') એટલું જ નહિ પણ
શકે અ. (શકવું ઉપરથી) જાણે કે (પ.)
શાકે અ. (સં. શક ઉપરથી) શક સંવત પ્રમાણે
શિક્કે અ. સિક્કે, સુધ્ધાં, સહિત
શીકે(–ખે) અ. (જુઓ 'શિક્કે') સુધ્ધાં
સિક્કે અ. (જુઓ શિક્કે) સુધ્ધાં
હાંકે અ. જુઓ 'હાં' ૧. (૨) હાસ્તો
આંકો પું. (સં. અંક) નિશાનીની લીટી (૨) (લા૦) અડસટ્ટો (૩) હદ, નેક
એક્કો(–ક્કો) પું. રમવાનાં પાનાંમાંથી એક સંજ્ઞાવાળું પત્તું (૨) એક બળદ કે ઘોડાથી ખેંચાતું વાહન (૩) એકતા, સંપ (૪) વિ. પું. (લા૦) સૌથી બાહોશ અથવા કુશળ આદમી, શ્રેષ્ઠ પુરુષ (જુઓ 'એકકું')
કક્કો પું. ક અક્ષર (૨) મૂળાક્ષરોની આખી યોજના (૩) કક્કાનો દરેક અક્ષર લઈ બનાવેલી કવિતાની એક રચના (૪) (લા૦) પ્રાથમિક જ્ઞાન (૫) હઠાગ્રહ
કાકો પું. (જુઓ કાકા) બાપનો ભાઈ (૨) (વ્યંગમાં) દુશ્મન

કીકો પું. નાનો બાળક

કૂકો પું. (જુઓ 'કૂકરી') કીકરીનો ગોળ કકડો (૨) પથ્થરનો ગોળ કાંકરો

કોકો પું. (અં.) નાળિયેરની જાતનું એક ઝાડ (૨) એનું બીજ (૩) પીણા માટે કરાતી એની ભૂકી કે પીણું

કોકો પું. ઝભલું (૨) ચુંબન,- ડાકા

ઘોકો પું. (ઘોંકવું ઉપરથી) કોણીનો ગોદો, ઠોસો (૨) મુક્કો

ચૂકો સ્ત્રી. એક જાતની ભાજી

છેકો પું. છેકો (૨) છેકવાથી પડેલો લીટો કે ડાઘો

ચોકો પું. (સં. ચતુષ્ક) ચાર ખૂણાવાળી જગ્યા (૨) રસોઈ કરવા અબોટ કરેલી જગ્યા (૩) મારનારને સુવાડવા લીંપી તૈયાર કરેલી જગ્યા (૪) (લા૦) પક્ષ

ચોક્કો પું. ચારની સંજ્ઞાનું ગંજીફાનું પત્તું

છક્કો પું. (સં. ષટ્ક) ૬ ચિહ્નવાળું પત્તું (૨) ૬ દાણાવાળો પાસો (૩) (લા૦) હિંમત, શક્તિ

છેકો પું. ('છેકવું' ઉપરથી) છેકવા માટે દોરેલો લીટો, કાપ મૂકવા દોરેલો ચીરો

ઝીકો પું. ઝિકાળનો, સેકાંનો ભૂકો

ઝા(-ઝાં)કો પું. (ઝોકવું ઉપરથી) હેલો, હડસેલો (૨) આંખની ઝોક (૩) ત્રાજવાં ખોટાં નમાવવાની યુક્તિ

ટકો(-કો) પું. ત્રણ પૈસા (૨) રૂપિયો, નાણું (૩) સેંકડાના પ્રમાણમાં ગણતરી, 'પર્સન્ટેજ' (૪) ટક્કો, સાવ બોડું કેશરહિત માથું

ટાંકો પું (જુઓ 'ટાંકવું') બખિયો

ટિક્કો, ટીકો પું. (હિ ટિક્કા) ચાંલ્લો, મોટું ટીલું (૨) (લા૦) ડામ, ડિંગો

ટેકો પું. આધાર, આશ્રય (૨) આધારની વસ્તુ, થાંભલો (૩) (લા૦) ઠરાવનું સમર્થન કે અનુમોદન

ટોકો પું. જુઓ 'ટહુકો'

ઠેકો પું. નરવાં કે ડફ ઉપર જોરથી દેવાતો તાલ (૨) ઈજારો, દાણ, જગાત

ઠોકો પું. ('ઠોકવું' ઉપરથી) ઠોક, ટકો (૨) એનો અવાજ

ડક્કો પું. (અં. ડૉક; સર૦ 'ધક્કો' પણ) વહાણનો માલ ચઢાવવા ઉતારવા બાંધેલો ઘાટ,- ફુરજો (૨) દરિયા કે નદીના પાણી સામે રક્ષણ માટે બાંધેલો બંધ

ડંકો પું. નગારું (૨) ઘોડા વગેરેની પીઠ પર બે બાજુ લટકાવેલાં નગારાં (૩) (કા.) ટકોરો (૪) (લા૦) ફતેહનો અવાજ, ફતેહ [(૨) ધાડ

ડાકો પું. (જુઓ ડાકુ) લૂટારો, ધાડપાડુ

ડોકો પું. કાળનો સાંઠો

ઢી(-ટી)કો પું. (ગ્રા૦) મુક્કીનો માર

ઢેકો પું. ઊપસેલો ભાગ, ટેકરો (૨) શરીર પર ઊપસી આવી રહેલો હાડકાવાળો ભાગ (૩) કૂલો, ઢગરો

તાકો પું. ફાડ્યા વિનાનું આખું એકસરખું લૂગડું

તાકો પું. કાપડનું થાન

તાકો પું. (જુઓ તાકું) ગોખલો

તિક્કો પું. ગંજીફાનો તરિયો—એનું ત્રણનું પાનું

તુક્કો પું. નાની વાત, ટુચકો (૨) મનનો તરંગ (૩) (લા૦) બુઠ્ઠું તીર (૪)

માથે ઈંગોરું ઘાલેલું તીર

ધંક્કો પું. (સ્વા૦) હડસેલો (૨) (લા૦) નુકસાન (૩) ફેરો

ધક્કો પું. (અં. ડૉક ઉપરથી) ડક્કો દરિયે કે નદીએ માલ ચડાવવા–ઉતારવાની બાંધેલી જગ્યા, ફુરજો

ધોકો પું. જાડી ટૂંકી લાકડી (૨) ધોકણું (૩) (લા૦) ગડદો (૪) નુકસાન

ધોંકો પું. (જુઓ ધોખો) ધોખો, દગો

નેકો પું. (નેક ઉપરથી) નિયમ, વ્યવસ્થા (૨) ધારો (૩) હદ, પ્રમાણ

ફાકો પું. ફાકવું કે ફાકેલું એ, બૂકડો

ફાંકો પું. તોર, અભિમાન

ફુક્કો પું. (જુઓ 'ફૂગવું') મૂત્રાશય (૨) પરપોટો (૩) ફૂલેકો

ફોટો પું. જુઓ 'ફોટો.'

ફોકો પું. (લા૦) ભરવાડ

બુક્કો પું. હથેળીમાં ભરી મોમાં ભરાતો [બુકડો

બૂકો પું. બુકડો, ફાકો

ભુસ્કો પું. (રવા૦) કૂદકો, ભુસકો

ભુક્કો, ભૂકો પું. ચૂરો, ચૂર્ણ

માકો પું. ભાંગરો

મુક્કો પું. મૂઠીનો ઠોંસો, ગડદો

મોકો પું. (અ.) પ્રસંગ, લાગ

રુક્કો પું. (અ. રુક્અહ) ટૂંકી ચિઠ્ઠી (૨) ઘર વગેરેનું સરકારી દસ્તાવેજ, ખત

શક્કો પું. જુઓ 'સિક્કો' (૨) (અ. સિક્કહ=છાપ કે શક્લ=ચહેરો ઉપરથી) ચહેરો, સુંદર ભવ્ય ચહેરો (૩) ઘરેણાં વગેરેની ભભક

સક્કો પું. જુઓ 'સિક્કો' (૨) શાખ, છાપ (૩) ચહેરો (૪) રોફ, ભપકો

સક્કો પું. (જુઓ 'શકપો') પથ્થરની લખોટી

સાંકો પું. (જુઓ 'સાંખુ') માપનો અડસટ્ટો

સિક્કો પું. (અ) છાપ, મહોર (૨) ચલણી નાણું (૩) મોટી લખોટી

સૂકો પું. ('સૂકું' ઉપરથી) તમાકુનો ભૂકો, જરદો

સેકો પું. જુઓ 'સેકું'

હુક્કો પું. (અ. હુક્કા) તમાકુ પીવાનું એક નાળચાવાળું સાધન, હોકો

હુકો, હોકો પું. (જુઓ હુક્કો) હુક્કો

હોનો પું. જુઓ 'હોકાયંત્ર'

ખ

આંખ સ્ત્રી. (સં. અક્ષિ) ચક્ષુ, નેત્ર (૨) (લા૦) જોવાની શક્તિ, નજર (૩) નિશાન, ધ્યાન, દેખરેખ (૪) (કોઈ ચીજનું આંખ જેવું) નાનું કાણું છિદ્ર (૫) બીજની ગાંઠ (જેમકે શેરડીની)

ઈંખ સ્ત્રી. (સં. ઇક્ષુ) શેરડી

કુંખ સ્ત્રી. (સં. કક્ષા) બગલનો એક રોગ (૨) તત્સંબંધી, સજા

કાખ સ્ત્રી. (સં. કક્ષા) બગલ

કૂખ સ્ત્રી. (સં. કુક્ષિ) પેટનું પડખું (૨) (લા૦) પેટ, ગર્ભાશય

ખખ વિ. ખખડી ગયેલું, જર્ણ

ખંખ પું. ખંગ, બદલો (૨) (લા૦) પાયમાલી (૩) સ્ત્રી. ખંત (૪) ખંજવાળ, ચૂપ

ચાખ સ્ત્રી. (જુઓ 'ચાક') રાખ, ધૂળ

ચોખ વિ. ન. (જુઓ 'ચોખું') મોટા

કદનું પણ ખાલી ખોખું
**ગોખ** પું. (સં. ગવાક્ષ) છજું, ઝરૂખો (૨) ગોખલો
**ચખ** ન. (સં. ચક્ષુ) આંખ (પ.)
**ચોખ** વિ. ચોખ્ખું (૨) સ્ત્રી. ચોખ્ખાઈ (૩) (લા૦) નિકાલ
**જખ** સ્ત્રી. (સં. ઝષ=માછલું) માછલું (લા૦) ફોગટ મહેનત
**જોખ** પું. (સં. જોષ) સુખ, આનંદ
**જોખ** સ્ત્રી. જુઓ 'જોક'.
**જોખ** ન. ('જોખવું' ઉપરથી) જોખવાનું કાટલું (૨) જોખવાની રીત, તોલ (૩) ત્રાજવું
**ઝખ** સ્ત્રી. (સં.) જુઓ 'જખ' (૨) ન. માછલું
**ઝાંખ** સ્ત્રી. (ઝાંખું ઉપરથી) ઝાંખાપણું (૨) (લા૦) બટ્ટો, લાંછન
**ડખ** ન. એક જાતનું જાડું કપડું (એનો કોટ બનાવે છે), 'ડક'
**ડંખ** પું. (સં. દંશ) ચટકો, દંશ (૨) ઘાનનો દાણો સડવાથી પડતું છિદ્ર (૩) આંકડો, ઝેરી કાંટો, અણી (૪) (લા૦) કીનો, વેર
**ડૂંખ** સ્ત્રી. કૂંપળ આગળ ફૂટતો ભાગ
**દખ, દુખ** ન. જુઓ 'દુ:ખ'
**દુ:ખ** ન. (સં.) સંકટ, કષ્ટ (૨) માનસિક આઘાત
**ધખ** સ્ત્રી. જુઓ 'ધક', તરસ
**ધાંખ** સ્ત્રી. (ધાંખવું ઉપરથી) ઝંખના, આતુરતા
**ધોખં** પું. ધ્રગો
**નખ** પું. (સં.) હાથપગનાં આંગળાંના ટેરવા પરનું હાડકું (૨) પશુ પંખીનો નહોર (૩) ન. વીસની સંજ્ઞા
**નાંખ** સ્ત્રી. (જુઓ 'નાખવું') ઊલટી, વમન
**નોખ** જુઓ 'નોક' માં.
**પખ** પું. (સં. પક્ષ) પક્ષ, તરફેણ
**પંખ** સ્ત્રી. (સં. પક્ષ) પાંખ (પ.)
**પાખ** સ્ત્રી. (સં. પક્ષ) પક્ષ, સહાયતા
**પાંખ** સ્ત્રી. (સં. પક્ષ) પક્ષીનો ઊડવાનો અવયવ (૨) લશ્કરની બે બાજૂમાંની એક (૩) છાપરાનો બે તરફનો બહાર પડતો ભાગ (૪) વિમાનના સમતોલ રાખતા બેઉ ભાગમાંનો પ્રત્યેક (૫) (લા૦) આશ્રયક પડખું
**પૂંખ** સ્ત્રી. (સં. પુંખ) છાપરાનો બે બાજૂ બહાર પડતો ભાગ, પાંખ
**પ્રેંખ** પું. (સં) ઝૂલો, હીંડોળો. (૨) પારણું (૩) સંગીતનો એક અલંકાર
**બોખ** સ્ત્રી. પાણી કાઢવાની ચામડાની ડોલ (૨) બગદાણું, મોટો ખાડો
**ભખ** પું. (સં. ભક્ષ્ય) ભક્ષ
**ભખ** અ. (રવા૦) એવા અવાજથી (૨) તરત
**ભીખ** સ્ત્રી. (સં. ભિક્ષા) ભીખવું એ (૨) ભીખીને મેળવેલી વસ્તુ
**ભૂખ** સ્ત્રી. (સં. બુભુક્ષા) ક્ષુધા (૨) (લા૦) તીવ્ર ઇચ્છા
**ભેખ** પું. સ્ત્રી. (સં. વેષ; સર૦ હિં.) (લા૦) સંન્યાસનો વેષ, સંન્યાસની દીક્ષા (૨) બાવો, ફકીર
**ભેખ** સ્ત્રી. જુઓ 'ભેખડ,' કરાડ
**મખ** પું. (સં.) યજ્ઞ
**મા(-માં)ખ(-ખી)** સ્ત્રી. (સં. મક્ષિકા) એક ઊડતું નાનું જીવડું
**મુખ** ન. (સં.) મોં (૨) ચહેરો (૩)

આગલો કે ઉપરનો ભાગ (૪) નદી જ્યાં દરિયાને મળે તે સ્થાન (૫) નાટકનું મૂળ કારણ કે બીજ—નાટકની પાંચ સંધિઓમાંની પહેલી એક સંધિ (કા૦ શા૦)

**મૂર્ખ** વિ. (૨) પું. (સં) બેવકૂફ, અક્કલહીન (૨) અભણ

**મેખ** સ્ત્રી (ફા.) ખીલી (૨) ફાચર

**મોખ** પું. (જુઓ 'મોકો') પ્રસંગ, લાગ (૨) સારો મોખરો, વિશિષ્ટ સ્થાન (૩) (લા૦) વેત, અનુકૂળતા, ગોઠવણ

**મોખ** પું. તંબૂરાનો વાંસ

**યખ** પું. (ફા.) બરફ

**રખ** વિ. ત્રણનો વેપારી સંકેત

**રખ** પું. (સં. ઋષિ) જૈન યતિ

**રાખ** સ્ત્રી. રાખોડી, વાની

**રાખ** સ્ત્રી. રખાત (૨) રાખવું એ

**રુખ** પું. (ફા.) ગાલ (૨) ચહેરો, શિકલ (૩) (લા૦) પક્ષપાત, વલણ

**રૂખ** સ્ત્રી જુઓ 'રુખ' (૨) અટકળ (૩) વિચાર, અભિપ્રાય (૪) બજારનું વલણ, ભાવતાલ (૫) યોગ્ય પ્રસંગ, મોખ

**રૂખ** ન. (સં. વૃક્ષ) નાનું ઝાડ–છોડ

**રેખ** સ્ત્રી. (સં. રેખા) રેખા (૨) દાંતે જડાવેલી સોનાની ટપકી (૩) નાની ખીલી (૪) અ. જરાયે (૫.)

**રોખ** પું. ઇચ્છા, આકાંક્ષા

**રોખ** પું. (સં. રોષ) દમામ, રોફ

**લાખ** પું. (સં. લક્ષ) સો હજાર

**લાખ** સ્ત્રી. (સં. લાક્ષા) ખાખરો પીપળો બોરડી વગેરે ઉપર થતા કીડાઓએ બનાવેલો એક રાતા પદાર્થ

**લીખ** સ્ત્રી. (સં. લિક્ષા) માથામાં થતાં જૂ નામનાં જંતુનાં ઈંડાં

**લૂખ** સ્ત્રી. જુઓ 'લૂ'.

**લેખ** પું. (સં.) લખેલું એ, લખાણ (ઉદા૦ શિલાલેખ, વિધિના લેખ) (૨) ખત, કરારનું લખાણ (૩) નિબંધ, 'આર્ટિકલ'

**વખ** ન. (સં. વિષ) વિષ, ઝેર

**વાખ** પું. તાડછાંના દોરા જેવા રેસા (૨) (સુ.) શીંગની બાજૂની નસો

**વિખ** ન. ( સં. વિષ) વિષ, ઝેર

**શંખ** પું. (સં.) એક જાતના દરિયાઈ પ્રાણીનું કોટલું–જેને ફૂંકવાથી અવાજ થાય છે. (૨) આંગળી ઉપરનું એના આકારનું ચિહ્ન (૩) (લા૦) મૂર્ખ

**શાખ** સ્ત્રી. (સં. સાક્ષ્ય) સાક્ષીની સહી (૨) (લા૦) આબરૂ, વટ

**શાખ** સ્ત્રી. (સં. શાખા) ડાળી (૨) અટક, અવટંક

**શીખ** સ્ત્રી. (સં શિક્ષા) શિખામણ (૨) (લા૦) વિદાયગીરી કે એ વેળા અપાતી ભેટ

**શીખ** (ફા. સીખ) અણીદાર પોલો લોઢાનો સળિયો (થેલામાંથી અનાજ કાઢવા માટેનો)

**શીખ** પું. (સં. શિષ્ય) ગુરુ નાનકના સંપ્રદાયનો અનુયાયી

**શેખ** પું. (અ.) આરબોની ટોળીનો ઉપરી (૨) મુસલમાનોની એક જાતનો આદમી (૩) એક મુસલમાની અટક

**શોખ** પું. (જુઓ 'શોક' અ.) હોંસ, ઇચ્છા, કોડ (૨) મોજમઝા, રંગરાગ

સખ ન (જુઓ 'સુખ') જંપ, સુખ
સાખ સ્ત્રી. (સં. સાક્ષ્ય) સાક્ષી, શાખ
સાખ સ્ત્રી. (સં. શાખા) બારણાના ગોકળાના ઊભા ટેકા (૨) (લા૦) બારણું, આંગણું
સાખ સ્ત્રી. (સં. 'શાખા' ઉપરથી) ઝાડ ઉપર જ પાકેલું ફળ, સાખોડું
સીખ સ્ત્રી. (ફા.) જુઓ 'શીક'
સુખ ન. (સં.) તન મનને ગમે તેવો કામનાની સિદ્ધિનો આનંદ (૨) શાંતિ, નિરાંત (૩) આકની સંજ્ઞા
આખા(-ખી) પું. બ. વ. (સં. અક્ષત) અક્ષત, વણભાંગેલા ચોખા કે દાણા
ઓખા સ્ત્રી (સં. ઉષા) (સંજ્ઞા) અનિરુદ્ધની પત્ની ઉષા (૨) ન. જુઓ 'ઓખામંડળ', દ્વારકાનો પ્રદેશ
ઠખા સ્ત્રી. (સં. કુખ્યાતિ) નિંદા
કખા પું. (સં. કષાય) ઉકાળો, કાઢો (૨) ભગવો રંગ (૩) અસ્વચ્છતા (૪) વિ કષાય ભગવું (૫) વિ. તૂરું, [કસાણું
કેખા પું. મનોવિકાર
કાખા સ્ત્રી. નડતર (દાવામાં પ્રતિપક્ષને હરાવવા માટે આણેલી)
ખાંખાં ન. બ. વ. (ફા.) ફાંફાં
ચોખા પું. બ. વ. ડાંગર ભરડીને કઢાતું એક અનાજ
ઝંખા સ્ત્રી. ઝંખના (૫)
તીખાં ન. બ. વ. મરી (૨) મરચાં
દેખા સ્ત્રી. ('દેખવું' ઉપરથી) દેખાવું, પ્રત્યક્ષ જણાવું એ
પંખા સ્ત્રી. (જુઓ 'પંખ') પાંખ (૨) ન. કબૂતરની એક જાતનું નામ

ભાખા સ્ત્રી. (સં. ભાષા) ભાષા, બોલી (૨) પ્રાકૃત ગણાતી બોલી (જૂની ગુજરાતી, જૂની વ્રજ વગેરે)
મોખા પું. બ. વ. જુઓ મારા', બાકાં
રેખા સ્ત્રી. (સં.) લીટી, આંકો
શાખા સ્ત્રી. (સં.) ડાળી (૨) વિભાગ (૩) જુદાં જુદાં ગોત્રો કે મંડળોમાં પ્રચલિત વેદની સંહિતાનો પાઠ કે ક્રમભેદ [(૩) જાત, રાગ
શિખા સ્ત્રી. (સં.) ચોટલી (૨) છોગું
સખા પું. (સં.) મિત્ર [મૂર્છના
સુખા સ્ત્રી. (સં.) ગાંધાર ગ્રામની એક
ઋખિ } પું. (સં. ઋષિ) ઋષિ, મુનિ
રુખિ } (૨) ગુરુ [સિક્કો
ઓખી સ્ત્રી. સૌરાષ્ટ્રનો એક અસલી
કાખી સ્ત્રી, (-ખું) ન. જુઓ 'કાખ'
ખાખી વિ (જુઓ 'ખાકી') (૨) ખાલી નિર્ધન (૩) ન. ખાખી રંગનું લૂગડું
ખીખી અ. (રવા૦) એવો અવાજ કરીને (૨) સ્ત્રી. ખીખી હસવું એ (હાંસીમાં)
ઝાંખી સ્ત્રી. ('ઝાંખવું' સ. ક્રિ. ઉપરથી) ઝાંખો ખ્યાલ કે દર્શન (૨) છાનું-માનું જોવું એ (૩) ભાવપૂર્વક દર્શન
તીખી સ્ત્રી (ફા) ઘોડીની એક જાત
દુખી, દુઃખી વિ. દુ:ખથી પીડાતું
દોખી વિ. (સ. દોષિત) દોષિત, ગુનેગાર
નખી વિ. ('નખ' ઉપરથી) અણીદાર નખવાળું (૨) સ્ત્રી. મઢેલો નખ (૩) વાદ્યના તાર વગાડવાની તારની રીટી (૪) નખિયું (૫) ન એ નામનું આબુ પહાડ ઉપરનું તળાવ (સંજ્ઞા)
પંખી ન. (સ. પક્ષિન્) પક્ષી

**પાખી** (-ખે) અ. (જુઓ 'પખે') સિવાય
**ભૂખી** વિ. સ્ત્રી. જુઓ 'ભૂખ્યું'
**મા(-માં)ખી** સ્ત્રી. જુઓ 'માખ'
**મુખી** પું. (સં. મુખિન્) અગ્રેસર, નાયક (૨) ગામનો વડો (એક સરકારી અધિકારી)
**મેખી** વિ. (૨) પું. અફીણી
**રખી** પું. (સં. ઋષિ) ભંગી (ફા.)
**લખી** સ્ત્રી. (ફા.) ઘોડીની એક જાત
**લાખી** વિ. ('લાખ' ઉપરથી) લાખ જેવા રંગવાળું (૨) લાખનું બનાવેલું
**લાખી** વિ. ધનવાન, ઉદાર (૩) અસંખ્ય
**લેખી** વિ. (સં. લિખિત) લેખિત લખાણના રૂપમાં હોય એવું
**શિખી** પુ. (સં) મોર
**શેખી** સ્ત્રી. (ફા.) પતરાજી, બડાઈ
**સખી** સ્ત્રી. (સં.) સાહેલી, સહિયર
**સખી** વિ. (અ.) દાની, ઉદાર
**સાખી** સ્ત્રી. બે પંક્તિનો એક પ્રકારનો છંદ (૨) ગરબી-રાસ વ૦માં આવતી લંબાવીને ગાવાની ટૂંકી પંક્તિઓ [પૂરનાર
**સાખી** પું. (સં. સાક્ષિન્) સાક્ષી
**સુખી** વિ. (સં. સુખિન્) સુખવાળું, દુઃખ
**આખુ** પું. (સં.) ઉંદર [વિનાનું
**આખું** વિ. (સં. અક્ષત) ભાંગ્યા વિનાનું, અખંડ (૨), પૂરું, સળંગ
**ખોખું** ન. અંદરથી પોલું ને સાર-ગર જે કાંઈ હોય તે જેમાંથી કાઢી લીધેલું હોય તે ફાંફું (૨) એવી ખાલી તકલાદી પેટી (૩) કાગળ અને લૂગડું લાહીથી ચોપડી બનાવેલો પાવડીનો ઘાટ (૪) કકડાઓની બનાવેલી પાઘડી (૫) ભરપાઈ થઈ ગયેલો હૂંડીનો કાગળ (૬) નમૂનો, બીબું (૭) કાચું લખાણ, મુસદ્દો (૮) કલેવર, હાડપિંજર
**ચોખ્ખું** વિ. સ્વચ્છ (૨) ભેળ વગરનું (૩) (લા૦) સાચું, પ્રામાણિક (૪) ખુલ્લું, સ્પષ્ટ
**ઝાંખું** વિ. અસ્પષ્ટ આછું (૨) ઓછા પ્રકાશવાળું (૩)(લા૦) નિસ્તેજ, ફિક્કું
**ડખું** ન. ('ડખો' ઉપરથી) શાક વગેરે નાખી કરેલી દાળ કે કઢી
**તીખું** વિ (સં તીક્ષ્ણ) ધમધમારિયું. જીભ ચચરે એવું (૨) (લા૦) પાણી-વાળું, તેજ, જલદ (૩) ઉગ્ર, ગરમ મીજાજનું (૪) ન. ખરું લોઢું, પોલાદ
**નોખું** વિ. અલગ, જુદું [તરફેણ
**પખુ** ન. (જુઓ 'પખ') પક્ષ (૨) ઓથ,
**પાંખું** વિ. છૂટું-આછું
**પાંખું** ન. (પાંખ' ઉપરથી) ચપ્પુનું પાનું (૨) કોઈપણ હથિયારનું પાંખિયું
**બખું** ન. (જુઓ 'બખારું') બાકોરું, બગુ (સ)
**બખુ** ન જાવા સુમાત્રા-અરબસ્તાન વગેરે દેશ (૨) (લા૦) એ દેશોમાં જઈ મેળવેલી સંપત્તિ (૩)(લા૦) અમનચમન
**બાખું** વિ. (જુઓ બાકું) રંગીલું
**બાખું** ન. (જુઓ બાકું) કાણું
**બોખું** વિ. દાંત પડી ગયા હોય એવું
**ભિખ્ખુ** પું. (પાલિ, સં. ભિક્ષુ) બૌદ્ધ
**મેખુ** ન. અફીણ [સાધુ-ભિક્ષુક
**રોખું** વિ. જુઓ 'રોકું'
**રોખુ** ન. બગતણું, લાકડાં

**લાખું** ન. (સં. લક્ષ્મન્) શરીર ઉપરનું જન્મથી પડેલું કાળાશ મારતા રંગનું ધાબું
**લાખું** વિ. વગર નોતર્યે જમવા આવી પહોંચેલું ગરીબ (માણસ)
**લૂખું** વિ. (સં. રુક્ષ) ચીકાશ વિનાનું (૨) રસ વિનાનું (૩) (લા૦) નિર્ધન, ખાલી (૪) પ્રેમરહિત
**લેખું** ન. (સં. લેખ્ય) હિસાબ મોંએ ગણાય તેવો ટૂંકો-સહેલો હિસાબ (૨) ગણતરી, હિસાબ (૩) (લા૦) ગજું
**વખું** ન. (સં. પક્ષ) પક્ષ (૨) ઓથ (૩) વગ
**સાંખું** ન. (જુઓ 'સાંખવું') માપ (૨) ખેડીને પડતર રાખેલું ખેતર
**ખૂંખૂં** ન. (રવા૦) ખૂંખારવાનો કે ખાંસીનો અવાજ
**અખે** વિ. (સં. અક્ષય) અક્ષય, જેનો નાશ નથી તેવું [અવાજ
**ખેંખેં** અ. (૨) સ્ત્રી. (રવા૦) ઉધરસનો
**નખે** અ. નહિ (સુ.)
**પખે** અ. (સં. પક્ષ) સિવાય, પાખે
**રખે** અ. કદાચ, કદાપિ
**લેખે** અ. ('લેખું' ઉપરથી) હિસાબે, પ્રમાણે (૨) પ્રીત્યર્થે, વાસ્તે, ખાતે
**વિખે** અ. જુઓ 'વિષે' (પ.)
**શીખે** અ. (જુઓ 'શીકે') સુધ્ધાં
**ઓખો** પું. (કા) શીળી ઓરી અછબડા જેવો સંચારી રોગ
**ખખ્ખો** પું. ખકાર (૨) (તુચ્છકારમાં) ક્ષત્રિય કે ક્ષત્રિય કોમનો માણસ
**ખોખો** સ્ત્રી. એક રમત, ખો
**ગોખો** પું. (સં. ગવાક્ષ) પક્ષીનો માળો
**જોખો** પું. (જુઓ 'જોખ') સુખ, મઝા
**જોખો** પું. (જોખમ પરથી) (કા.) જોખમ
**ડખો** પું. (રવા૦) જુઓ 'ડખું' (૨) (લા૦) ગોટાળો, ખીચડો (૩) વાંધો, ઝઘડો [શંકા
**ધાંખો** પું. કાળજી, ચિંતા (૨) વહેમ,
**ધોખો** પું. રોષ (૨) નુકસાન (૩) ચિંતા (૪) દગો
**પંખો** પું. (સં. પક્ષક) વીંજણો (૨) ઇલેક્ટ્રિક 'ફેન' (૩) પાંખાળું યંત્ર (૪) સાયકલ મોટર ઇ૦ના પૈડા ઉપરનું
**પાખો** પું. કરેવાળો [ઢાંકણ
**રખો** પું. (સં રક્ષક) ગામનો કે ખેતરનો રખેવાળ, ચોકીદાર
**લાખો** પું. (જુઓ 'લાખેણું') સુલક્ષણ- વંતો માણસ, લાખેણો
**વખો** પું. (સં. વિષય=લાલસા) (લા૦) ભૂખમરાનું સંકટ (૨) સંકટ
**વાખો** પું જુઓ વખો' (૨) મરકી
**શખ્ખો** પું. (જુઓ 'શક્કો') લખોટી (એની રમતમાં બોલાય છે) (૨) જુઓ 'શક્કો' અર્થ ૨-૧
**સાખો** પું. (સં સાક્ષ્ય) લોકનો અભિ- પ્રાય કે છાપ (૨) (લા૦) ફંફાસ, કજિયો (૩) ગજબ' [સંકેત
**સાંખો** (સં. સંખ્યા) એકનો વેપારી

ગ

અગ વિ. (સં.) ગમન ન કરી શકે એવું સ્થિર (૨) પું. પર્વત (૩) સર્પ (૪) ન. ઝાડ
અંગ ન. (સં) શરીરનો અવયવ (૨) (૩) ભાગ (૪) જાત, પંડ, પોતે
આગ પું. આવરો, આવવું એ
આગ સ્ત્રી. (સં. અગ્નિ) અગ્નિ, દેવતા (૨) (લા૦) અગન, લાય, બળતરા (૩) અકસ્માત કાંઈ બળી ઊઠે ને ભડકે લાગે તે (૪) (લા૦) ક્રોધ ઝનૂન દાઝ કે એવા ગુસ્સાની લાગણી
કાગ પું. (સં. કાક) કાગડો
કાંગ સ્ત્રી (સં. કંગુ) એક જાતનું ધાન્ય
ખગ પું. ન. (સં.) પક્ષી (૨) પું. ગ્રહ (૩) તારો (૪) સૂર્ય (૫) દેવ (૬) નવની સંજ્ઞા [ગેંડાનું શિંગડું
ખડ્ગ ન. (સં) તરવાર, ખાંડું (૨)
ખંગ પું. ખડૂકલો, ઢગલો (૨) (લા૦) દાઝ, વેર (૩) ખંખ, બદલો (૪) ખંત, ખાંત
ખંગ વિ. (જુઓ 'ખંજ') લૂલું
ખાંગ પું. ખાંગડો, ઠૂંઠો (૨) અતિ ગરમીથી પીગળી ગયેલો ઈંટ કે નળિયાનો ટુકડો, કીટો
ગર્ગ પું. (સં.) (સંજ્ઞા) એક પ્રાચીન ઋષિ (૨) યાદવોના પુરોહિત
ગંગ સ્ત્રી. (સ. ગંગા) (સંજ્ઞા) નદી (૨) પું. (સં. ગાંગ) એક હિંદી કવિ
ચંગ વિ. (સં.) સ્વચ્છ (૨) મજેદાર (૩) તંદુરસ્ત
ચંગ પું (ફા.) મોંથી પકડીને વગાડવાનું એક વાજિંત્ર, મોચયંગ (૨) વગાડવાની પિત્તળની તકતી, તાળ. (૩) પતંગનું પૂંછડું (૪) ગંજીફાની એક રમત (૫) ન. ઘંટ
ચાગ પુ. (ફા.) ખોટું લાડ, ચાગલાઈ
છ(-છા)ગ પું. (સં.) બકરો, છાગ
જગ ન. (સં. જગત્) જગત
જગ સ્ત્રી. (જુઓ જગા) જગ્યા (પ.)
જંગ પું. (ફા.) મોટી લડાઈ, યુદ્ધ (૨) (લા૦) ધાંધલ, કંકાસ
જાગ પું. (સ. યાગ ) યજ્ઞ (૨) રન્નાદે (જવારા) વ૦ નું સ્થાપન વગેરે
જાગ સ્ત્રી. (જુઓ 'જગ્યા') જગ્યા
જાગ સ્ત્રી. ('જાગવું' ઉપરથી) જાગવું એ, જાગરણ
જુગ પું. (સં. યુગ) જમાનો
જુગ ન. (સં. યુગ) જોડ, જુગલ
જોગ(-ગું) વિ. (સં. યોગ્ય) જોગું, લાયક, છાજતું (છઠ્ઠીના નામ સર્વનામ કે સામાન્ય કૃદંત સાથે નામયોગી અવ્યય પેઠે વપરાય છે; ઉદા૦ 'લખવા જોગ' (બાબત), 'ખાવા જોગ' (ફળ), 'તમારા જોગ' (કામ) (૨) માટેનું-ના-તરફનું (ઉદા૦ શાહજોગ, નામજોગ (હૂંડી) (૩) અ. પ્રતિ, તરફ (ઉદા૦ મંત્રી જોગ)
જોગ પું. જુઓ 'યોગ' (૨) જોગવાઈ (૩) વણાટમાં તાણાના ક્રમવાર તાર તળેઉપર કરી સાધવામાં આવતી ચોકડી જેવી ભાતીની ગોઠવણ
ટંગ, ટાંગ સ્ત્રી ટાંગો, પગ

ઠગ વિ. ઠગનારું (૨) એ નામની લુટારાની એક જાતનું (૩) પું એ જાતનો માણસ (૪) દેખનાર
ડગ સ્ત્રી. ડગવું એ, અસ્થિરતા
ડગ ન. ડગલું, કદમ
ડાંગ સ્ત્રી. (દે. ડગા) લાંબી મજબૂત લાકડી, ડાંગેરું
ડાંગ ન (સંજ્ઞા) ઝાડીવાળો એક ડુંગરી પ્રદેશ (સુરત જિલ્લાની સરહદે)
ડિંગ સ્ત્રી. ન. ખોટી કે બનાવટી વાત, ગપ
ઢગ પું. ઢગલો, ગંજ (૨) વિ. (કા.) ઘણું
ઢગ પું. સ્ત્રી. (કા.) (૨) આણું, આણામાં આવેલા માણસો
ઢંગ પું. બ. વ. વર્તન, રીતભાત (૨) ચેનચાળા, ઢાળા (૩) રીત, ઢબ
ઢોંગ પું. હોય એના કરતાં જુદી જાતના વર્તનનો દેખાવ, ધુતારાવેડા
તંગ વિ. (ફા.) ભિડાતું, ચપસીને આવી રહેતું (૨) તાણેલું, કસેલું (૩) છૂટ-વગરનું (નાણાં કે વેપારના વિષયમાં) (૪) કાયર, કંટાળેલું (૫) પું. ઘોડા વગેરે જીન ખસી ન જાય એ માટે તે તે પ્રાણીને પેટે કસીને બાંધેલો પટ્ટો
તાગ પું. છેડો, અંત, નિવેડો (૨) પાણીના ઊંડાણનો ક્યાસ.
તાગ પું. (સં. ત્યાગ) પરણીને વિદાય થતા વર તરફથી ભાગોળે કન્યાપક્ષના ભાટ બ્રાહ્મણોને અપાતી દક્ષિણા કે લાગો
તુંગ વિ. (સં.) ઊંચું (૨) પું. પર્વત (૩) ન ટોચ, શિખર
તેગ સ્ત્રી. (ફા.) નાની તલવાર, કટાર
ત્યાગ પું. (સં.) તજવાની ક્રિયા (૨) સંન્યાસ (૩) દાન (૪) લગ્નાદિ પ્રસંગે અપાતો બાંધેલો લાગો, તાગ
ત્રાગ પું. તાગડો, તાંતણો
દંગ વિ. (ફા.) દિંગ, ચકિત
દિંગ વિ (જુઓ 'દંગ') ચકિત, છક
દુર્ગ વિ. (સં.) દુર્ગમ (સ્થાન) (૨) પું. કિલ્લો
દેગ પું. (ફા.) મોટો દેગડો (૨) સ્ત્રી. દેગડી, તાંબાનું એક વાસણ, ચરવી
નગ પું (સં.) પર્વત (૨) સાતની સંજ્ઞા
નંગ ન. (ફા. નગ) એક વસ્તુ (૨) પહેલ પાડેલો હીરો (૩) (લા૦) મૂર્ખ માણસ (૪) લુચ્ચો કે ખંધો
નાગ પું. (સં.) ફેણવાળો સાપ (૨) પાતાળમાં રહેતો એક જાતનો કાલ્પનિક સર્પદેવ (૩) હાથી (૪) શકલોકોની એક શાખાનો માણસ (૫) આસામની એક આદિવાસી જાતનો પુરુષ
નેગ પું. (હિં.) વૈષ્ણવ મંદિરોમાં ઠાકોરજીને નિત્ય ધરાવવાના પદાર્થો કે એની કીમતનો મુકરર કરેલો અંદાજ
પગ પું. (સં. 'પદાગ્ર') પ્રાણીનો ચાલવાનો અવયવ, ટાંગો (૨) (લા૦) અવરજવર (૩) મૂળ
પાગ પું. (જુઓ 'પગ') પગ (પ.)
પાગ સ્ત્રી. (જુઓ 'પાઘ') પાઘ
પૂગ પું. (સં) સમૂહ, ઢગલો (૨) મંડળ (૩) ન. સોપારી કે એનું ઝાડ
પ્રાગ્ અ. (સં.) પહેલાં, અગાઉ
પ્લેગ પું. (અં.) એક ચેપી ગાંઠિયો

તાવ, મરકી, મહામારી
ફાગ પું. (સં. ફલ્ગુ) વસંત (૨) હોળી-નાં શૃંગારી ગીતો કે બોલાતા અપશબ્દ
ફાંગ સ્ત્રી. એક છોડ
ફૂગ, ફૂંગ સ્ત્રી. ('ફૂગવું' ઉપરથી) ઊમ
બગ પું. (સં. બક) બગલો
બંગ સ્ત્રી. (સં. વંગ) કલાઈ (૨) કલાઈની ભસ્મ (૩) પું. (સંજ્ઞા) બંગાળ પ્રાંત
બંગ પું. રીત, તરેહ (૨) તર્ક, બુટ્ટો (૩) નમૂનો, ભાત (૪) વિ. (લા૦) નાગું, નિર્લજ્જ
બાગ પું. (ફા.) મોટો બગીચો, ઉદ્યાન
બાંગ સ્ત્રી. (ફા.) નમાજનો સમય સૂચવ-વા મુલ્લાંએ કરેલો પોકાર (૨) (લા૦) ગપ
બૅગ સ્ત્રી. (અં.) થેલી (૨) ટૂંકપ્રવાસની પેટી (લોખંડની કે ચામડાની)
ભગ ન. (સં.) નસીબ, સદ્‌ભાગ્ય (૨) ઐશ્વર્ય વીર્ય યશ શ્રી જ્ઞાન વૈરાગ્ય એ છનો સમૂહ (૩) કાણું, છિદ્ર (૪) સ્ત્રીની ગુહ્યેંદ્રિય (૫) ક્ષત, વ્રણ (૬) સૂર્યનાં બાર રૂપોમાંનું એક, સૂર્ય
ભર્ગ ન. (સં. ભર્ગસ્) તેજ
ભંગ પું. (સં.) ભાંગવું, તૂટવું (૨) તોડવુ (૩) નાશ (૪) વિઘ્ન (૫) વાંક, વળાંક
ભંગ સ્ત્રી. (સં. ભગા) ભાંગ
ભાગ પું. (સં.) અંશ, હિસ્સો (૨) પુસ્તકનો હિસ્સો; ઉદા૦ ભાગ પહેલો (૩) ભાગાકાર (ગ.)
ભાંગ સ્ત્રી. (સં. ભંગા) ગાંજાની કળી તથા પાંદડાં (૨) એનું બનાવેલું પીણું
ભૃંગ પું. (સં) ભમરો (૨) એક પક્ષી (૩) અભિષેકનો કળશ
ભેગ પું. મિશ્રણ, ભેળ
ભોગ પું. (સં.) ભોગવવું એ (૨) ભો-ગવવાની સામગ્રી (૩) દેવને ધરવાની સામગ્રી (૪) પ્રત્યેક નિયત સમયે ભોગ સરાવ્યા પછી કરાવવામાં આવ-તાં ઠાકોરજીનાં દર્શન (૫) સર્પની ફેણ (૬) (લા૦) માઠી દશા (૭) બલિદાન
મગ પું. (સં. મુદ્‌ગ) મગ, એક કઠોળ
મગ પું. માર્ગ (પ.) (૨) સ્ત્રી. બાજુ, તરફ (૩) અ. ભણી, તરફ
મંગ પું. ડુંગરો, ટેકરો, મંગરો
માગ પું. (સં. માર્ગ) રસ્તો (૨) જગ્યા (૩) મોકળાશ (૪) અંતર
માગ સ્ત્રી. ('માગવું' ઉપરથી) માંગ, માંગણી ખપત (૨) ઉઘરાણી
માર્ગ પું. (સં) રસ્તો (૨) રૂઢિ (૩) મત સંપ્રદાય (૪) સંગીતનો એક પ્રકાર, જૂનું ને શિષ્ટ સંગીત
માંગ વિ. (જુઓ માગવું). આઠ (વેપારી સંકેત) (૨) સ્ત્રી. માગ માગણી (૩) સેંથો (૪) ચોટલાની જમણા તરફની લટો, લગણા આગળ પાડેલાં પટિયાં, મોગ
માંગ પું. (સં. માતંગ) મધ્યપ્રાંતની એક હરિજન જાતનો માણસ
મૃગ પું. ન (સં.) પશુ (૨) હરણ (૩) ન. મૃગશીર્ષ, પાંચમું નક્ષત્ર
મોગ પું. સ્ત્રી. બંને લમણા ઉપરની લટો, [માંગ
મોગ પું. (સં. મુદ્‌ગ) મગ
યાગ પું. (સં.) યજ્ઞ

યુગ પું. (સં.) પૌરાણિક રીતે પાડેલા કાળના લાંબા ચાર વિભાગોમાંનો દરેક (સત્ય, ત્રેતા, દ્વાપર, કલિ) (૨) પાંચ પાંચ વર્ષનો વિભાગ (૩) (લા૦) જમાનો (૪) ન. યુગલ, યુગ્મ
યોગ પું. (સં.) મેળાપ, સંગમ (૨) ઉપાય, ઇલાજ (૩) પરમાત્મા સાથે સંબંધ કરવાનો ઉપાય (૪) ચિત્ત-વૃત્તિનો નિરોધ (૫) ઇંદ્રિયો ઉપર કાબૂ રાખી આસન વગેરેની કરવામાં આવતી ક્રિયા (૬) યોગશાસ્ત્ર (૭) અવસર, પ્રસંગ, લાગ (૮) સૂર્ય કે ચંદ્રના અમુક સ્થાનમાં આવવાથી થતા ૨૭ વિશિષ્ટ અવસરમાંનો દરેક (જ્યો.) (૯) વ્યુત્પત્તિ (વ્યા.) (૧૦) મન વાણી અને કાયાની પ્રવૃત્તિ (જૈન)
રગ સ્ત્રી. (ફા.) નસ (૨) (લા૦) મનો-વૃત્તિ, વલણ (૩) હઠ
રગ પું. સ્ત્રી. ન. (અં.) ધનસ
રંગ પું. (સં. ફા.) લાલ પીળા વગેરે વર્ણ કે એની ભૂકી કે પ્રવાહી (૨) (લા૦) પટ, અસર (૩) આનંદ, મસ્તી, તાન (૪) કેફ, નશો (૫) પ્રીતિ, સ્નેહ (૬) રંગભૂમિ (૭) રણાંગણ (૮) આબરૂ, વટ
રાગ પું (સં.) મોહ, મમતા, આસક્તિ (૨) ગમો, મેળ, બનાવ (૩) ક્રોધ, ગુસ્સો (૪) લાલ રંગ (૫) મનોરંજન થાય તેવી ગાવાની વિશિષ્ટ રીત (સંગીતમાં મુખ્ય ૭ ગણાય છે: જુઓ 'ખટરાગ') (૬) અવાજ, સૂર
રિંગ સ્ત્રી. (અં.) વીંટી (૨) રમતગમત કે અખાડાની યા સૈરબજારની અંદરની જગ્યા (મોટે ભાગે વર્તુલાકાર)
રોગ પું. (સં.) તંદુરસ્તીમાં બગાડો, વ્યાધિ [સુનરની આંટી
લગ સ્ત્રી. ટેકણ, ટેકો (ગોઝારો) (૨)
લાગ પું. આધાર, ટેકણ (૨) તાકડો, દાવ, પ્રસંગ (૩) યુક્તિ (૪) વચાળ (૫) વિ. અ. (ફા.) એટલું તો, એવું તો
લાંગ સ્ત્રી. સ્ત્રી. (સં. લંકા) વટાણા જેવું એક કઠોળ
લિંગ ન. (સં.) ચિહ્ન (૨) જાતિ (વ્યા) (૩) સાધન, હેતુ (ન્યા.) (૪) મહાદેવની લિંગાકાર મૂર્તિ (૫) પુરુષની ઇંદ્રી (૬) લિંગદેહ
વગ પું. સ્ત્રી. જુઓ 'વગ-વસીલો' (૨) પક્ષ, તરફેણ (૩) (લા૦) જગ્યા, સગવડ (૪) તક, અવસર
વર્ગ પું. (સં.) મોટા સમુદાયનો એક ભાગ (૨) જાત પ્રમાણે પાડેલા જથા-માંનો પ્રત્યેક (૩) શ્રેણી, કોટિ, કક્ષા (૪) મધ્યકાલીન ગુજરાતી કવિતામાં 'સર્ગ' ને સ્થાને પ્રયોજાતું પ્રકરણ-નામ (૫) શાળામાં શ્રેણીવાર વિદ્યા-ર્થીઓને ભણવા બેસવાનો ઓરડો (૬) 'સ્ફૂવેર' (ગ.) [બંગ-બંગાળ દેશ
વંગ સ્ત્રી. (સં.) કલાઇ (૨) પું. (સં.)
વાગ સ્ત્રી. (સં. વાક્) વાણી
વાગ સ્ત્રી. (સં. વલ્ગુ) લૂગડાં ઘરેણાંથી સજાયેલી સીમંતિની (નાગરોમાં)
વાગ સ્ત્રી. (સં. વલ્ગા) ઘોડાની લગામ
વેગ પું. (સં.) ગતિ, ઝડપ (૨) જુસ્સો જોસ (૩) ચસકો, સણકો (૪) ત્રાસ

તાપ [ અપંગ

વ્યંગ વિ. (સં.) એકાદ અંગ વિનાનું,

વ્યંગ પું. (સં.) વ્યંજનાયુક્ત વચન (૨) (લા૰) કટાક્ષવચન

શગ સ્ત્રી. (સં. શિખા) દીવાની જ્યોત (૨) એના જેવી ટીલાના આકારની વસ્તુ (૩) શંકુ આકારનો ઢગલો (૪) જાનવરનાં આંચળ [ધનુષ

શાંર્ગ ન. (સં.) વિષ્ણુનું એ (સંજ્ઞા) નામનું

શિંગ ન (સં. શૃંગ) જુઓ 'શિંગડું' (૨) સ્ત્રી. બીવાળી પાપડી

શીંગ સ્ત્રી. જુઓ 'શિંગ' (કઠોળ વગેરેની)

શૃંગ ન. (સં.) શિખર, ટોચ (૨) શિંગડું (૩) અણી

શોગ પું. (સં. 'શોક') જુઓ 'સોગ'

સગ સ્ત્રી. (જુઓ શગ) (કા.) દીવાની જ્યોત

સર્ગ પું. (સં.) સૃષ્ટિ (૨) ઉત્પત્તિ (૩) ત્યાગ (૪) સંસ્કૃત કાવ્યોમાંનો પ્રત્યેક અધ્યાય (કા૰ શા૰)

સંગ પું. (સં.) સંયોગ (૨) સંબંધ (૩) સોબત, સહવાસ (૪) આસક્તિ (૫) (લા૰) મૈથુન

સંગ પું. (ફા.) પથ્થર

સાગ પું. જેનાં ઇમારતી લાકડાં બને છે તે જાતનું એક ઝાડ

સાંગ વિ. (સં.) અંગો સહિત (૨) આખું, તમામ

સાંગ સ્ત્રી. બરછી જેવું એક હથિયાર

સિંગ, સીંગ સ્ત્રી. જુઓ 'શિંગ'

સૂગ સ્ત્રી. દુર્ગંધ-દુષ્ટ પદાર્થ વગેરેથી ...

સોગ પું. (સં. શોક) સંબંધીના મરણથી કરાતી શોકમય રહેણી-કરણી

સોંગ પું. (જુઓ 'સ્વાંગ') નાટકમાંનો કૃત્રિમ વેશ (૨) (લા૰) ઢોંગ

સ્પ્રિંગ સ્ત્રી. (અં.) સ્થિતિસ્થાપકતા-વાળી પોલાદી કમાન કે વાળાનું ગોળ ગૂંચળું

સ્વર્ગ ન. (સં.) દેવોનો લોક

સ્વાંગ પું. નાટક વગેરેમાં બનાવટી વેશ (૨) પોશાકની સજાવટ

હિંગ સ્ત્રી. (જુઓ 'હિંગુ') એક ઝાડનો ઉગ્ર વાસવાળો રસ, વઘારણી

આગા પું. (તુર્કી) આકા, શેઠ

ગગા સ્ત્રી. (બાળભાષા) બાળકનું ઝભલું

ગંગા સ્ત્રી. (સં.) (સંજ્ઞા) હિંદુઓની એક પવિત્ર નદી, ભાગીરથી

ચુંગા સ્ત્રી (લા૰) પંજો, સકંજો, લાગ

જગા(-ગ્યા) (ફા. જાયગાહ) સ્થળ, ઠેકાણું (૨) ખાલી જગ્યા (૩) નોકરીનું સ્થાન (૪) સાધુબાવા વગેરેનો મઠ

જિર્ગા પું. (ફા.) પરિષદ, સંમેલન (૨) (સરહદ પ્રાંતની કોમોમાં) મળતું પંચ

જિંગા ન. કાચબાની પેઠે કઠણ કોચલાવાળું એક પ્રાણી

તુંગા પું એક છંદ [તલવાર, કટાર

તેગા સ્ત્રી (જુઓ તેગ) નાની

દુર્ગા સ્ત્રી. (સં.) (સંજ્ઞા) દેવી પાર્વતી (ચંડી કાલિકા વ૰ નવ રૂપે)

ધગા સ્ત્રી. ('ધગવું' ઉપરથી) તાપ ગરમી, ધગશ

પાગા સ્ત્રી. (જુઓ પાયગા) ઘોડાર (૨) લશ્કરી ઘોડેસ્વારોની ટુ

બગા સ્ત્રી (દે. બિગ્ગાઇ) ઢોર કે કૂતરાં ઉપર બેસતી એક જાતની મોટી માખ (૨) કાનનો એક રોગ
મગા સ્ત્રી. (સં. માર્ગ) જગ્યા (૨) અ. બાજુ, તરફ (ઉદા૦ પેલી મગા, આ મગા-ઉ૦ ગુજ૦)
અંગી વિ. (સં. અંગિન્) ખાસ પોતાનું (૨) (સમાસને અંતે) અંગ-અવયવ-વાળું (૩) મુખ્ય, પ્રધાન
અંગી સ્ત્રી. એક ડગલી, આંગડી
આંગી સ્ત્રી. (સં. આંગિક) પરણનાર પુરુષને મોસાળ તરફથી મળતું એટચા વિનાનું કોરું વસ્ત્ર (૨) માતાની મૂર્તિને ફરતી મુકાતી રંગબેરંગી સજાવટ (૩) હનુમાનની મૂર્તિ ઉપરનું તેલસિંદૂરનું પડ (૪) જૈન મૂર્તિના શણગારનો ખાસ વિધિ કે ખાસ સજાવટ (૫) આંધીથી ચડતો ધૂંજનો ગોટો
ગી સ્ત્રી. (ફા.) દીકરી, ગગી
ાગી° સ્ત્રી. (સં.) (સંજ્ઞા) ઉપનિષદોમાં પ્રસિદ્ધ એવી એક બ્રહ્મવાદિની સ્ત્રી
ીગી સ્ત્રી. (ફા.) નાની દીકરી, ગગી
ગી વિ. ભાંગ ગાંજામાં મસ્ત રહેનાર, વ્યસની (૨) પું. (લા૦) કાચ્છડીછૂટો
ાંગી વિ. એ નામની ઊંચી જાતનું (ઘોડા માટે) [આકારની ચલમ
ુંગી સ્ત્રી. તમાકુ પીવાની નળીના
ુંગી સ્ત્રી. (હિં.) દાણ, જકાત
જગી વિ. (ફા.) જંગ-લડાઇને લગતું (૨) (લા૦) જબરું, મોટું (૩) સ્ત્રી. કિલ્લાની ભીંતમાંનું ત્રાંસું બાકું (૪) પું.. લડવૈયો [રોપ (૨) ગીચવો
જંગી સ્ત્રી. ('જંગ' ઉપરથી) ગોટો
જોગી પું. જુઓ 'યોગી' (૨) શૈવ-પંથી બાખી બાવો (૩) એક રાગ (૪) એ નામની જાતનો, રાવળિયો
ઠગી સ્ત્રી. ઠગાઈ, ઠગવિદ્યા
ડુગ્ગી સ્ત્રી. (રવા૦) ડુગડુગી
ઢેંગી વિ. આળસુ, એદી
ઢોંગી વિ. ઢોંગથી ભરેલું, દંભી
તંગી સ્ત્રી. (ફા.) તાણ, અછત
ત્યાગી વિ. (સં.) ત્યાગ કરનારું (૨) પું. સંન્યાસી (૩) (લા૦) દાતા
થેગી સ્ત્રી. જુઓ 'થેક', ટેકરો
ધાગી સ્ત્રી. ધાગડી, ધાગાની ગોદડી
પગી પું. ('પગ' ઉપરથી) પગલું પારખી ચોરની ભાળ કાઢનાર (૨) ચોકિયાત
બગી સ્ત્રી. (અં. બગી) ચાર પૈડાંની ઢાંકેલી એક કીમતી ઘોડાગાડી
બગી સ્ત્રી. નજર
બગી સ્ત્રી. બગાઈ (૨) (લા૦) સુસ્તી
બંગી સ્ત્રી. નાની ટીલડી, ટપકી
બાંગી પું. (ફા.) બાંગ પોકારનાર
બુલ્લાં [પોટલી ટપાલમાં મોકલવાની
બેંગી સ્ત્રી. (અં. બેગ) સીવેલી નાની
ભંગી વિ. ભંગેડી, ભાંગનો વ્યસની
ભંગી પું. ભંગોડો, ભંગિયો
ભંગી (-ગિ) સ્ત્રી (સં.) વ્યંગ, વાણીનું ચાતુરી (૨) રીત, ઢબ (૩) અંગોને મરોડ (૪) પગથિયું
ભૃંગી સ્ત્રી. (સં.) ભમરી (૨) ભૃંગ પક્ષીની માદા (૩) એક ઝેરી વનસ્પતિ, અતિવિષા

**ભૃંગી** પું. (સં. ભૃંગિન્) શિવનો એક ગણ

**ભોગી** વિ. (સં. ભોગિન્) ભોગવનાર (૨) પું. ભોગિયો (૩) પ્રીતમ (૪) સાપ

**મગી** સ્ત્રી. (મગ ઉપરથી) એક વનસ્પતિ (૨) ઝીણા દાણાના મગ

**માર્ગી** વિ (સં. માર્ગિન્) માર્ગનું-પંથનું અનુયાયી (સમાસને અંતે); ઉદા૦ વામમાર્ગી (૨) સૌરાષ્ટ્રના એ નામના એક પંથનું (૩) માર્ગ નામના સંગીત પ્રકારને લગતું (૪) મુસાફર (૫) (ફા.) માર્ગી પંથનો અનુયાયી બાવો

**માર્ગી** સ્ત્રી. (સં.) મધ્યમ ગ્રામની એક મૂર્છના (સંગીતમાં)

**મૃગી** સ્ત્રી. (સં.) હરણી (૨) એક વાત-રોગ, ફેફરું

**યોગી** પું. (સં.) યોગસાધના કરનાર, યતિ, જોગી

**રંગી** વિ. (સં. રંગિન્) (સમાસમાં છેડે) રંગવાળું; ઉદા૦ 'બહુરંગી' (૨) (ફા૦) શોખીન (૩) રંગીલો

**રંગી** સ્ત્રી. એક જાતની લાલ માટી

**રેંગી** સ્ત્રી. એક પક્ષી

**રોગી** વિ. (સં. રોગિન્) માંદુ, રોગવાળું

**લગી** અ. લગણ, સુધી, પર્યંત

**લિંગી** વિ (સં. લિંગિન્) લિંગવાળું

**લુંગી** સ્ત્રી. (હિં) હજામત કરાવતી વખતે ખોળામાં પાથરવાનો વસ્ત્રનો ટુકડો (૨) કાછડી વાળ્યા વગર કેડે વીંટવાનું વસ્ત્ર

**વર્ગી** વિ. (સં. વર્ગીય) વર્ગનું, વર્ગ- (૨) એક જ વર્ગનું સંબંધી

**વેગી** વિ. (સં. વેગિન્) વેગવાળું

**શિં(-શી)ગી** વિ. ('શિંગ' ઉપરથી) શિંગડાંવાળું (૨) સ્ત્રી. રણશિંગડું

**શૃંગી** વિ. (સં. શૃંગિન્) શિંગડાંવાળું (૨) શિખરવાળું (૩) પું. પર્વત (૪) (સંજ્ઞા) એ નામનો એક ઋષિ—દશરથની પાલિતા પુત્રી શાંતાનો પતિ, ઋષ્યશૃંગ

**શૃંગી** સ્ત્રી. (સં.) એક રણવાદ્ય, શીંગી

**સંગી** વિ. (સં. સંગિન્) સંગ કરનાર (૨) પું. સોબતી

**સાંગી** સ્ત્રી. રથની ધરી અને સાટી વચ્ચેનો કોરાવાળો ભાગ

**આગુ** વિ આગલું

**કાંગું** વિ. (કંગાલ ઉપરથી) નિર્માલ્ય, રાંક (૨) કાયર, રોતલ

**ખાંગું** વિ. કોરવંકું (૨) ટેઢું

**ખાંગું** ન ટેબલનું ખાનું

**ખાંગું** પું જાણભેદુ, જાસૂસ (૨) ખાંડો

**ગાંગુ** વિ. (જુઓ ગગલું) કાંગું, નમાલું, રાંક

**ગુંગુ** વિ. (ફા. ગુંગ) જુઓ ગૂંગું

**ગૂંગું** વિ. (ફા. ગુંગ) નાકમાંથી બોલતું, ગૂંગણું (૨) મૂંગું (૩) ન. નાકના મળનો બંધાઈ ગયેલો પોપડો [ગીંગું

**ઘેગું** વિ. (રવા૦) સહેજમાં રડી પડે તેવું,

**ઘોગું** વિ. માલ વગરનું, આવડત વગરનું

**'ચગુ** વિ. ચંચળ, ચાલાક (૨) સંજ્ઞાથી ઇશારામાં સમજી જાય તેવું

**ચગું** ન. ઘસડાઈ આવેલો ને ઠરેલો

કાદવ, કાંપ [તંદુરસ્ત
ચંગું વિ. (જુઓ 'ચંગ') નીરોગી,
છોગું ન. કલગીની જેમ ખોસેલો ફરફરતો ફેંટા-ફાળિયાનો છેડો (૨) પાઘડીમાં ખોસેલો ફૂલનો તોરો
જગુ પું. જુઓ 'જકુ'
જીંગું વિ. જબરું, મજબૂત (૨) ચાલાક, ચતુર
જોગું વિ. જુઓ 'જોગ' વિ.
ઠાગું ન. જુઓ નીચે 'ઠાંગું'
ઠાંગું ન. ઠાગું, છળકપટ
ઠાંગું ન. ભાણું, થાળી, ઠાંગલું
ઢૂંગું ન. (રમતમાં) બે પક્ષમાંનો એક (૨) ઘાસ કે ચારાનો ભારો (સુ.)
તુંગું વિ. (ફા. તુંગ) જાડું, ભરાઉ, સ્થૂલ (૨) ન. ચગડા ઉપરનો હળનો ભાગ (૩) ફૂલેલું પેટ (૪) (લા૦) રીસથી ચડેલું મોં
ત્રાગું ન. બીજાને ઠેકાણે લાવવા પોતાના ઉપર કરેલી જબરદસ્તી (૨) હઠ, જીદ
દુંગું વિ દીંગું, માથાભારે
દીંગું વિ ધૂર્ત, લુચ્ચું (૨) બેઅદબ, ઉદ્ધત (૩) માંસલ, જાડું (૪) માથાભારે
દ્વિગુ પું. (સં.) કર્મધારય સમાસનો સંખ્યાવાચક વિશેષણવાળો પ્રકાર; ઉદા૦ પંચવટી (વ્યા.)
ધગું ન. (સુ.) ધીકડી, ઝીણો તાવ
ધિં(-ધીં)ગું વિ. જાડું, મજબૂત, હટ્ટ
ધુંગું ન. ઝરડાંઝાંખરાંનું જાળું
નાગું વિ. (સં. નગ્ન) નગ્ન, વસ્ત્રહીન (૨) અલંકાર કે સજાવટ વગરનું (ઉદા૦ નાગાં નાક, કાન, ઇ૦) (૩) (લા૦) બેશરમ (૪) માથાભારે
પંગુ વિ. (સં.) પાંગળું, લંગડું
પાંગું વિ. (સં. પંગુ) પાંગળું (૨) ન. ટાર
ફલ્ગુ વિ. (સં.) તુચ્છ (૨) સુંદર (૩) પું. વસંત (૪) ગુલાલ (૫) સ્ત્રી. (સંજ્ઞા) ગયા ક્ષેત્ર પાસેની એક નદી
ફાંગું વિ. આંખે ત્રાંસું જોનાર (બંને આંખ વચ્ચે ઓછા અંતરવાળું)
બગું ન. (જુઓ 'બખું') બાકું (૨) દીવાલમાં પડેલું બાકું
બાંગું વિ. (સુ.) જુદા પડી ગયેલા હાથવાળું, ટૂટલું (૨) (લા૦) મૂર્ખ
ભાગુ વિ. ('ભાગવું' પરથી) મહેનતથી કંટાળનારું, આળસુ (૨) મુશ્કેલ, મહેનતનું
ભાગું વિ. ('ભાગ' ઉપરથી)ને કારણે, લીધે; ઉદા૦ દુઃખ ભાગા ડરશો નહિ
ભૃગુ પું. (સં.) (સંજ્ઞા) એક ઋષિ (૨) શુક્ર (૩) જમદગ્નિ
ભેગું વિ. એકઠું, સાથે મળેલું, ભેળું
માગું ન. ('માગવું' પરથી) માગણી (વરકન્યાના સગપણ વિશેની)
મૂ(-મૂં)ગું વિ. (સં. મૂક) બોલી ન શકે તેવું, અવાચક (૨) શાંત
રૂંગું ન. (રવા૦) આંસુ [નકરું
રોગું વિ. (ફા.) કેવળ, માત્ર, નર્યું,
લગ્ગુ અ. જુઓ 'લગોલગ.' છેક પાસે અડીને (૨) વિ. (લા૦) છિનાળવું, પરસ્ત્રી પાછળ ફર્યા કરનાર
લાગુ વિ. (જુઓ 'લાગવું') સંબંધ હોય તેવું, વળગેલું, લાગેલું (૨) (લા૦) બંધબેસતું અનુકૂળ આવતું (૩) અ

ચાલુ, જારી
વગુ અ. (જુઓ 'વગ') જથ્થે, બાજૂ
વેગુ પું. મૂર્ખ, ઠોક
સગું વિ. (સં. સ્વક) એક લોહીના કે લગ્નના સંબંધથી જોડાયેલું. (૨) ન. એવું માણસ [હિંગ
હિંગુ ન. (સં.) હિંગનું ઝાડ (૨)
આગે અ અગાઉ, પૂર્વે (૨) સામે, આગળ
લગે અ. લાગ્યા! ફાવ્યા! હં! (એક ઉત્તેજનનો ઉદ્‌ગાર) (૨) લગી, સુધી
કગ્ગો પું. (સં. કાક) કાગડો
ગગો પું. (કા.) દીકરો, ગીગો
ગગ્ગો પું. ગકાર
ગાંગો પું. (સં. 'ગાંગ'–સંજ્ઞા) (લા૦) ઘેરઘેર ફરીને તેલ દિવેલ વેચનારો (૨) ગરીબ, રાંક માણસ
ગીગો પું. (કા.) (જુઓ 'ગગો') નાની ઉમરનો દીકરો, ગગો [જાતનો જીવડો
ગૂગો પું. (નાકમાંનું) ગૂંગું (૨) એક
ચોગો પું. (હિં. ચોગા) ઝભ્ભો
જગો (–ગ્યો) સ્ત્રી. જુઓ 'જગા'
જાગો વિ. પું. ('જાગવું' પરથી) જાગનારો (૨) (લા૦) સાવધ, અપ્રમાદી
ટાંગો પું. ટાંગ, ટાંટિયો
ટાંગો પું. ઘોડાગાડી, ટપ્પાગાડી, એક્કો
ઠાગો પું. છૂપી રીતે એકઠા થવા કરેલી સંતલસ (૨) ઠગાઇ (૩) જુઓ 'ઠાગલો' (૪) ઠાંઠિયો
ઠુંગો પું. (અફીણ ખાધા ઉપર) કાચું. કોરું ખાવું–નાસ્તો કરવો એ [ઠીકો
ઠીંગો પું અંગૂઠો બતાવી ના કહેવી એ,
ડું(–ડૂં)ગો (–ઘો) પું. ચોર, દુંગો
(૨) (જુઓ 'ડૂંઘો') માટીનો હૂક્કો
ઢગો પું. બળદિયો (૨) (લા૦) જાડો મોટો ઢ–મૂર્ખ બેવકૂફ આદમી
ત્રાગો પું જુઓ 'ત્રાગડો' [વિશ્વાસઘાત
દગો પું. (ફા. દગા) છળ, કપટ (૨)
દંગો પું. (ફા. દંગલ) તોફાન, બખેડો, (૨) હુલ્લડ, બંડ
દું(–દૂં)ગો પું. ચોર, ડુંગો
ધાગો પું. જૂનું ફાટેલું લુગડું (૨) દોરો
ધાંગો પું. છોટો, નાનો લેદિ (૨) રેસો, સહેજ અંશ [(૨) ધાગો, તાંતણો
ધ્રાંગો પું. (જુઓ 'ધાગો') છોટો, ટીપું
પગો પું. પૂતળી ભાતનું સ્ત્રીઓને પહેરવાનું રાતું કપડું
બગો પું. (શોક પ્રસંગે પહેરવાનો) વચ્ચે તેમજ કિનારીમાં ધોળીધોળી ભાતવાળો ગળીના રંગનો સાડલો
બગ્ગો પું. (સં. બક) બગલો (પ.)
બાંગો પું. પાણી વહેવાની કાવડ (૨) મોઈદંડાનો છઠ્ઠો દાવ
રેગો પું. ચૂનો
લાગો પું. ('લાગવું' ઉપરથી) દાપું, હકસી (૨) કરવેરો (૩) સંબંધ, સગપણ (૪) (લા૦) પીછો, કેડો [લાગ
વગો પું. (સં. વર્ગ) લતો, શહેર કે ગામનો
વાંગો પું. (સં. વર્ગ) વર્ગ, પ્રકાર, વાંગે
સંગો પું. (સં. સંગ) આસક્તિ, હેરો

## ઘ

અઘ ન. (સં.) પાપ

અર્ઘ પું. (સં.) કીમત (૨) ચોખા દૂર્વા ઇત્યાદિથી સંમાનવું એ (૩) ચોખા દૂર્વા ફૂલ પાણી ઇત્યાદિ પૂજાપો (૪) સંધ્યાપૂજનમાં સૂર્યદેવને ઉદ્દેશી અર્પવામાં આવતો જળનો ખોબો

ઊંઘ સ્ત્રી. ઊંઘવું એ, નિદ્રા

ઓઘ પું. (સં.) સમૂહ, જથો (૨) પાણી, પ્રવાહ

ઘીઘ સ્ત્રી. મોટું સેંકડોનું ટોળું

ચર્ઘ ન. (ફા.) એક પક્ષી, બાજ

જંઘ, જાંઘ સ્ત્રી. (સં. જંઘા) સાથળ

ડાઘ પું. (ફા) (ગંદો દેખાય તેવો) ડાઘો ડપકો (૨) (લા૦) કલંક, બટ્ટો

ડાઘ પું. (સં. દાવ) (લા૦) ક્રોધ, ખાર

દાઘ પું. ડાઘો

દાઘ પું. (સં.) બાળવું એ, દહન

દીર્ઘ વિ. (સં.) લાંબું, લાંબે સુધી પહોંચતું કે જતું (સમય અંતર કે જગ્યામાં) (૨) ઉચ્ચારમાં લાંબું (સ્વર માત્રા અક્ષર ઇ૦)

પાઘ સ્ત્રી. મોટી પાઘડી

માઘ પું. (સં.) માહ, વિક્રમ સંવતનો ચોથો મહિનો (૨) (સંજ્ઞા) એક સં. કવિ

મેઘ પું. (સં.) વરસાદ (૨) વાદળ (૩) એક રાગ (૪) એક છંદ

મોઘ વિ. (સં.) નકામું, વ્યર્થ, નિષ્ફળ

લાંઘ ન. લાંઘો, ઉપવાસ [ગેર

વાઘ પું. (સં. વ્યાઘ્ર) એક હિંસ પ્રાણી,

સંઘ પું. (સં.) ટોળું (૨) યાત્રાળુઓનો સમૂહ (૩) સંગઠિત અને વ્યવસ્થિત સમુદાય (૪) ધર્મ, સંપ્રદાય

સેંઘ સ્ત્રી. ન. (જુઓ 'સેંધું') સરનાપણું, છત

કઘા પું. (કુત્ઘા) ખરાબ–અયોગ્ય ઘા

ઘોંઘા ન. શંખના જેવો પાણીમાં રહેતો એક જીવડો

જંઘા સ્ત્રી. (સં.) જાંઘ, સાથળ

નિઘા સ્ત્રી. (ફા. 'નિગાહ્')–રહેમનજર

બાઘાં ન. બ. વ. ફાંફાં

મઘા સ્ત્રી. (સં.) દસમું નક્ષત્ર

શ્લાઘા સ્ત્રી. (સં.) વખાણ, સ્તુતિ, પ્રશંસા

સેંઘી સ્ત્રી. (જુઓ 'સેંઘો') બાળકની કે સ્ત્રીઓની સૂંથણી

સંઘી સ્ત્રી. રાજિયા ગાઈ કુટાવનારી સ્ત્રી (૨) વડારણ

આઘું વિ. દૂર (કાળ અને અંતરમાં), છેટું (૨) ન. અંતર, છેટાપણું

ઘાંઘું વિ. (કા.) ઉતાવળું (૨) ગભરાયેલું

ડાઘું વિ. બોથડ, ડોઘલું

બાઘું વિ. (સં. વ્યગ્ર) મૂઢ, ગતાગમ વિનાનું

મો(-મોં)ઘું વિ. (સં. મહાર્ઘક) કીમતી, વધારે મૂલ્ય પડે તેવું (૨) (લા૦) અતિપ્રિય (૩) દુર્લભ (૪) આદરમાનને પાત્ર (૫) ખાસ માન કે લાડ યા પ્રેમ ચાહતું, મનાવવું પડે તેવું

રઘુ પું. (સં.) (સંજ્ઞા) એક સૂર્યવંશી રાજા, રામના પ્રપિતામહ

રાઘુ પું. (સં. 'રાઘવ' ઉપરથી) (લા૦) પોપટ (કાંઠલો ફૂટયો હોય તેવો)
લઘુ વિ. (સં.) નાનું (૨) હલકું (૩) સહેલું (૪) હ્રસ્વ, એક માત્રાનું (૫) હસ્ત પુષ્ય અને અશ્વિની નક્ષત્રોનું નામ
લેંઘું વિ. કાંઇક ગાંડા જેવું (૨) હાધારંગું
વાંઘું ન. નદીકાંઠાની જમીનના કોતર-વાળો વહેળો, વાઘું-વાંગડું
વીઘું ન. (સં. વિગ્રહ) જમીનનું એક માપ (પચીસેક ગૂંઠાનું) [સસ્તું
સોંઘું વિ. (સં. સમર્ઘક) ઓછા ભાવનું,
ઘૂઘૂ અ. (રવા૦) રેલગાડી સમુદ્ર વગેરેનો ઘેરો અવાજ (૨) કબૂતરનો અવાજ
ઓઘો પું. (સં. ઓઘ) ચાર-પૂળાનો ઓઘ, નાની ગંજી (૨) ફગફગતા વાળનો જથ્થો (૩) જમણ જમનારો મોટો સમુહ (૪) (જૈન) રજોયણો
ઘઘ્ઘો પું. ધકાર (૨) ઘોંઘો, ઠોઠ કે બેવકૂફ માણસ
ઘઘો પું. (રવા૦) (કા.) ઝંબો
ઘોઘો વિ. પું. અભણ મૂર્ખ માણસ (૨) પું સાપ (૩) મોં માથું ઢંકાય તેમ ઓઢવું એ, ઘંઘોલિયું
ડઘ્ઘો પું. બાંયું, નરઘાંની જોડમાંનું નાનું
ડાઘો પું. ડાઘ, ડપકો
ડાઘો પું. ડાઘિયો કૂતરો
ડૂઘો પું. ટૂંકા દાંડાની એક મોટી કડછી (દૂધપાક વગેરે પીરસવામાં વપરાતી) (૨) (લા૦) ઊપસેલો હાડકાવાળો કડણ ભાગ [ગાંડિયો
રાઘો વિ. પું. હાધારંગો, અદેખો,
લંઘો પું. શરણાઇ વગાડવાનો ધંધો કરનાર, મીર
લાંઘો પું. લાંઘણ, ઉપવાસ (૨) લાંઘણું (૩) લાંબી મોટી ફાળ, મોટું ડગલું
લેઘો પું. (હિં લેગા, લહેંગા) ગોઢું સૂંથણું, પહોળી ચાળનો ચોરણો
વાઘો પું. પોશાક (૨) દેવની મૂર્તિનું વસ્ત્ર (૩) ગાંસડી
વાંઘો પું. (સ. વર્ગ) વર્ગ, પ્રકાર, વાંગો
વીઘો પું. જુઓ 'વીઘું'

## ચ

અંચ સ્ત્રી. જુઓ 'આંચ', નુકસાન
આંચ સ્ત્રી (સં. અર્ચિસ્) ઝાળ, ભભૂકો, સખત તાપ (૨) (લા૦) દીપ્તિ, તેજ, રુઆબ (૩) ધમકી, ત્રાસ (૪) ઈજા
ઇંચ પું. (અં.) તસુ જેટલું અંગ્રેજી માપ, ફૂટનો ૧૨ મો ભાગ
ઉચ્ચ વિ. (સ ) ઊંચું (૨) શ્રેષ્ઠ, ઉમદા (૩) પું. ગ્રહના માર્ગનું ઊંચું બિંદુ
ઊંચ વિ. (સં. ઉચ્ચ) ઉચ્ચ, ચડિયાતું (૨) ઉમદા
ઋચ(-ચા) સ્ત્રી. (સં.) જુઓ 'ઋક'
કચ પું. (સં.) માથાના વાળ (૨) ચોટલો (૩) પું. (સંજ્ઞા) દેવોના ગુરુ બૃહસ્પતિનો પુત્ર (જે દેવો તરફથી દૈત્યોના ગુરુ શુક્રાચાર્ય પાસે મૃતસંજીવની વિદ્યા શીખી લેવા ગયો હતો.)
કચ સ્ત્રી. રમતમાં થતો કજિયો (૨) નકામી માથાફોડ (૩) તકરાર
કાચ પું. (સં.) રેતી અને ખારવાળી માટીને ગરમીથી ઓગાળીને બનાવાતો

એક પારદર્શક પદાર્થ (૨) દર્પણ

**કુચ** ન. (સં.) સ્ત્રીનાં સ્તન

**કૂચ** સ્ત્રી. (ફા.) રવાના થવું-મુકામ ઉપાડી ચાલતાં થવું એ (૨) લશ્કરી ઢબની ચાલ

**કૂચ** સ્ત્રી. છૂપી વાત, રહસ્ય

**કૂર્ચ** પું. (સં.) માથું (૨) દાઢી (૩) કૂચડો, પીંછી

**કોચ** ન. (કોચવું ઉપરથી) કોચાઈને થયેલું એ, કાણું

**કોચ** પું. (અં.) સુખાસન, સોફા (૨) છત્રી પલંગ (૩) સુખાસનવાળી ચાર પૈડાંની વિલાયતી ઢબની ગાડી

**ક્રૌંચ** પું. ન. (સં.) એક પક્ષી, સારસ (૨) પું. પુરાણોમાં વર્ણવેલા સપ્તદ્વીપમાંનો એક (૩) હિમાલયમાંનો એક પર્વત

**ખચ** (-ચ્ચ) અ. (રવા૦) ખેંચીને, સખત રીતે (૨) અંદર પેસી જવાનો કે ભોંકવાનો કે તેથી ઊલટી ક્રિયાનો અવાજ થાય એમ

**ખર્ચ** પું. ન. (ફા.) વાપર (૨) કીમત લગત (૩) (લા૦) મોટી રકમ વાપરવાનો સારો નરસો અવસર

**ખાંચ** સ્ત્રી. ખાંચો, નાનો ખાડો કે કાપ, ખાણ (૨) સાંકડ, ગૂંચવણ (૩) (લા૦) ખોટ, તોટો (૪) આંચકો (૫) જમે ઉધારનો તાળો નહિ મળવો એ

**ખીચ** વિ. (જુઓ 'ખીચાખીચ') ગીચ, ભરચક (૨) સ્ત્રી. ખીચડી

**ખૂંચ** સ્ત્રી. ખાંચ, ખૂણો, ખાંચો (૨) ખૂંચવાની અસર, ભોંક (૩) (લા૦) લાગણી, અસર (૪) મનમાં ખૂંચવું એ, ખાર, દાઝ, વેર (૫) બારીક સમજ (૬) ખોડખાંપણ, વાંધો વચકો

**ખેંચ** સ્ત્રી. ખેંચાણ, તાણ (૨) આગ્રહ (૩) (લા૦) તંગી, તાણ, અછત

**ખોંચ** સ્ત્રી. (જુઓ 'ખાંચ') ખાંચો, ખોભણ (૨) કસર, ઓછપ

**ખોંચ** સ્ત્રી. (જુઓ 'ખૂંચ') વાંધો, અડચણ (૪) મુશ્કેલી, ગૂંચવણ

**ગચ** (-ચ્ચ) અ. (રવા૦) ગચ્ચ એવો ઘોંચવાનો અવાજ થાય એમ

**ગચ** ક્રિ. વિ. પસંદ, માફક

**ગચ** સ્ત્રી. (ફા.) ચૂનો, કેલ

**ગીચ** વિ. (ફા.) નિબિડ, ઘાડું (જંગલ વસ્તી વગેરે)

**ગચ્ચ** વિ. સજ્જડ, તૂટે છૂટે નહિ એવું

**ગૂંચ** સ્ત્રી. (દોરા વગેરેનું) ગંઠાઈ જવું એ. (૨) (લા૦) આંટીઘૂંટી, મુશ્કેલી

**ઘચ** અ. (રવા૦) ગચ (ભોંકાવાનો રવ)

**ઘાંચ** સ્ત્રી. ચીલામાં પડેલો ખાડો, ખાડો (૨) (લા૦) ગૂંચ, મુશ્કેલી

**ઘીચ** વિ. 'જુઓ ગીચ'

**ઘોચ** સ્ત્રી. (રવા૦ 'ઘચ્ચ' ઉપરથી) ઘોંચવું-ઘોંચાવું એ, ઘોંચાયાની અસર

**ઘોંચ** સ્ત્રી. ચીલામાં પડેલો ઊંડો ખાડો (૨) ઘા કે તેની અસર (૩) (લા૦) નુકસાન કરવાનું

**ચર્ચ** ન. (અં.) ખ્રિસ્તીઓનું પ્રાર્થના [માટેનું દેવળ

**ચાંચ** સ્ત્રી. (સં. ચંચુ) પક્ષીઓનું અણિયાળું મોં (૨) એના આકારની વસ્તુ (ઉદા૦ પાઘડીની ચાંચ)

**ચોચ** ન. વલ્કલ, છાલ

**ટચ** પું. (અં.) સોના-ચાંદીના કસનો

ચાક (૨) (લા૦) વિ. ઊંચી જાતનું
ટચ અ. (રવા૦) ટચકાનો અવાજ (૨) જરાવારમાં, ઝટ દઈને
ટચ વિ. (અં. 'ટચ') ટચ, ઉત્તમ
ટાંચ સ્ત્રી. જપ્તી (૨) (જુઓ 'ટાંચવું') કલમની અણીનો ત્રાંસો કાપ (૩) ટૂચકો (૪) ઘટ, ખોટ
ટેચ સ્ત્રી. (રવા૦) કચકચ, તકરાર (૨) (લા૦) અહંતા, ગર્વ
ટોચ સ્ત્રી. છેક ઉપરનો ભાગ, શિખર
ટોચ સ્ત્રી (જુઓ ટોચવું) ભોંક (૨) (લા૦) મહેણું, ટુંબો
ટૉર્ચ સ્ત્રી. (અં.) હાથમાં રાખી ફરાય તેવી વીજળીની લાંબા ઘાટની એક પ્રકારની બત્તી કે દીવો
ટોંચ સ્ત્રી (જુઓ ટોંચવું) ટોચવાથી પડેલો ખાડો (૨) ફાચર, ફાંસ (૩) (લા૦) મહેણું, ટોણું (૪) ડપકો, ગોદ
ડચ પું. (અં.) વલંદો, હોલેંડનો વતની (૨) સ્ત્રી. એની ભાષા (૩) વિ. એ દેશને અંગેનું
ડચ અ. (રવા૦) એવો અવાજ (૨) ટચકો મારતાં કપાઇને જુદું પડવાનો અવાજ (૩) ન. જીભ ચડકાવીને કરાતો નકારસૂચક અવાજ (૪) બળદ વગેરે હાંકતાં કરાતો અવાજ
ઢીચ વિ. મજબૂત, દઢ
ઢીંચ સ્ત્રી. (જુઓ 'ઢીંચવું') પીવાનું અકરાંતિયાપણું
ઢોંચ વિ. જીર્ણું, ખખડી ગયેલું
દેચ પું. સ્ત્રી. ન. (ફા. દહેજ) કન્યાને વરપક્ષ તરફથી અપાતું રોકડ કે લૂગડાં વગેરે, દેજ (૨) કન્યાનું શુલ્ક
નાચ પું. (સં. નૃત્ય) (૨) એનો જલસો (૩) (લા૦) ખેલ, તમાસો (૪) ચાળા, નખરાં
નીચ વિ. (સં.) નીચેના ભાગમાં આવી રહેલું, હેઠળનું (૨) (લા૦) અધમ, હલકું (સ્વભાવ વર્તન કાર્ય ઇ૦ થી)
પચ અ. (રવા૦) 'પચ' એવો દબાવાનો –પોચાપણાનો અવાજ
પચ ન. પરુ, પસ
પંચ વિ. (સં. પંચન્) પાંચ (૨) ન. કોઈ વાતનો તોડ લાવવા માટે નિમાયેલા પાંચ કે તેથી ઓછાવત્તા માણસો, લવાદ (૩) પું. એમાંની પ્રત્યેક, વ્યક્તિ
પાચ ન. પરુ, પસ, પીપ, ગૂમડાંમાંથી નીકળતી રસી વ૦
પાંચ વિ. (સં. પંચન્) '૫'
પિંચ પું. (અં.) ચીમટો
પેચ પું. (ફા.) આંટો, વળ (૨) વળવાળી ખીલી, સ્ક્રૂ (૩) (લા૦) યુક્તિ, તદબીર, પ્રપંચ (૪) ફંદો, જાળ, મુશ્કેલી (૫) હરીફ પતંગોની દોરીઓનો કટાવ
પોચ સ્ત્રી. દાણાવગરનું ખોખું (ડાંગરનું)
ફચ અ. (રવા૦) ભોંકાયાનો કે એકદમ ફસકી ફાટી જવાનો અવાજ
ફી(-ફીં)ચ સ્ત્રી. જાંઘનો ઉપલો ભાગ, રીસ
ફ્રેંચ વિ. (અં.) ફ્રાન્સ દેશનું (૨) સ્ત્રી. ફ્રાન્સ દેશની ભાષા
બીચ અ. (હિં.) વચ્ચે [અટક
બૂચ પું. ન. ડારો (૨) પું. નાગરોની એક

**બૂચ** પું. પાનાંની એક રમત

**બોચ** વિ. સાદું (૨) મૂર્ખ

**બોચ** પું. જુવારના રસદાર સાંઠા

**ભચ(-ચ્ચ)** અ. (રવા૦) ભોંકવાનો ભોંકાવાનો કે અથડાવાનો અવાજ

**મંચ** પું. (સં.) પલંગ (૨) માંચડો (૩) વ્યાસપીઠ, 'ડાયસ' (૪) ખેતરમાં બાંધેલો માંચડો

**માર્ચ** પું. (અં.) ખ્રિસ્તી સનનો ત્રીજો મહિનો (૨) સ્ત્રી. લશ્કરી કૂચ

**રંચ** વિ. જરા, થોડું (૨) (લા૦) તુચ્છ, હલકું

**રાચ** ન. ઓજાર (૨) રાચરચીલું (૩) વાસણ (૪) પું. સાળમાં જેના વતી તાણો ઊંચો નીચો થાય છે તે દોરીથી ગૂંથેલી રચના

**રેચ** પું. (સં.) વરસાદને લીધે જમીનની સપાટી ઉપર ફૂટતું પાણી (૨) જુલાબ

**લાંચ** સ્ત્રી. (સં. લંચા) અમલદાર કે સત્તાધારીને છૂપી રીતે અપાતી કે લેવાતી અઘટિત રકમ, રુશવત

**લોચ** પું. (સં. લુંચ) માથાના વાળ પોતાને હાથે ચૂંટી કાઢવા એ (જૈન)

**લોચ** ન. (સં.) આંસુ

**વચ** ન. (સં. વચસ્) વચન

**વચ** સ્ત્રી. વચ્ચે હોવું એ, મધ્યસ્થતા (૨) અ. વચ્ચે

**વાચ (-ચા)** સ્ત્રી. (સં.) વાણી, બોલી (૨) બોલવાની શક્તિ

**શોચ** પું. (સં. શોક) શોક (૨) ફિકર (૩) પસ્તાવો

**શૌચ** ન. (સં.) સ્વચ્છતા, પવિત્રતા (૨) (લા૦) મલોત્સર્ગ, ઝાડે જવું એ

**સંચ** પું. (જુઓ 'સંચો') ગુપ્ત કરામત કે ગોઠવણ (૨) ભીંત કે પટારા વગેરેમાં રાખેલું ગુપ્ત ખાનું

**સાચ** ન. સત્ય, સાચાપણું, પ્રામાણિકતા

**સુચ** સ્ત્રી. (સં.) ઘી હોમવાનું લાકડાનું કડછી જેવું સાધન, સ્રુવ

**હીચ** સ્ત્રી. ('હીચવું' ઉપરથી) હીંચવાની ક્રિયા, હીંચકો ખાવો એ

**હીંચ** સ્ત્રી. (જુઓ 'હીંચવું) એક તાલવાળો ઠેકો (૨) બે પુરુષોનું કે વધારેનું કે સ્ત્રી-પુરુષોનું સાથે મળીને થતું ગાનતાનવાળું એક સમૂહનૃત્ય (વૈષ્ણવોમાં ખાસ લેવાય છે)

**ઋચા** સ્ત્રી. (સં.) જુઓ 'ઋક્'

**અર્ચા** સ્ત્રી. (સં.) અર્ચના, પૂજા (૨) ચંદન વગેરેથી મૂર્તિને લેપ કરવો એ

**ચર્ચા** સ્ત્રી. (સં.) વાદવિવાદ (૨) કૂથલી

**ચાચા** પું. બ વ. (જુઓ 'ચાચો') (માનાર્થે) કાકા

**ચૂચાં** ન. કે ન. બ. વ. (રવા૦) ચૂં કે ચાં, જરાપણ બોલવું એ, સામે જવાબ આપવો તે (૨) (લા૦) આનાકાની ઢૂંચા

**ઢીચાં** ન. બ. વ. સાડાચારનો આંક

**ઢૂચાં** ન બ. વ. જુઓ 'ઢીચા'

**ત્વચા** સ્ત્રી. (સં.) ચામડી (૨) છાલ

**પાંચા** પું. બ. વ., -ચાં ન. બ. વ. (પાંચ ઉપરથી) પાંચનો ગડિયો ૧×૫=૫

**ભચાં** અ. (રવા૦) બસ, પૂરતું
**વાચા** સ્ત્રી. (સં.) વાણી, બોલી
**કાંચિ (-ચી)** સ્ત્રી. (સં.) ઘૂઘરીવાળો કદોરો (૨) (સંજ્ઞા) દક્ષિણમાં આવેલું હિંદુઓનું એક પવિત્ર ધામ
**રુચિ** સ્ત્રી. (સં.) ઇચ્છા, ભાવ (૨) પસંદગી (૩) (લા૦) ભૂખ
**રોચિ** ન. સ્ત્રી. (સં. રોચિસ્) પ્રભા, તેજ
**વિ(-વી)ચિ(-ચી)** સ્ત્રી. (સં.) મોજું, તરંગ
**શચિ(-ચી)** સ્ત્રી. (સં.) (સંજ્ઞા) ઇંદ્રાણી
**શુચિ** વિ. (સં.) શુદ્ધ, પવિત્ર
**સૂચિ(-ચી)** સ્ત્રી. (સં.) યાદી, સાંકળિયું, ક્રમાનુસારી ટીપ (૨) સોય
**ૂચી** સ્ત્રી. (ફા.) મહેફલો, ગલી
**કૂચી** સ્ત્રી. (સં. કૂર્ચા) કૂચડી
**કૂંચી** સ્ત્રી (સં. કુંચિકા) ચાવી (૨) (લા૦) ઉપાય (૩) રહસ્ય જાણવાનું સાધન
**કેંચી** સ્ત્રી. (તુર્કી) કાતર (૨) છાપરાના આધાર માટે મુકાતું ત્રિકોણાકાર ચોકઠું [સારસી
**કૌંચી** સ્ત્રી. (સં.) ક્રૌંચ પક્ષીની માદા,
**ખીચી** સ્ત્રી. જાર બોખાનો બાફેલો લોટ
**ગચ્ચી (-ચ્છી)** સ્ત્રી. માટી ઈંટો કાંકરા અને ચૂના વગેરેનું બાઝી જવું એ, ગચિયું (૨) અગાસી ધાબું (૩) છોબંધ જમીન [વર્ગ
**ગચ્ચી(-ચ્છી)** સ્ત્રી. (જુઓ ગચ્છ)
**ઘાંચી** વિ. ઘાણી ચલાવી તેલ કાઢવાનો ધંધો કરતી ન્યાતનું (હિંદુ-મુસલમાન બંને કોમોમાં આ નાતો છે) (૨) પું. એ ન્યાતનો માણસ
**ચીચી, ચીંચીં** અ. (રવા૦) એવો અવાજ
**ચૂંચી** સ્ત્રી. સ્તનની ડીંટડી (૨) સ્તન
**ચેંચી** સ્ત્રી. (સુ.) મકાનના મોભારાને છેડે કે છાપરાની ટોચ ઉપર જડાતું ચાંચવાળું લાકડું
**ચેંચાં** સ્ત્રી. (રવા૦) ચેંચૂં કરવું એ (૨) (લા૦) પતરાજી, ગર્વ
**છીચી** સ્ત્રી. (ચ) ખીચડી (બાળભાષા)
**ડી(-ડીં)ચી** સ્ત્રી. ('ડીચકું' ઉપરથી) નાનું ડીંડૂં (૨) નાનું ટોચકું (૩) ડીડી
**પચ્ચી** સ્ત્રી. વીંટીમાં નંગ બેસાડવાનું કાંગરાવાળું ખીલણું
**પચી** સ્ત્રી. મશ્કરી, મજાક
**પંચી** ન. (પંચ ઉપરથી) નાકે પહેરવાની જડ-ચૂની-કાંટો (જેમાં પાંચ રંગનાં રત્ન જડયાં હોય)
**બચી** સ્ત્રી. (બચ્ચું પરથી) છોકરી, દીકરી
**બચી (-ચ્ચી)** સ્ત્રી ('બચ' રવા૦) ચુંબન (લાડમાં)
**બચ્ચી** સ્ત્રી. (બચ્ચુ ઉપરથી) છોકરી
**માંચી** સ્ત્રી. (સ. મંચિકા) નાની ચોરસ ખાટલી (૨) નાનો માંચો, આસન જેવી બેઠક
**મોચી** પું. પગરખાં સીવવાનો ધંધો કરનાર જાતનો, જણસાલી
**લીચી** સ્ત્રી. પૂર્વ હિંદમાં થતું એ નામનું એક ઝાડ કે એનું ફળ
**લુંચી** સ્ત્રી. દોડતાં દોડતાં એકદમ પાછું ફરવું એ
**લેંચી** સ્ત્રી. પાતળી મોટી રોટલી

વિ(-ચી)ચી સ્ત્રી. (સં.) મોજું, તરંગ
શ(-સ)ચી સ્ત્રી. (સં.) (સંજ્ઞા) ઇંદ્રાણી.
સૂચી સ્ત્રી. (જુઓ સચિ) (૨) પેન્સિલ (૩) પિરામિડ જેવી આકૃતિ (ગ.)
ઊંચું વિ (સં ઉચ્ચ) સપાટી બેસણી કે સ્થિતિની ઉપર ઊભું આવેલું કે ઊંકતું (૨) ઉચ્ચ, ચઢિયાતું, ઉમદા (૩) અતિ તાણેલું કે લંબાવેલું (સૂર અવાજ) (૪) (લા૦) જંપ નિરાંત કે શાંતિ સમાધાન વગરનું, અણબનાવવાળું
કચ્ચું વિ૦ (લા૦) કાચું, અનુભવ વિનાનું (૨) ન. કાચકું
કાચું વિ૦ (જુઓ 'કચ્ચું') પાકેલું નહિ એવું (કાચી કેરી) (૨) બરાબર નહિ સીઝેલું પકવેલું કે રંધાયેલું (કાચી ચાસણી, કાચી રોટલી, કાચો ભાત) (૩) શેકેલું કે રાંધેલું નહિ એવું (કાચી સોપારી, ચણા, અનાજ ઇ૦) (૪) (લા૦) કશા સંસ્કાર ન કરાયેલું –કુદરતી સ્થિતિમાં હોય એવું (કાચો માલ કાચી ધાતુ) (૫) તકલાદી ભજભંત કે ટકાઉ નહિ એવું (કાચી ચડક, કાચું સૂતર, કાચો રંગ) (૬) નાદાન બિનઅનુભવી, અપૂરું, અધકચરું (માણસ જ્ઞાન આવડત ઉમર ઇ૦ માં) (૭) અધૂરું, અપૂર્ણ કાચું કામ, કાચી બુદ્ધિ, કાચો વિચાર, કાચી વાત કાચો ગાઉ ઇ૦) (૮) કામચલાઉ, છેવટનું નહિ એવું કાચો હિસાબ, દસ્તાવેજ, ખરડો ઇ૦) (૯) પોચું, નરમ (કાચા કાળજાનું, હૈયાનું–બીકણ) (૧૦) બારદાન ઇ૦ સાથેનું કામચલાઉ કે અંદાજી (વજન, માપ) (૧૧) પાકું–બંગાળી માપનું નહિ, તેથી ઓછા વજનનું (શેર મણ ઇ૦ વજન) (૧૨) ન. કચાશ, કસર, અધૂરાપણું
કોચું વિ. સુકાઈ કે સંકોચાઈ ગયેલું (૨) (લા૦) સત્ત્વહીન (૩) સડી ગયેલું
ગચ્ચું ન. જુઓ 'ગચિયું', ચોસલું
ચચુ(-ચૂ) સ્ત્રી. (સં.) ચાંચ
ચીચુ ન. શેરડીના સાંઠાનો ટોચ તરફનો કોમળ ભાગ
ચૂંચૂં અ (રવા૦) ઉંદરનો અવાજ
ચેંચૂં અ. (૨) ન. (રવા૦) જુઓ 'ચૂંચાં'
જાચું વિ. (જાચવું પરથી) કંટાળો આવે એટલા કાલાવાલા કરનારું (૨) માગેલ
જાચું વિ. (સં. જાત્ય) અભિજાત, કુલીન
ડાચું ન. જડબું (૨) મોં (તિરસ્કારમાં)
ડી(-ડી)ચું ન. જુઓ 'ડીચકું', ડીટું
નીચું વિ. (સં. નીચ) ઢળતું (૨)ઓછી ઊંચાઇનું (૩) (લા૦) નીચ, હલકું
પંચું, પાંચું વિ. ન પાંચગણું; ઉદા૦ એક પાંચું પાંચ (૨) ન. પાંચાનો ગડિયો
પોચું વિ. (દે. પોચ્ચ). નરમ, દબાયું દબાય એવું, કરણથી ઊલટું (૨) (લા૦) નબળું, ઢીલું (૩) બીકણ, પોચકણ, ડેસી
બચુ પું (૨) સ્ત્રી. (જુઓ 'બચ્ચું') છોકરા કે છોકરી માટે લાડવાચક શબ્દ
બચ્ચું ન. (સં. અપત્ય, પ્રા. વચ્ચ) નાનું બાળક
બૂચું વિ. બેઠેલા કે ટેરવા વિનાના નાકનું

(૨) કાન વગરનું (૩) (લા૦) ઘરેણાં વગરનું (કાન કે નાક)

**બોચું** ન બોચી–ગરદન (તુચ્છકારમાં)

**રોચું** વિ. કરચલીઓ પડી ગઈ હોય એવું

**રો(–રોં)ચું** વિ. (ગ્રા૦ લા૦) ગામડિયું, જંગલી, અસભ્ય

**લોચું** વિ. ('લચવું' ઉપરથી) કમી, ઓછું

**લુચ્ચું** વિ. કપટી, ઢોંગું (૨) ખધુ, પક્કું, પહોંચેલું (૩) (લા૦) વ્યભિચારી

**સચ્ચુ** વિ (સં. સત્ય) સાચું, સત્યવાળું

**સાચું** વિ. (સં. સત્ય) ખરું, સત્ય હોય તેવું (૨) અસલ, બનાવટી નહિ એવું; ઉદા૦ સાચું સોનું (૩) સત્ય બોલનારું (૪) એકવચની (૫) ન સાચ

**ઊંચે** અ (જુઓ 'ઊંચું') સપાટીથી ઉપર, ઊંચી–ઊંચાણવાળી જગાએ, ઊંચી દિશામાં, માથા ઉપર

**ચેંચેં** સ્ત્રી. (ગ્રા૦) ચીંચીં, પક્ષીઓનો કલબલાટ (૨) (લા૦) કચ

**નેશ્ચે** પુ (સં. નિશ્ચય) નિશ્ચય, નિરાધાર (૨) અ. ખચીત, અવશ્ય, ખાતરીથી

**વચ્ચે** અ. (જુઓ 'વચ') વચમાં [(પ.)

**ગચો** પું. જમાવ, ભીડ (૨) કચરાનો જમાવ, ગંદકી, (૩) આગૂજો

**કૂચો** પું. (સં. કૂર્ચ) કચરાવાથી અથવા ચવાવાથી જેના રેસા જુદા થઈ ગયા હોય તેવી વસ્તુ (૨) કૂચડો (૩) પ્રવાહીની નીચે ઠરેલો કચરો અથવા ગણુઓગળેલી કૂચા જેવી વસ્તુ (૪) (લા૦) વારંવાર કહેવાયેલી સત્ત્વહીન થઈ ગયેલી વાત (૫) પૂરી સમજ વિચારી લીધેલી વસ્તુ

**કૂચો** પું. (જુઓ 'કૂચ' છૂપી વાત) નિંદા

**કૂર્ચો** પું. જુઓ 'કૂર્ચ', હાડકાના સાંધા પર દોરી જેવો બંધ, મજ્જા

**ખાંચો** પું. એકસરખી ધાર સપાટી અથવા લીટીમાં પડતો કાપ ખાડો કે વાંક (૨) સાંકડો રસ્તો કે ગલી (૩) ખૂણો (૪) (લા૦) વાંધો, હરકત, અટકાવ

**ઘાંચો** પું. વાંસફોડો, ટોપલા સાદડી વગેરે બનાવનાર (૨) ઘાંચી (તિરસ્કારમાં)

**ઘુચ્ચો** પું. જુઓ 'ઘુમ્મો', ધબ્બો

**ચાચો, ચીચો** પું. (ઉર્દૂ) કાકો

**ચીચો** પુ. એક કાળો કઠણ પથ્થર

**ટીચો** પું. ('ટીચવું' ઉપરથી) નાનો ટોચો, ગોમો

**ટોચો** પું. ('ટોચવું' ઉપરથી) ટીચો, એનો ઘા (૨) (લા૦) મહેણું, ટુંબો

**ડચ્ચો** પું. (જુઓ 'ડૂચો') ડૂચો ડટ્ટો

**ડીચો** પુ. એક જાતનું પક્ષી

**ડૂચો** પુ નકામા કાગળ કે કપડાનો પીંડો (૨) એવો ડાટો (૩) મોટો કોળિયો, રાભો (૪) ચોળાઈ કરીને ગમે તેમ ગોટો થઈ ગયેલું વસ્ત્ર (૫) (લા૦) અસંસ્કારી માણસ

**નેચો** પુ મેળચો, હુક્કાનો મેર (૨) હુક્કાની લાંબી નેહ–નળી

**ફેચો(–ચ્ચો)** પું. (જુઓ 'ફીચ') જાંઘનો ઉપલો ભાગ, ફીચ

**બચ્ચો** પુ (જુઓ 'બચ્ચુ') છોકરો

**બૂચો** પુ છોકરો (લાડમાં)

ભે(-ભેં)ચાં પું. (ગ્રા૦) છુંદાયેલો લોચો, માંસનો લોચો (૨) છુંદાયેલી વસ્તુ (૩) (લા૦) કસ, દમ
માંચો પું. જુઓ માંચડો (૨) ખાટલો
રેંચો પું. (ગ્રા૦) રાશો, જડશો
લોચો પું. (ગ્રા૦) લોંદો થચરો (૨) ડૂચો, ડબૂચો (૩) (લા૦) ગરબડ, ગોટાળો (૪) વાંધો; તકરાર
વાચો પું. બે હોઠથી બનેલો ખૂણો
સંચો પું. (ફા. શકંચહ્) યંત્ર (૨) (૩) સીવવાનું યંત્ર (૪) (સુ.) 'સ્ટવ'
સાચો પું. ('સાચું' ઉપરથી) રેશમનો પાકો દોરો (મોતી ઠાંસવાનો)
સાંચો પું. જુઓ સંચો (૨) બીબું

## છ

આછ સ્ત્રી. (જુઓ 'આછું') ઓછાપણું (૨) છાશનું પાણી, પરસ (૩) પાતળાપણું
આંછ સ્ત્રી. ઝાંખ, ઓછું સૂઝવું એ (૨) આંખની છારી
ઓછ સ્ત્રી. ઓછાપણું, ખોટ
કચ્છ પું. (સં.) કચ્છો, કછોટો, લંગોટ (૨) કાચબો (૩) કિનારો, કિનારા પરનો પ્રદેશ (૪) હમેશ જ્યાં પાણી રહે તે દેશ (૫) પું. ન. (સંજ્ઞા) સૌરાષ્ટ્રની ઉત્તરે એ નામનો દેશ અને અખાત
કાછ પું. (જુઓ 'કચ્છો') ધોતિયું કે સાડલો ઊંચો લઈ બે પગની વચ્ચેથી પાછળ ખોસવો એ, કછોટો (૨) એ રીતે ખોસેલો વસ્ત્રભાગ
ગચ્છ પું. (સં.) સમુદાય, જથો (૨) શ્રેઢીમાં અમુક પદોનો સમુદાય (ગ)
ગુચ્છ પું. (સં.) ગોટો, કલગી (૨) વાળનો જથ્થો, ઝુલ્ફું
છૂ(-છૂં)છ સ્ત્રી. એક ભાજી
છોછ સ્ત્રી. (ગ્રા૦) ચોખ્ખાઈ કે આચારની ચટ-તીવ્ર લાગણી, છોત
તાછ સ્ત્રી. (સં. તક્ષ્) પથ્થર ટાંકતાં પડતો કચરો-છોલ (૨) (દાગીનાને) ઊજળતાં પડતી કરચો (૩) ઓપ, ચકચકાટ
તુચ્છ વિ. (સં.) તુચ્છકારને પાત્ર (૨) નજીવું, માલવગરનું (૩) અતિ અલ્પ (લા૦) સુંદર
પિચ્છ ન. (સં.) પીછું
પી(-પીં)છ ન. (સં.) પીછું
પુચ્છ ન. (સં.) પૂંછડી
પૂ(-પૂં)છ ન. (સં. પુચ્છ) પુચ્છ, પૂંછડું
પૂછ સ્ત્રી. (સં. પૃચ્છ.) પૂછવું એ, પડપૂછ
પ્રીછ સ્ત્રી. ઓળખ (૨) પ્રતીતિ
મચ્છ પું. ન. (સં. મત્સ્ય) માછલું (૨) મેઘધનુષ
મૂ(-મૂં)છ સ્ત્રી. (સં. શ્મશ્રુ) પુરુષને ઉપલા હોઠ ઉપર ઊગતા વાળ
મ્લેચ્છ પું. (સં.) આર્યોની સંસ્કૃતિથી ભિન્ન સંસ્કૃતિનો માણસ (૨) (લા૦) ભ્રષ્ટ
રીંછ ન. (સં. ઋક્ષ) એક રાની હિંસ પશુ
લચ્છ પું. લચ્છો, માંજો
લાછ સ્ત્રી. (સં. લક્ષ્મી) લક્ષ્મી, સંપત્તિ
વચ્છ પું. ન. (સં. વત્સ) વાછરડું
વછ ન. જુઓ 'વચ્છ'
સ્વચ્છ વિ. (સં.) ચોખ્ખું, સાફ

ઇચ્છા સ્ત્રી. (સં.) મરજી, રુચિ, ખુશી (૨) ઉમેદ, આશા, અભિલાષા (૩) કામના, વાસના

છૂંછાં ન. બ. વ. (જુઓ 'છૂંછું') ઈર્ણ, વણતાં કે બીજે કારણે રહે ગયેલા તારના છેડા

છૂંછાં ન. વ. બ. (લા૦) આભડછેટની સામાને ખોટું લાગે એવા વર્તણૂક

પૂછા સ્ત્રી. (સં. પૃચ્છા) તપાસ

પૃચ્છા સ્ત્રી. (સં.) પ્રશ્ન (૨) તપાસ

ભીંછાં ન. બ. વ. (કપાવવાના થયેલા) મોટા વાળ [(૨) વિચાર

મંછા સ્ત્રી. (સં. મનીષા) ઇચ્છા, ઉમેદ

મૂર્છા (-ર્ચ્છા) સ્ત્રી. (સં.) બેશુદ્ધિ

લાછાં ન. બ. વ. પગને તળિયે તેમજ હથેળીમાં લીમડાના પાનથી છાશ છાંટી તવેથાથી ઝપથી વારવાર ડામવું એ

સ્વેચ્છા સ્ત્રી. (સં.) પોતાની ઇચ્છા, આપમરજી

કાછી પું. (જુઓ કાછિયો) શાક વેચવાનો ધંધો કરનાર આદમી (૨) એ જ્ઞાતિનો

ગચ્છી જુઓ 'મચ્છી', મચિયું [માણસ

પછી અ. (સં. પશ્ચાત) પાછળ, પાછળથી

પી(-પીં)છી સ્ત્રી. (સં. પિચ્છિકા) વાળ પીંછાં કે એવી બીજી વસ્તુની હાથાવાળી બનાવટ (માંખો ઉડાડવાની, ચીતરવાની, ઘરેણાં ધોવાની વગેરે)

મચ્છી સ્ત્રી. (જુઓ 'મચ્છ') માછલી

માછી પું. (સં. માત્સિક) માછીમાર

વી(-વીં)છી પું. (સં. વૃશ્ચિક) એક ઝેરી પ્રાણી, વીંછી (૨) વૃશ્ચિક રાશિ

હુંછી વિ. તોફાની (૨) અપશકુનિયાળ

અચ્છું વિ. (સં. અચ્છ) સારું, ઉમદા

આછું વિ. (સં. અચ્છ) સારું, સુંદર (૨) (લા૦) છૂટું, પાંખું (૩) થોડું, ઓછું (૪) પાતળું છેક ઝીણું (૫) ઝાંખું

ઓછું વિ. જોઈએ તેથી પ્રમાણમાં થોડું, કમી (૨) અધૂરું, ઊણું (૩) (લા૦) ઊતરતું, હલકું [(૨) જીંગડું

કચ્છુ (-ચ્છૂ) સ્ત્રી. (સં.) ખસ, ખૂજળી

છાંછું વિ મંદું, મેલું (૨) (લા૦) વગર સમજ્યે માથું મારે એવું (૩) મૂછ (૪) ન. મંત્ર ભણીને મારેલી ફૂંક

છું(-છૂં)છું ન. (સર૦ રૂંછું) ડાચું, મોં (તુચ્છકારમાં) (૨) રૂંછું

છોછું વિ. ઊણપવાળું, ઓછું (૨) (લા૦) અસહાય, એકલું

તાછું ન તાસું, એક વાદ્ય (૨) નાળિયેરી વગેરેનું પાંદડું [જાય એવું

પાછું વિ. એવી રીતે અડકાવેલ કે પડી

પાછું વિ (સં પશ્ચાત્) પાછળનું (૨) અ. પાછળ (૩) વળી, ફરીથી (૪) ઊલટી કે અવળી-સામેની દિશામાં; ઉદા૦ પાછો આવ (૫) બાજુએ કે આઘું; ઉદા૦ તું પાછો ખસ, પાછો બેસ

પી(-પીં)છું ન પીછ (૨) એની કલમ

રૂંછું ન. ટૂંકા વાળ કે તાંતણો

લાછું ન (સ. લક્ષ્મન્) ડાઘ

વીછુ પું. જુઓ 'વીંછી'

હું(-હૂં)છું ન ઘાસનું ઝૂમખું, છેડાનાં છૂંછાં (૨) છૂંછું મોં

પછે(-છે) અ. (કા.) પછી

કચ્છો પું. કછોટો, કચ્છ (૨) એક જાતની માછલી

ગાંછો પું. વાંસફાડો, વાંસની ચીપોના ટોપલા-ટોપલી ગૂંથનારો
ગુચ્છો પું. (સં. ગુચ્છ) જુઓ 'ગુચ્છ'
પીછો ન. (સં. પશ્ચાત્) બીજાની પાછળ જવાને એની પૂઠની દિશાની ગતિ
લચ્છો પું. માંજો પાયેલા દોરની આંટી (૨) પગનાં આંગળાંનું એક ઘરેણું [મોટો આંટી
લાછો પું. (જુઓ 'લચ્છો') દોરની
વછો પું. વિયોગ (૨) (લા૦) ભેદ, ફાટફૂટ

## જ

અજ વિ. (સં.) નહિ જન્મેલું (૨) પું. અનાદિ (ઈશ્વર) (૩) બકરો (૪) (સંજ્ઞા) બ્રહ્મા (૫) કામદેવ (૬) ચંદ્ર (૭) રામના દાદાનું નામ
અબ્જ વિ. (સં.) સો કરોડ અબજ (૨) ન. કમળ [(લા૦) ફરિયાદ
અર્જ સ્ત્રી. (અ) અરજ, વિનંતિ (૨)
આજ અ. (સં. અદ્ય) આજે, ચાલુ દિવસે (૨) સ્ત્રી. આજનો દિવસ
ઓજ ન (સં. ઓજસ્) તેજ (૨) (લા૦) પ્રતિભા
ઓજ ન. જમીન કે ચણતરમાંનો અંદરથી નીકળતો ભેજ, ઓસ (૨) મરણ સમયે મોંમાંથી નીકળી પડતું ફીણ [અ. માટે
કાજ ન. (સં. કાર્ય) કાર્ય, કામ (૨)
કુબ્જ વિ. (સં.) ખૂંધું, કૂબડું
કુંજ સ્ત્રી: (સં.) ઝાડ અથવા વેલાનાં પાંદડાંથી ચયેલી ઘટા લતામંડપ
ખંજ વિ. (સં.) લંગડું, લલું [ખાજું
ખાજ ન. (સં. ખાદ્ય) ખાદ્ય (૨)
ખાજ સ્ત્રી (સં ખર્જુ) ખૂજલી, ખંજવાળ
ખાંજ ન. (સં. 'ખંજ' ઉપરથી) લંગડાપણું
ખીજ સ્ત્રી. ક્રોધ, ગુસ્સો
ખોજ સ્ત્રી. (અ. ખૌજ) તપાસ શોધ
ગજ પું. (સં.) હાથી
ગજ પું. (ફા.) લંબાઇ માપવાનું ચોવીસ તસુનું માપ (૨) બારણાની ભૂંગળ (૩) ધાતુનો નક્કર સળિયો (૪) બંદૂકની નાળમાં દારૂ ઠાંસવા માટે વપરાતો સળિયો (૬) તંતુવાદ્ય વગાડવા માટે વપરાતું ધનુષ જેવું સાધન
ગંજ પું. (ફા. સં.) મોટો ઢગલો (૨) એક જાતની એક બીજામાં બેસતી વસ્તુઓની ઉતરડ
ગાજ (-ઝ) પું. ન. (અં.) જુઓ 'ગાઝ', ઓરિયું ઘાલવાનું નાકું
ગાજ સ્ત્રી. ગાજવું એ (વરસાદનો) ગર્જના
ગુંજ પું. ગણગણાટ
ગુંજ ન. (સં. ગુહ્ય) છૂપી વાત, ભેદ (૨) સ્ત્રી. ગાંઠ, ગૂંચ, આંટી
ગુંજ સ્ત્રી. (સં. ગુંજા) ગુંજા, ચણોઠી
ગૂજ (-ઝ) સ્ત્રી. (સં. ગુહ્ય) ગુપ્ત વાત, રહસ્ય (૨) વિ. ગુહ્ય, ગુપ્ત
ગૂજ (-ઝ) સ્ત્રી. બે બાજુ અણીવાળો (પાટિયાં જોડવાનો) ખીલો
ચીજ (-ઝ) સ્ત્રી. (ફા.) વસ્તુ (૨) ગાયન માટેનું ગેય પદ (૩) (લા૦) વિ. ઉત્તમ [બુદ્ધિની સૂક્ષ્મતા
ચોજ સ્ત્રી. (ફા.) તર્ક, દલીલ, (૨)
છાજ ન. (સં. છાદ્ય) છાપરામાં ઘાસ પાટિયાં કે વાંસ વગેરેનું કરાતું આચ્છાદન (૨) અભરાઈ, છાજલી
જજ પું. (અં.) ન્યાયાધીશ

જૂજ વિ. (ફા) બહુ થોડું, જરાક
તજ સ્ત્રી. ન. (સં. ત્વચ્) એક જાતનો તેજાનો (એક ઝાડની છાલ)
તર્જ સ્ત્રી. (અ.) તરજ, ગાવાની ઢબ
તાજ પું. જુઓ 'ત્યાગ'
તાજ પું. (ફા.) મુગટ, રાજમુગટ (૨) ગંજીફાનું એવો ચિહ્નવાળું પાનું
તીજ સ્ત્રી. જુઓ 'ત્રીજ'
તુજ સ. તારું (પ)
તેજ વિ. (ફા.) તીક્ષ્ણ (૨) ઉગ્ર, આકરું, તીખું (૩) (લા૦) ચપળ, સ્ફૂર્તિવાળું
તેજ ન. (સં. તેજસ્) પંચમહા-ભૂતો-માંનું અગ્નિ તત્ત્વ (૨) પ્રકાશ (૩) (લા૦) પ્રભાવ, પરાક્રમ
ત્રીજ સ્ત્રી (સં. તૃતીયા) તીજ, હિંદુ પખવાડિયાની ત્રીજી તિથિ
દેજ પુ. સ્ત્રી. ન (ફા. દહેજ)-કન્યાને વર પક્ષ તરફથી અપાતાં લૂગડાં વગેરે, દેય (૨) (સુ.) કન્યાનુ શુલ્ક
દ્વિજ વિ. (સં.) બે વાર જન્મેલું (૨) પું બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય (૩) દાંત (૪) ન. પક્ષી, અંડજ
ધજ વિ. (સં. ધ્વજ) (લા૦) શ્રેષ્ઠ (૨) મજબૂત (૩) જોરાવર
ધજ સ્ત્રી. ચાલ (૨) આકૃતિ
ધીજ સ્ત્રી. (સં. ધૈર્ય) (લા૦) આકરી પરીક્ષા [કપારી
ધૂ(-ધ્રૂ)જ સ્ત્રી. ('ધ્રૂજવુ' ઉપરથી) ધ્રુજ,
ધ્વજ પું. (સં.) ધજા, વાવટો
નાજ સ્ત્રી. (ફા.) લાડ
નિજ વિ. (સં.) પોતાનું
પાજ સ્ત્રી. (સં. પદ્યા) પાળ, સેતુ (૨) પાલખ (૩) એક જાતનું ઝીણુ પોતનું રેશમી કપડું
પુંજ પું. (સં.) ઢગલો
પૂંજ સ્ત્રી. ન. અનુસ્વાર કે અનુનાસિકનું બિંદુ (૨) એવું બીજું
પેજ સ્ત્રી. (સં. પેયા) ચોખાની કાંજી (૨) પવાત
પ્યાજ ન. પિયાજ, ડુંગળી
ફજ પુ (અ) ખરાબી, દુર્દશા (૨) શિક્ષા (૩) સ્ત્રી. (સ૨૦ અ., તુર્કી પરથી) એક જાતની મુસલમાની ટોપી
ફોજ સ્ત્રી. (ફા.) સેના, લશ્કર
બાજ પું. (ફા.) એક શિકારી પક્ષી, શકરો (૨) (લા૦) ઘોડો
બાજ પું. (સં. વાદ્ય) સતારનો પહેલો તાર-જેના પર આંગળીઓ રાખી વગાડવામાં આવે છે
બાજ સ્ત્રી. ન પતરાળુ
બીજ ન (સં.) જુઓ 'બી' (૨) મનુષ્યદેહનું બીજ-વીર્યનું બિંદુ (૩) (લા૦) ઓલાદ (૪) વર્ણ, અક્ષર (પ) બીજમંત્ર (૬) સમીકરણનું બીજ-'રૂટ' (ગ.) (૭) નાટકના કે કથાના વસ્તુનું મૂળ (કા૦ શા૦)
બીજ સ્ત્રી (સં. દ્વિતીયા) પડવા પછીની હિંદુ બીજી તિથિ (૨) (લા૦) શુદ બીજનો ચંદ્ર
બૂજ સ્ત્રી. સમજ (૨) (લા૦) કદર
બોજ પું. ભાર (૨) (લા૦) બોજો
બોજ પું. પોત, કુમાશ
બ્રિજ સ્ત્રી. (અં.) પાનાંની એક રમત

સાઠો પું. (સાઠ' ઉપરથી) વિક્રમ સંવત ૧૮૬૦નો દુષ્કાળ

સાંઠો પું. બાજરી જુવાર શેરડી વગેરેનો પેરાઇવાળો દાંડો

ડ

અડ સ્ત્રી. (જુઓ આડ) આડાઈ, હઠ (૨) અડચણ [(ગુલાંગની)

અંડ ન. (સં) ઈંડું (૨) પેળ, ગોળી

આડ પું. કપાસનાં કાલાં વગેરેની વખાર જેવો મોટો વળેલો વાડો

આડ સ્ત્રી (દે. અડ્ડ) બેની આડે વચ્ચે હોવું એ (૨) એવી વસ્તુ (૩) પ્રતિબંધ હરકત (૪) ગૌણ અર્થ બતાવતો 'ઉપ' જેવો પૂર્વગ; ઉદા૦ આડકથા (૫) (લા૦) આડું તિલક (૬) પીયળ (૭) આડાઈ, હઠ

ઊડ સ્ત્રી. (જુઓ 'ઊડવું') ઊડવાની રીતિ કે ગતિ (૨) ઊડવાની શક્તિ

એડ(-ડી) સ્ત્રી. જુઓ 'એડી'

ઐડ વિ. (હિં. ઐડા) આડું જિદ્દી

ઓડ વિ (૨) પું. (દે. ઉડ્ડ) (ખોદવાનું કામ કરનારી) એ નામની જાતનો (માણસ)

ઓડ પું. પવન રોકવાનો પડદો, ઓથું

ઓડ સ્ત્રી. (દે અવડુ) બોચી, ગરદનનો પાછળનો ભાગ

કડ સ્ત્રી. (સં. કટિ) (કા.) કમર, કેડ

કડ સ્ત્રી. એકવાર ખાંડેલી ડાંગર, કરડ (૨) ગણીને અપાતી વસ્તુ ઉપર સેકડે અપાતો વધારો - [ વાંકી ઈંટ

કંડ પું. (સં. કુંડ) કુંડ (૨) કૂવો ચણવાની

કાર્ડ ન. (અં.) ટપાલનું પત્તું (૨) પોતાના નામનું પત્તું (૩) બજારમાં અધિકાર આપતું પ્રમાણપત્ર

કાંડ પું. (સં.) છોડની બે ગાંઠ વચ્ચેનો ભાગ, પેરાઈ (૨) ડાળી (૩) તીર (૪) (લા૦) પ્રકરણ, વિભાગ

કીડ સ્ત્રી. (સં.) કીટ, જીવ (૨) એક રોગ, દાદર ઉંદરી ઇ૦ (૩) (લા૦) પંજવાળ, ચેળ

કુંડ પું. (સં.) જમીન ખોદી બાંધેલો ખાડો (યજ્ઞ માટેનો), વેદી (૨) પાણી માટેનો પાકો ચોગમ પગથિયાંવાળો હોજ (૩) કુંડના આકારનું પાત્ર (૪) કુંડી, નાનો હવાડો

કૂડ ન. (સં. કપટ) ઠગાઈ (૨) વાંધો

કેડ સ્ત્રી. (સં. કટિ) શરીરનો મધ્યભાગ, કમર (૨) (લા૦) પીઠ, પૂંઠ

કોડ પુ (દે. કોડ્ડ) મનોભાવ, અંતરની ઉમેદ (સામાન્ય રીતે બ. વ. માં [ વપરાય છે.)

ખડ ન. ઘાસ

ખંડ પું. (સં.) ભાગ, કકડો (૨) પ્રકરણ (૩) ચોળી કે કાંચળી થાય તેટલું ચોળિયા સાથે વણેલું કપડું. રેજો (૪) ઘરનો એક ભાગ, ઓરડો (૫) પૃથ્વીના પાંચ મોટા ભાગોમાંનો એક (એશિયા, અમેરિકા, આફ્રિકા, યુરોપ, ઑસ્ટ્રેલિયા) (૬) વિ. વિભાગવાળું (૭) નાનું ટૂંકું

ખાંડ સ્ત્રી. (સં. ખંડ) શેરડીમાંથી બનતો એક ગળ્યો પદાર્થ, ચીની

ખિંડ સ્ત્રી (મ) ખીણ

ખૂડ સ્ત્રી. (કા) અગાસી, ધાબું

ખેડ સ્ત્રી. ('ખેડવું' ઉપરથી) ખેતી (૨)
કાંટાવાળી એક વનસ્પતિ
ખેડ ન. (જુઓ 'ખેટ') ગામડું
ખેડ સ્ત્રી. (જુઓ ખરડિયું) પાણી ન
પાવું-સુકાવા દેવું એ (૨) સુકવણું,
સૂક (૩) દોરડીને વળ ચડાવવાનું
ઓગનર
ખોડ સ્ત્રી. શારીરિક ખામી (૨) (લા૦)
કુટેવ (૩) ભૂલ, ખામી (૪) કલંક,
ખોડ ન. ખોડસું, ખોડસું [ લાંછન
ગડ ન. (સં. ગંડ) ગાંઠ (૨) ગૂમડું
ગડ સ્ત્રી. ગડી (લૂગડાની), ગેડ
ગંડ પું. (સં.) લમણો (૨) ગાલ (૩)
ગાલ અને લમણા સહિત ચહેરાની
બાજૂ (૪) યોદ્ધો (૫) સેનાપતિ
ગાર્ડ પું. (અં.) (લશ્કરી) પહેરેગીર,
રક્ષક (૨) આગગાડીને સંભાળીને
હંકાવી જનાર અમલદાર
ગાંડ સ્ત્રી. ગુદા. (૨) બેસણી, બૂંધું
ગુડ પું. (સં.) ગોળ
ગુંડ(-ડું) વિ (સર૦ હિં. ગુંડા) જબર-
દસ્તીનાં કામ કરનાર, બદમાશ(૨)દાંડ
ગેડ સ્ત્રી. ગડી, પડ (કપડાંનું) (૨) સળ
(કાગળનો) [(લા૦) મેળ બેસવો એ
ગેડ સ્ત્રી. (ફા.) બંધન, સરખાઇ (૨)
ગોડ ન. (સં. ગંડ) શરીર ઉપર થતી
ગાંઠ, ઢીમણું [ ખોદકામ
ગોડ સ્ત્રી. ગોડવું એ, ખોદવું એ,
ગોંડ પું. વિંધ્ય પ્રાંતની એક રાની
પરજની જાતનો માણસ
ગૌડ પું. (સં.) બંગાળાનો એક પ્રાચીન
વિભાગ (૨) એક રાગ (૩) વિ૦
બંગાળને લગતું (૪) બ્રાહ્મણોનો એક
ઘંડ પું. (સં.) ભમરો [ પ્રકાર
ઘૂડ પું. ન. (જુઓ 'ઘુવડ') એક રાત્રિ-
ચર પક્ષી [ ઢોચકું
ઘેડ સ્ત્રી. ('ઘડો' ઉપરથી) નાનો ઘડો,
ઘેડ સ્ત્રી. જુઓ 'ગેડ'.
ઘેડ પું. બે નદી વચ્ચેનો ફળદ્રુપ પ્રદેશ
(૨) (સંજ્ઞા) સૌરાષ્ટ્રમાં દક્ષિણ-પશ્ચિમે
ઓજત-ભાદરનો અને ઉત્તર-પશ્ચિમે
વરતુ-સોરઠીનો ફળદ્રુપ પ્રદેશ [જલદીથી
ચડ અ. ('ચટ' ઉપરથી) જોતજોતામાં,
ચંડ વિ. (સં) ભયંકર (૨) (લા૦)
ક્રોધી, ઉગ્ર [ (ફા) સ્પર્ધા, ચડસ
ચાડ સ્ત્રી. ચીવટ, ચાનક, કાળજી (૨)
ચીડ (-ઢ) સ્ત્રી ગુસ્સો, રીસ (૨)
સખત અણગમો
ચૂડ સ્ત્રી. (દે.) આંટી, પકડ (સાપની)
(૨) વિધવા પહેરે છે તે ચૂડાના
આકારનું ઘરેણું (૩) મોતીથી જડેલું
હાથનું ઘરેણું (છોકરાં માટે) (૪)
(ફા.) અંગરખા વગેરેમાં ભરાતી
ઝીણી કરચલી (૫) ચૂડેલ (૬)
ગઢની જાડી દીવાલ ઉપરની કાંગરાં
અને બાકાંવાળી નાની દીવાલ
ચોડ સ્ત્રી (જુઓ 'ચોડો') વસ્તુઓનો
જથ્થો (૨) વિ. (લા૦) પહોળું
છડ પું. (હિં.) લાંબો બરુ (૨) ભાલાને
દાંડો (૩) વાંસ [ નું જોર. (ફા
છડ સ્ત્રી. ઝાડની છાલ (૨) તાણ, પ્રવાહ
છડ સ્ત્રી. (છડવુ ઉપરથી) અનાજ છડવું તે
છેડ સ્ત્રી. ('છેડવુ' ઉપરથી) છેડની (૨
ખીજ (૩) વાદ્ય પર લેવાતો રાગને

આલાપ, રાગનું જોડકામ
છેડ સ્ત્રી.(ચ.)(છેડો ઉપરથી)હળમાં વચ્ચે
છોડ પું. રોપો, છોડવો [હોતો લાંબો દાંડો
છોડ ન. સુકાઈને થયેલું ઉપડું (૨) સુકાઈ
ગયેલો ગર્ભ (૩) નાકમાં બાઝતું
લીંટ ઇ૦નું સુકું પડ
જડ વિ. (સં.) જીવ વિનાનું (૨) (લા૦)
લાગણી બુદ્ધિ કે સ્ફૂર્તિ વિનાનું
જડ સ્ત્રી. (સં. જટા) જુઓ જડમૂળ
(૨) ખીલી, મેખ (૩) સ્ત્રીઓના
જાડસ્ત્રી. જાડાપણું [નાકનું એક ઘરેલું
જોડ સ્ત્રી. બે સરખી વસ્તુઓની જોડી
(૨) (લા૦) હરીફાઈ કે સરખામ-
ણીમાં બરાબર ઊતરે તેવી બીજી
વસ્તુ (૩) તંબૂરાના તારમાંના વચલા
બે તાર (૪) સંગતિ, સોબત (૫)
જોડાણ [(૨) એક જાતનો તાલ
ઝડ સ્ત્રી. જુઓ 'ઝડ ઝમક', અનુપ્રાસ
ઝડ સ્ત્રી. લહે, લગની
ઝડ સ્ત્રી. વરસાદની ઝડી
ઝંડ પું. (ફા.) એક ભૂત, જીન (૨)
વિ (લા૦) અલમસ્ત, માતેલું (૩)
લુચ્ચું (૪) મત્સરવાળું
ઝાડ ન. વૃક્ષ (૨) દારૂખાનાની એક
ચીજ જેમાંથી ઝાડ જેવો આકાર
થાય (૩) (લા૦) સ્તબ્ધ થઈ ઊભેલું
ઝુડ ન. જૂથ (વૃક્ષો વગેરેનું ઝૂમખું)
ઝૂડ ન. મોટો મગર (૨) (લા૦) ચૂડ,
મજબૂત પકડ (૩)એક જાતનું ભૂત, ઝોડ
ઝોડ ન. ઝૂડ (૨) (લા૦) વળગાડ
ટાડ સ્ત્રી. ટાંકું, ખાડું, ટોળું
ટેંડ સ્ત્રી. ('ટરડાવું' ઉપરથી) (ચ.) (લા૦)
મિજાજ, શેખી, ટેઢાપણું [(૩) શરદી
ઠંડ (-ડી) સ્ત્રી. (હિં.) ટાઢ (૨) શીતળતા
ઠઠ વિ. મૂર્ખ ઠઠ
ઠાંડ વિ. (સં. દંડ) (લા૦) છડું,
બૈરીછોકરાં વિનાનું (૨) ડંડાથી કામ
લેનાર, સાંઢ (૩) નાગું, લબાડ,
લુચ્ચું
ઠોડ પું. મરડાટ, રીસ (૨) મહેચ્છા, કોડ
ડડ અ. (રવા૦) ધડ—આઘાતનો અવાજ
ઢેડ(-ઢ) પું. એ નામની એક અંત્યજ
જાતનો આદમી (ભંગી વગેરે)
ઢેડ અ. (રવા૦) વાછૂટનો અવાજ
તડ ન. (સં. તટ) પક્ષ, ભાગલો (૨)
રણમાં આવેલી ઝાડપાણીવાળી જગ્યા
તડ સ્ત્રી. (કા.) તરડ, તેડ, ઝીણી ફાટ
તાડ પું. (સં. તાલ) એક જાતનું ઝાડ
તાડ પું. (જુઓ 'તાડો') તડતડાટ,
દુખાવાની સ્થિતિ
તીડ ન એક જાતનો પાંખાળો જીવ
તુંડ(-ડું) વિ. (ફા. તુંડ) ચડાઉ (૨)
તુમાખી, ઉદ્ધત [(૩) સૂંઢ
તુંડ ન. (સં.) મુખ, મોં (૨) ચાંચ
તેડ સ્ત્રી. તટ, કાંઠો (૨) બાજુ, તરફ (૩)
(ચ) ભણિયા કે થાળીની બાજૂ જ્યાં
શાક ચટણી વ૦ મુકાય છે તે (૪) (લા૦)
તોડ સ્ત્રી તડ, ઝીણી ફાટ [એવી વસ્તુ
તોડ પું. ('તોડવું' પરથી) (લા૦)
નિકાલ, ફડચો [ખૂણ, ગર્ભના
ત્રાડ સ્ત્રી. (સિંહ આખલા વ૦ની) મોટી
થડ ન (દે. થુડ) ઝાડનો મૂળ જાડો
ભાગ જેમાંથી આગળ ડાળાં પાંખડાં
ફૂટે છે (૨) (લા૦) વંશવૃક્ષનું થડ

(૩) (ભરત કે ગીતમાં) મંડાણ (૪) ઉત્પત્તિસ્થાન, પ્રારંભસ્થાન (૫) બાજુ, પડખું [વાનો અવાજ
થડ અ. (રવા૦) ઠોકવાનો કે અથડા
દડ પું. ન. ઝીણી ધૂળ કે એના મોટા થરવાળી જમીન (૨) ખેતરમાં ઘાસ વગેરે ઊગવાથી ઢંકાઈ ગયેલો ખાડો
દંડ પું. (સં.) લાકડી, છડી (૨) (લા૦) શિક્ષા, સજા (૩) શિક્ષા તરીકે લેવાતું નાણું (૪) એક જાતની કસરત (૫) ચાર હાથની લંબાઇનું માપ
દાંડ વિ. (૨) પું. જુઓ 'ડાંડ'માં
દોડ સ્ત્રી. ('દોડવું' ઉપરથી) દોડવાની ક્રિયા (૨) (લા૦) ઝડપ
દ્રોડ સ્ત્રી. (ફા.) દોડ, દોટ (૨) પું. કે પું. બ. વ. (લા૦) તીવ્ર અભિલાષા
ધડ ન. (દે.) માથા વિનાનું શરીર (૨) (લા૦) મૂળ પાયો [ધડાક દઈને
ધડ અ. (રવા૦) (કંઈ પડવાનો અવાજ)
ધાડ (સં. ધાટી=ગતિ) લૂંટારાની ટોળીનો હુમલો–હલ્લો (૨) દરોડો (૩) (લા૦)
ધૂડ સ્ત્રી. (પ્રા.) ધૂળ, રજ [ઉતાવળ
નડ ન. (સં.) એક જાતનું બરુ [નડતર
નડ સ્ત્રી. ('નડવું' પરથી) હરકત, વિઘ્ન,
નાડ સ્ત્રી. (સં. નાડી) રગ, નસ (૨) ખાસ કરીને કાંડા પાસેની નસ જેના પરથી વૈદ લોહીની ગતિ પરખે છે (૩) આળા ચામડાને આમળીને બનાવેલો દોર, નાડવું (૪) કમળની પોલી નળી–દાંડી (૫) (લા૦) વલણ (૬) લગામ, કાબૂ (૭) ડોક, ગરદન
નીડ પું. ન. (સં.) માળો (૨) ઓડ
નેડ વિ. (ચ) ખળ, લુચ્ચું
પડ ન (સં. પટ) થર (૨) ઢાંકણ, આચ્છાદન (૩) ગડી (૪) પડિયું
પડ ઉપ. (સં. પ્રતિ) 'પ્રતિ'ના અર્થમાં આવતો ઉપસર્ગ; ઉદા૦ પડછાયો (સં. પ્રતિચ્છાય) [પોતાની જાત
પંડ પું. (સં. પિંડ) (લા૦) શરીર (૨)
પંડ (સં. પાંડુ) પાંડુરોગ
પાડ પું. (સં. પાટક) (સુ.) સોનીની કામ કરવાની જગ્યા
પાડ પું. ઉપકાર, આભાર
પાડ પું. સમતા, સરખાપણું
પાડ પું. (પ.) પ્રકાર, રીત (૨) વધે
પાડ પું. ગૂમડાનો સોજો વગેરે
પિંડ પું. (સં.) ગોળો (૨) પિતૃઓ નિમિત્તે લોટ કે ભાતનો વાળેલો ગોળો (૩) (લા૦) શરીર
પીડ સ્ત્રી. (સં. પીડા) દુઃખ (૨) ચૂંક (૩) પ્રસવવેદના, વેણ (૪) દાંતે મૂકવાના રંગની લુગદી [ચોળ, પંચાત
પેંડ સ્ત્રી. (અં. પેરેડ) (લા૦) પરડ, ચોળા-
ફડ ન. દારૂ બાળવાનું સ્થળ, ભઠ્ઠી (૨) બજાર (૩) ચાણ (૪) ગાનાર –નાચનારનું ટોળું (૫) એક પક્ષનું ટોળું (લાવણી ગાવામાં) (૬) અ. (રવા૦) એવો અવાજ (૭) ઉતાવળથી
ફેડ ન (અ.) ઉઘરાણું, ફાળો, ટીપ (૨) એવી રીતે કે ન્યાસથી મળેલી રકમ
ફાડ સ્ત્રી. ('ફાડવું' ઉપરથી) ફાડિયું (૨) ચીરી, કકડો (૩) (લા૦) અડધો રૂપિયો
ફેડ અ. (રવા૦) એવા અવાજ સાથે
ફોડ પું. સ્ત્રી. (સં. સ્ફોટ) ખુલાસો

(૨) વિગત (૩) નિકાલ (૪) વહેંચણી
બાડ વિ. (દે.) મોડું
બાડ વિ. જુઓ 'બરડ'
બંડ ન. (સર૦ મ.) ફતૂર, બખેડો
બિડ ન (સં.) એકજાતનું બનાવટી મીઠું
બીડ ન. (સર૦ મ) ઘાસની જમીન,
બીડ ન. કાચું ભરતનું લોઢું [ ચરો
બેડ સ્ત્રી જુઓ 'બેજ', ચૂલાનો ઉપરનો
છૂટો ભાગ
બૅંડ વિ. (અં.) સમૂહમાં અનેક વડે
વગાડાતું વાદ્ય (૨) ન. વાજાંવાળાનો
સમૂહ (૩) પાટો [રહેવાની)
બોડ સ્ત્રી. બખોલ, ગુફા (રાની પશુને
બૉર્ડ ન. (અં.) પાટિયું (૨) મંડળ
બ્રેડ સ્ત્રી (અં.) ડબલરોટી, પાઉં
ભડ વિ. (સં. ભટ) બળવાન (૨) (લા૦)
સમૃદ્ધિમાન [કોશની વરતની ખીલી
ભડ સ્ત્રી. (ભીડવું ઉપરથી) ભેંડ (૨)
ભડ પું. ન. કૂવામાંથી પાણી ખેંચવાની
સવડનું ચણતર કે લાકડું (૨) (લા૦)
ઓપાણું (૩) (સર૦ મ. ભડવળ)
સુકાઈ ગયેલી જમીનની ફાડ, ભડારું
ભડ અ. (રવા૦) એવો અવાજ
ભાડ સ્ત્રી. (દે.) અનાજ શેકવાની ભઠ્ઠી
(૨) ભાડભૂંજાનું કલેડું (૩) મોટો કૂવો
ભાડ સ્ત્રી. વેસ્યાઓની દલાલીની કે ભડ-
વાઈની કમાઈ
ભાંડ પું. (સં. 'ભાણ' ઉપરથી) મશ્કરો
(૨) બીભત્સ બોલ ચાળા વગેરેથી
હસાવી ખેલ કરનારી જાતનો માણસ
(૩) (લા૦) અસભ્ય, નિર્લજ્જ
ભીડ સ્ત્રી. ગિરદી (૨) (લા૦) તંગી
ભીડ પું. બીડો
ભું(-ભૂં)ડ ન. (દે. ભુંડ) વગડ
ભેડ ન (સં.) ઘેટું
ભેડ અ. (રવા૦) મારવાનો અવાજ
ભેંડ સ્ત્રી. (ભરડો ઉપરથી) (ચ.) કોસની
વરત અને ઝૂંસરાના દોરડાને બાંધ-
વાની લાકડાની મેખ
ભોડ વિ. (ચ.) પાકવા પર આવેલી
સાખ જેવી (આમલી)
મંડ પું. ન. (સં.) ભાતનું જાડું ઓસા
મણ (૨ માંડું, એક જાતનો રોટલો
માડ ન. નાળિયેરી
માડ ન. (જુઓ 'માટ') બાજઠ ઉપર
કેળ બાંધી બનાવેલું રન્નાદેનું સ્થાનક,
કેળાનો મંડપ (૨) જુઓ 'માઢ'
માંડ અ. (સં. મનાક્) માંડમાંડ
માંડ પું. એક રાગ
માંડ સ્ત્રી. (માંડવું ઉપરથી) શોભા માટે
ગોઠવેલી ઉતરડો (૨) માંડણી
મીંડ સ્ત્રી (સંગીત) એક શ્રુતિ યા સ્વર
ઉપરથી બીજી શ્રુતિ યા સ્વર ઉપર
જવાનો એક મધુર પ્રકાર, ઘસીટ
મુંડ ન. (સં.) માથું (૨) (લા૦) પું. સાધુ
મૂંડ સ્ત્રી. (સં. મુંડ) માથું
મોડ પું. (સં. મુકુટ) લગ્ન વગેરે શુભ
પ્રસગે સ્ત્રીને માથે મુકાતો સળીઓ
વગેરેનો એક ઘાટ (૨) (લા૦)
જોખમદારી, ભાર
મોડ પું. (મોડું ઉપરથી) વિલંબ
મોડ પુ. (જુઓ 'મોડવું') વળાંક (રસ્તા
વ૦નો) (૨) (લા૦) મરડાટ, ગર્વ (૩)
જીદ, ટેક (૪) હાવભાવ, નખરા (૫)

ઘ્ન, મરોડ (૬) ઇમારત (૭) ખેતરમાં લાગી પડેલાં કણુસલાં

યાર્ડ પું. (અં.) વાર, ત્રણ ફૂટનું માપ (૨) વાડ જેવી વાળેલી મોટી જગ્યા

રંડ વિ. (સં.) વાંઝિયું, વિફળ [ફરિયાદ

રાડ સ્ત્રી. બૂમ (૨) (લા૦) કજિયો (૩)

રાડ સ્ત્રી. (સં. રઢ) આસક્તિ, રઢ

રાંડ સ્ત્રી. (સં. રંડા) રાંડેલી, વિધવા (૨) (લા૦) વેશ્યા

રીડ સ્ત્રી. રાડ, બૂમ

રુંડ ન. (સં.) માથું, ડોકું (૨) વિ

રેડ વિ. જાડું રગડા જેવું [બોડું, અપંગ

રેડ સ્ત્રી. (સર૦ રઢ) પૂંઠ, કેડો

રેંડ સ્ત્રી. (જુઓ રેડો) વાછડી

રોડ વિ રેડ, ગાડું (જાડું સાથે વપરાય છે) [ઊંચાણવાળો રસ્તો

રોડ પું(અં.)રસ્તો, માર્ગ(૨)(સુ.)ચડાવ,

લડ (-ઠ) વિ. લાંઠ, બદમાશ .

લંડ પું. પુરુષની જનનેંદ્રિય, શિશ્ન

લાડ ન. લાલન-પાલન, હુલામણી (૨) એવું વર્તન કે ચેષ્ટા

લેન્ડ સ્ત્રી. લેણ, ગિલ્લી દંડાની રમતમાં વકટ પછીનો દાવ, રેંટ [વડલો

વડ પું. (સં. વટ) એક મોટું ઝાડ,

વડ વિ. (સં. વૃદ્ધ) વડું (સમાસમાં આરંભે વપરાતું રૂપ; ઉદા૦ વડસાસુ)

વાડ સ્ત્રી. (સં. વાટિકા) જમીનની આજુબાજુ કાંટા વગેરેથી કરેલી

વાડ સ્ત્રી (સં. પાટક) મહોલ્લો લતો,

વાડ પું શેરડીનુ ખેતર, વાઢ

વોર્ડ પું. (અં.) વહીવટી સગવડ માટે પડાતો ગામનો કે સંસ્થાનો વિભાગ

શુંડ પું. (સં.) હાથીનો લાંબો નાક જેવો અવયવ, સૂંઢ

શેડ સ્ત્રી. (સં. શ્રેઢિ) પ્રવાહીની ધાર (૨) (લા૦) એના જેવો 'અણીદાર ભાગ, શગ [(૨) સ્તબ્ધ, દિઙ્મૂઢ

સડ વિ. ભરાવાથી તંગ, કડણ, જડ

સડ (અ.) (રવા૦) ઝડપથી

સૂડ વિ. (જુઓ સડવું) સામટું અને સાદું (વ્યાજ) (૨) પું. ન. (કા.) મૂળ (૩) ન. આગલા વાવેતરનાં મૂળ ઠૂંઠાં વગેરે ખોદી બાળી સફાઇ કરવી એ

સેડ સ્ત્રી. (સં. શ્રેઢ) પક્ષ, વગ (૨) જોર, યુદ્ધ (૩) શેડ .

સોડ સ્ત્રી. (સં. સ+ઉદ્ વૃત્તિ) પાસું, બાજૂ (૨) સ્ત્રી. લાજ કાઢવામાં કે સૂતેલો માણસ ઢાંકવામાં કપડું મોઢા પર લે છે તે (૩) સોડવણુ [(૨) બદબો

સોઢ પું. સ્ત્રી. (સોડવું ઉપરથી) વાસ

સ્ટેંડ પું. (અં.) વાહનોને ઊભા રહેવાની જગ્યા (૨) મૂકવાની ઘોડીઘોડા વ૦

હુડ સ્ત્રી (સં. હડિ) જુઓ નીચે 'હેડ,' કેદખાનાનો જૂનો પ્રકાર (કા.)

હાડ ન. કપાસના દોરડા ભરી રાખવાનો વાડો, ઝાડ (કા.)

હાડ ન. (હિ. હડ્ડી) હાડકું (૨) (લા૦) .યા બાપ, માં (૩) ચ. (શા૦ પ્ર૦ગી , સુગલી ઊતરી રહે, છે ,, (૪) ઘણું ,, । બીજાને

હુડ અ. તિરસ્કારનો એક ઉદ્ગાર ] એકજાતનુ

હેડ સ્ત્રી. (સં. હડિ) ગુનેગારના .ચી વર પક્ષને બાંધી રાખવાને માટે ... [મળતા ભાગ

... નું મોટું

... માથું ...

ભેંસના ગળામાં પગ વચ્ચે રહે એમ બંધાતો ડેરો (૩) (લા૦) કેદખાનું
હેડ સ્ત્રી. સગર્ભા સ્ત્રીને નિયમિત થતી અમુક શારીરિક પીડા, હેર
હેડ સ્ત્રી. (દે.હેડા=સમૂહ; સર૦ મ.) વેચવાના બળદનો કાફલો
હેડ વિ. (અં.) મુખ્ય, ઉપરી
હોડ સ્ત્રી. (દે. હોડુ) શરત
અડા સ્ત્રી. અકળાપણું, આધાર, ટેકો
ઇડા સ્ત્રી. (સં.) યોગશાસ્ત્ર અનુસાર પ્રાણવાયુની ત્રણ નાડીઓમાંની શરીરની જમણી બાજૂની નાડી (ઇડા પિંગલા અને સુષુમ્ણામાંની પહેલી)
ઓડા વિ. (સં. અપવર્ત) ખેતીના મોલને બાળી દે તેવા પ્રકારનો (વાયુ)
'કડા સ્ત્રી. પું. એક જાતની ડાંગર, ચોખા
કડા (-ઢા) સ્ત્રી. (સં. કટાહ) તળવાનું લોઢાનું વાસણ, પેણી (૨) ચરુ
ક્રીડા સ્ત્રી. (સં.) ખેલ, રમતગમત
ખડા સ્ત્રી. પાવડી, ચાખડી (૨) જોડાની એડી ૧. [એક પાકસી અટક
ગાડાં પું. (પો) જુઓ ગારદી (૨)
ગેડાં ન. બ વ. તાડછાં
ચંડા વિ સ્ત્રી. (સં.) ઉગ્ર સ્વભાવની સ્ત્રી
ચૂડા સ્ત્રી. (સં.) ચોટલી (૨) મસ્તક (૩) શિખર, ટોચ
ચેડા પું. બ. વ જુઓ 'ચેતા', ચેતવણી
ચેડાં ન. બ વ ગાંડાં (૨) અડપલાં, ચાંદવાં [વા એ
છડા પું. બ. વ. (કંકુના) થાપા મારછા પું. બ. વ (સ્ત્રી કે બાળકનુ) પગનું
થડા પું. બ. વ. થાપા, હાથા [ ધ્રૂરેલું
પંડા સ્ત્રી. (સં.) વિદ્યા, જ્ઞાન (૨) ડહાપણ, સમજ
પીડા સ્ત્રી (સં.) દુઃખ. (૨) નડતર
માડા પું. બ. વ [જુઓ 'માડો'] જુવાર અને ઘઉંની મિશ્રિત-હાથે ઘડેલી રોટલી [કણબી કોરમાની એક વાની
માંડા પું. બ. વ.,-ડાં ન. બ. વ (સં. મંડક)
રંડા સ્ત્રી. (સં.) રાંડ, રંડી (એક ગાળ)
રોડા પું. બ. વ. [જુઓ 'રોડવવુ'] દોટ, ગભરડી [ ૭'દ
રોડા (-લા) પું. [જુઓ 'રોલા'] એક
વેડા પું. બ. વ '-ના જેવું વર્તન' એ અર્થમાં શબ્દને અંતે; ઉદા૦ કાયર-
વ્રીડા સ્ત્રી. (સં.) લાજ, શરમ [ વેડા
શુંડા સ્ત્રી. (સં.) સૂંઢ (હાથીની) [લબકા
શેડા પું બ. વ,-ડાં ન બ. વ. લીંટના
સાડા (-ડી) વિ. (સં સાર્ધ) ઉપર અર્ધું; ઉદા૦ સાડા ચાર, સાડી ચાર
સોડા પું. બ. વ. (અં.) એક ખાર (૨) સોડાનું પીણું
અડી સ્ત્રી. સોનીનું એક ઓજાર [આપત્તિ
અડી સ્ત્રી. કટોકટીનો કે અણીનો વખત,
આડી સ્ત્રી. (જુઓ 'આડ') આડે મૂકવાની વસ્તુ (૨) આડસરથી પાતળું લાકડું (૩) (લા૦) બાધા, આખડી (૪) હદ (૫) સીમા (૬) કુસ્તીનો એક દાવ (૭) આડ, આડું તિલક
ઉડી સ્ત્રી. (મ.) મલખંભની એક કસરત
એડી સ્ત્રી. પગની પાનીનો છેડો (૨) બૂટની પાછલી બેસણી (૩) ત્યાં લગાડાતી લોઢાની નાળ (૪) બીજું, -સોનીનું એક ઓજાર

**કડી** સ્ત્રી. (સં. કટક) આંકડી, હૂક (૨) ગોળ વાળેલો તાર કે સળિયો (૩) કાનનું એક ઘરેણું (૪) બેડી (૫) કવિતાનું પદ, ચરણ (૬) ઓળ, હાર (૭) બારણાની આંકડી, સાંકળ
**કંડી** પું. (સં. કંડિન્) વાદી, કરંડિયામાં સાપ લઇને ફરનારો ગારુડી
**કાંડી** સ્ત્રી. (સં. કાણ્ડિકા) દીવાસળી (૨) જુઓ 'કાંડું'
**કીડી** સ્ત્રી. (સં. કીટિકા) એક જીણો જીવ
**કુડી** સ્ત્રી. વીસની સંખ્યા
**કૂંડી** સ્ત્રી. (સં. કુણ્ડ ઉપરથી) નાનો કુંડ, બાંધેલો નાનો પાણી રાખવાનો ધાટ (૨) પહોળા મોંનું નાના કુંડ જેવું વાસણ (૩) નાનો હવાડો (૪) ગબી
**કેડી** સ્ત્રી. ('કેડો' પરથી) સાંકડો પગરસ્તો, પગથી, સેરડો
**કોડી** સ્ત્રી. એક દરિયાઈ જીવડાનું ઘર, શંખલી (૨) એક હલકું ચલણ
**કોડી** સ્ત્રી. વીસની સંજ્ઞા, કુડી [એક જાત
**કયાડી** સ્ત્રી કયાડા રંગની ઘોડીની
**ખડી** સ્ત્રી. ખડી માટી 'ચૉક' (૨) રસ્તા પર નંખાય છે તેવા પથ્થરના કાંકરા—ખરડિયા [ચેલી ભેંસ, ખડેલુ
**ખડી** સ્ત્રી જુઓ 'ખડિયું,' વગર વિયા-
**ખાંડી** સ્ત્રી. (દે. ખંડિઆ) ૨૦ કાચા મણનું તોલમાપ
**ખુડી** અ. (રવા૦) બાળકને ઉધરસ ઊપડે ત્યારે વાંસે હાથ ફેરવતાં બોલાતો શબ્દ
**ગડી** સ્ત્રી. બ્યાંડ, આંટી (૨) ગેડ (જેમકે કપડાની), ઘડી (૩) ગરેડીનો ખચકો
**ગડી** પું. દક્ષિણી ચાકર, ખાંડી
**ગાડી** સ્ત્રી. (દે. ગડ્ડી) બે કે વધુ પૈડાનું એક વાહન (૨) રેલગાડી
**ગાંડી** સ્ત્રી ['ગાંડુ'નું સ્ત્રી.](લા૦)બાજીમાં અવળી ચાલે ચાલતી કૂકી–કૂકરી
**ગૂડી** સ્ત્રી. (કાનડી 'ગુડિ–ધ્વજ') ઉત્સવને દિવસે ઊભી કરેલી ઝંડી, માણેકથંભ (૨) પતંગ
**ગેડી** સ્ત્રી. [દે. ગેડ્ડી] ગેડી દડાની રમતમાં વપરાતી છેડેથી વાંકી લાકડી
**ગેંડી** સ્ત્રી. (જુઓ ગેંડો) ગેંડાની માદા
**ગોડી** સ્ત્રી. (સં. ગૌડી) એક રાગિણી (૨) મીઠાશ, મધુરતા (પ.)
**ગૌડી** સ્ત્રી. (સં.) ગૌડ પ્રાંતની સ્ત્રી (૨) એક બોલી (૩) એક રાગિણી–ગોડી(૫) (કા૦ શા૦) એક પ્રકારની કાવ્યરીતિ
**ગૌડી** સ્ત્રી. (સં.) ગોળમાંથી કાઢેલો દારૂ
**ઘડી** સ્ત્રી. (સં.) જુઓ ઘડી (૨) (લા૦) ક્ષણ (૩) તક, પ્રસંગ
**ઘોડી** સ્ત્રી. (સં. ઘોટિકા) ઘોડાની માદા (૨) જેના ઉપર કોઈ વસ્તુ મુકાય એવી લાકડાં વ૦ ની બનાવટ (૩) જેનો ટેકો લઈ ચલાય એવી લાકડી (૪) ઊંચે ચડવાની નિસરણી જેવાં પગથિયાંવાળી બનાવટ
**ચડી** વિ. તીવ્ર (સ્વર)
**ચડ્ડી** સ્ત્રી. અર્ધું પાટલૂન, (૨) જાંઘિયો
**ચંડી** સ્ત્રી. (સં.) ઉગ્ર સ્વભાવની સ્ત્રી (૨) દુર્ગાદેવી [કહેવી એ, ચુગલી
**ચાડી** સ્ત્રી. (કા.) એકની વાત બીજાને
**ચિડી** સ્ત્રી. સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું લૂગડું (૨) પહેરામણીમાંથી વર પક્ષને
**ચિડ્ડી** સ્ત્રી. (દે.) ચકલી [મળતો ભાગ

**ચૂડી** સ્ત્રી. (દે. ચુડ) નાનો ચૂડો (૨) ગ્રામોફોનની જૂની ઢબની રેકર્ડ

**છડી** સ્ત્રી. (જુઓ 'છડ') સીધી પાતળી સોટી (૨) રાજચિહ્ન તરીકે રાજા આગળ કે ધર્માચાર્ય આગળ રખાતો દંડ (૩) ગુલછડીનું ફૂલ (૪) સળી ઉપર ફૂલ બાંધી કરેલો ગોટો, કલગી

**છાંડી** વિ સ્ત્રી. ('છાંડવું' ઉપરથી) ધણીએ તજેલી–ફારગતી આપેલી સ્ત્રી

**છીંડી** સ્ત્રી. (દે. છિંડી) સાંકડી ગલી, નવેળિયું (૨) નાનું છીંડું

**છોડી** સ્ત્રી. છોકરી [ વાળું મળિયું

**જડી** સ્ત્રી. (જડ ઉપરથી) ઔષધના ગુણ-

**જૂડી** સ્ત્રી. ઝુડી

**જોડી** સ્ત્રી. (જુઓ 'જોડ') બે સરખી વસ્તુઓની જોડ (૨) નાનાં છોકરાંનું પગરખું

**ઝડી** સ્ત્રી. (દે.) એકીસપાટે–જોસભેર વરસવું એ (૨) (લા૦) રમઝટ, ઝપાટો

**ઝંડી** સ્ત્રી. નાનો ઝંડો, વાવટી

**ઝાડી** સ્ત્રી. ઝાડ વેલા ઘાસ વ૦ નો ભરાવો (૨) નાનું ગીચ જંગલ

**ઝૂડી** સ્ત્રી. નાનો ઝૂડો, જૂડી

**ટાંડી** સ્ત્રી. (ક) દીવાસળી

**ટૂંડી** સ્ત્રી. કૂવાની અંદરની ટૂંડી

**ટોડી** સ્ત્રી. તોડી, એક રાગિણી

**ટોઠી** સ્ત્રી. ટોડા જાતના રજપૂતની સ્ત્રી

**ઠંડી** સ્ત્રી. જુઓ 'ઠંડ'

**ડૂડી** સ્ત્રી. હડપચી

**ડાંડી** સ્ત્રી. (સં. દંડિકા) દાંડી, નાની લાકડી (૨) હાથો (૩) જેને બે છેડે પલ્લાં બંધાય છે તે લાકડી (૪) ડાંડિયાથી વગાડવાનું એક વાદ્ય (૫) વહાણને નિશાની બતાવવા સારુ ઊંચી ટેકરી ઉપર રોપી રાખેલું લાકડું (૬) દીવાદાંડી (૭) (શા૦) સીધી લીટી (નાકની)

**ડૂંડી** સ્ત્રી. (સર૦ દે. ડુંડુઅ) જાહેરાત કરવા વગાડવાનું નાનું નગારું કે થાળી

**ડોડી** સ્ત્રી. (સર. હિં.) એક વેલો, ખર-ખોડી (૨) એનું ફળ, ખરખોડું

**ઢડી(–ઢી)** સ્ત્રી. દેઢી

**તડી** સ્ત્રી. (રવા૦) (લા૦) ઝડી, દરોડો (૨) મારની ઝડી

**તાડી** સ્ત્રી. (જુઓ 'તાડ') તાડ–ખજૂરી વગેરેનો કેફી રસ (૨) એ રસમાંથી બનતો એક જાતનો દારૂ

**તુંડી** પું. (સં. 'તુંડિન્') ગણપતિ

**તોડી** સ્ત્રી. (સર૦ મ.) એક રાગિણી, ટોડી

**તોડી** સ્ત્રી. નાનો તોડો–પગનું સાંકળું (છોકરીનું)

**થડી** સ્ત્રી. (દે. થડ) થપ્પી, ગંજ

**દડી** સ્ત્રી. (જુઓ 'દડો') નાનો દડો (૨)ચીંથરાં લપેટી બનાવાતો વીંટો (૩) (લા૦) બાંધો, ઘડતર (શરીરના ઘાટનું)

**દંડી** પું. (સં. દંડિન્) દંડધારી સંન્યાસી (૨) (સંજ્ઞા) એક પ્રસિદ્ધ સંસ્કૃત કાવ્યશાસ્ત્રી

**દાંડી** સ્ત્રી. જુઓ 'ડાંડી' (૨) તંતુવાદ્યનો તૂંબડા સાથેનો લાંબો દાંડો

**હિંડી** સ્ત્રી. (સં.) એક જાતનું વાદ્ય (૨) એક ગેય છંદ

**દોડી** સ્ત્રી જુઓ 'ડોડી'

**ધડી** સ્ત્રી. ધડો, સતોલો (૨) આસક્તી

ધેડી સ્ત્રી. કન્યા [(૩) એક તોલ કે વજન
નાડી સ્ત્રી. (સં.) નાડ, રગ (૨) નાની દોરી
પડી સ્ત્રી. (જુઓ 'પડીકા') નાનું પડીકું (૨) જુઓ 'પડો' ઢોલ [બચ્ચું
પાડી સ્ત્રી. (દે. પડ્ડિયા) ભેંસનું માદા
પિંડી સ્ત્રી. (સં. પિણ્ડિકા) પગનાનળાની પાછળનો માંસલ લોચો (૨) શિવલિંગ
બંડી સ્ત્રી. એકજાતનું કસોવાળું કૂડતું (૨) એવું બોરિયાવાળું કૂડતું
બીડી સ્ત્રી. (સં. વીટી) પાનબીડી (૨)
બીડી સ્ત્રી. ઘાસનું બીડ [તમાકુની બીડી
બૂડી સ્ત્રી. (કા.) ભાલાના છેડાનો ગોળ ભાગ
બેડી સ્ત્રી. જંજીર, કેદીને બાંધવાની સાંકળ (૨) (લા૦) બંધન, જંજાળ, પ્રતિબંધ (૩) પગનું રૂપાનું ઘરેણું બે આંગળીએ પહેરવાની જોડલી વીંટી
બોડી સ્ત્રી. (જુઓ 'બોડકી') વિધવા (તુચ્છકારમાં કે ગાળ તરીકે) (૨) શિંગડા વિનાની ગાય
ભીંડી સ્ત્રી. શણની જાતનો એક છોડ (૨) એની છાલના કઢાતા રેસા [દેવી
માડી સ્ત્રી. (સં. માતૃ) મા (૨) માતા,
મુંડી વિ. (સં. મુંડિન્) બોડાવેલા માથાવાળું (૨) પું. સંન્યાસી (૩) હજામ
મૂડી સ્ત્રી. પૂંજી, ધન (૨) વેપાર ઉદ્યોગમાં રોકાતી થાપણ-દ્રવ્ય [લાગ
મૂડી સ્ત્રી. (સં. મુંડ) મો અથવા માથાનો
મૂંડી સ્ત્રી. (સં. મુંડ ઉપરથી) માથું (૨) (લા૦) પ્રત્યેક જણ (૩) મૂંડકી, બોડી સ્ત્રી
મેડી સ્ત્રી. નાનો માળ (૨) અગાસી
મોડી સ્ત્રી. મરાઠી ભાષાની હાથે લખવામાં વપરાતી લિપિ
રંડી સ્ત્રી. (સં. રંડા) નાચવા ગાવાનો ધંધો કરનારી સ્ત્રી (૨) વેશ્યા (૩) (લા૦) ગંજીફાનું રાણીનું પત્તું
રેડી સ્ત્રી. (કા.) એક જાતની ઘોડી
રોડી સ્ત્રી. ઈંટ, રોડા
લડી સ્ત્રી. એક જ જાતની વસ્તુઓની પંક્તિ કે માળા (૨) દોરાની લટ
લાડી સ્ત્રી. છોકરી કન્યા (૨) (લા૦) નવી પરણેલી વહુ
લીંડી (સં. લેંડ) ગોળીના આકારની અઘાર (ઉંદર બકરી વગેરેની) [ગુલામડી
લૂંડી સ્ત્રી. (સર૦ હિં. લૌંડી) દાસી,
લેડી સ્ત્રી. (અં.) બાનુ, માનવંત સ્ત્રી (૨) 'સર'ની પત્નીનો એવો ઇલકાબ
લોંડી સ્ત્રી. જુઓ 'લૂંડી'
વડી સ્ત્રી. (સં. વટક ઉપરથી) અડદ વ૦ ની દાળની એક બનાવટ
વંડી સ્ત્રી (દે. વરંડ) ખુલ્લી જગ્યાની આસપાસની નાની ભીંત (૨) એવી જગ્યા
વાડી સ્ત્રી. (સં. વાટિકા) બગીચો (૨) ફૂલ ગૂંથીને કરેલો શણગાર (૩) નાત વરા વ૦ માટે ઉપયોગી ગજનવાળી જગ્યા (૪) નાનો વાડો કે મહોલ્લો, પોળ જેવી જગ્યા
વેડી સ્ત્રી. (જુઓ 'વેડવું') છેડે ત્રણીદાર ઝોળીવાળી લાંબી લાકડી (આંબો
શુંડી પું. (સં. શુંડિન્) હાથી [વિગેરેની)
સીડી સ્ત્રી. નિસરણી
સૂડી સ્ત્રી સોપારી કાતરવાનું સાધન
સૂડી સ્ત્રી. (સં. 'શુકી' ઉપરથી)
હુડી સ્ત્રી. દોટ [ચોપટની સાગ

હાડી વિ. ('હાડ' ઉપરથી)(લા૦)મજબૂત હાડનું, મહેનતુ, ખડતલ (૨) હઠીલું, મમતી (૩) હાડિયું (૪) મડદાંનાં હાડકાંની મદદથી ખેલ કરનાર જાદુગર (૫) મરેલાં ઢોર સાફ કરનાર અંત્યજ કોમનું (કા.)

હાંડી સ્ત્રી. નાનું હાંડલું (૨) ધાતુનું એવું વાસણ (૩) લટકતો દીવો મૂકવાનું કાચનું ઘાટીલું વાસણ

હુંડી સ્ત્રી. દેશ પરદેશમાં નાણાંની આપલે કરવાની શાહુકારી ચિઠ્ઠી, 'ચેક'

હેડી સ્ત્રી. (જુઓ હેડ) વેચવાના બળદનો કાફલો (૨) ઉમરમાં સમાનતા, સમવયસ્કતા

હોડી સ્ત્રી. નાનો મછવો, પનાઈ

આડું વિ. (જુઓ 'આડ') સીધુ નહિ તેવું (૨)ઊભું નહિ તેવું (૩) વચ્ચે પડયું હોય કે આવે તેવું (૪) (લા૦) હઠીલું (૫) વાંધાખોરિયું (૬) આડકતરું (૭) ખોટું (૮) વાંકું (૯) વિરુદ્ધ, વચ્ચે આવતું (૧૦) અ. આડી બાજુએ (૧૧) ન. ગાડાનું ખલનું

ઈંડું ન. (સં. અંડ) એંડું (૨) મંદિરના શિખર ઉપરનો કળશ [ નક્ષત્ર

ઉડુ પું. (સં.) તારો (૨) ગ્રહ (૩)

ઊંડું વિ. સપાટીથી નીચે રહેલું (૨) છાછરું નહિ એવું (૩) અંદરથી લાંબું–દૂર સુધી અંદર ને અંદર પહોંચતું (૪) ધાડું, ગીચ (૫) (લા૦) ગહન, ગંભીર

ઓડું ન. ખેતરનો ચાડિયો (૨) રમકડું (૩) (લા૦) પૂતળા જેવું નકામું માણસ

કડુ ન. એક ઔષધિ

કડું ન. (સં. કટક) ધાતુનો ગોળ વાળેલો સળિયો (૨) મોટી કડી (૩) હાથનું અને બાવડાનું એક ઘરેણું

કંડુ (–ડૂ) સ્ત્રી. (સં.) ખંજવાળ, ચળ (૨) ખસ, ખૂજલી

કાંડું ન. (સં. કાંડ) જ્યાં હાથનો પંજો જોડાયેલો છે તે સાંધો (૨) (લા૦) સહી

કૂડું ત્રિ. (સં. કપટ) કૂડવાળું, કપટી (૨) વાંકું (૩) ન. વાંધો વચકો ( ખાસ કરીને દેવને કે માતાને પડે તે )

કૂંડું ન. (સં. કુંડ) કુંડ જેવું પહોળા મોંનું શકોરું (૨) ફૂલઝાડ વાવવાનું એવું એક ઠામ (૩) કૂંડાળું

કોડું ન. (સં. કપર્દ) દરિયાઈ જીવડાંનો કોશ, શંખલી (૨)વિ. (લા૦) રીતભાત વિનાનું, મૂર્ખ

કથ્થાડું વિ. ઘેરા, રાતા, કથ્થાઈ રંગનું (૨) (લા૦) ચતુર, હોશિયાર

ખડું વિ. (હિં. ખડા) ઊભું (૨) (લા૦) તત્પર [ ઠેકું, ઠીકરું

ખડું ન. પાણી ચૂસી લે એવું ઈંટનું

ખડું ન. જુઓ 'ખડિયું', બાજરીમાં ઊવટની કૂડી ઘરમાં બરોબર પહોંચે એના કરતાં વધારે દાણા પડતાં એણે બહાર નીકળવું પડે એ

ખડુ વિ. અનુભવી (૨) હોશિયાર, ચાલાક (૩) વયોવૃદ્ધ (૪) જુઓ

ખાડ ન. ભેંસોનું ધણ ['ખાંડું,' અપંગ

ખાંડું વિ. (સં. ખંડિત) ખંડિત, ખાણ પડેલું, ભાંગેલું

ખાંડું ન. (સં. ખડ્ગ) સામાન્ય કે બે-

ધારી તલવાર (૨) (લા૦) વરને બદલે એનું ખાંડું લઈને ગયેલી જાન
ખેડુ વિ. (ખેડવું ઉપરથી) ખેડનારો (૨) ખેડૂત [ ટાલ
ખેડું ન. (સં. ખેટ) ગામડું (૨) ગેંડાની
ખોડું વિ. ખોડિયું (૨) લંગડું (૩) સ્વર વિનાનું (વ્યંજન માટે)
ગાડું ન. (દે. ગડ્ડ) બે પૈડાંનું બળદનું વાહન (૨) (લા૦) વ્યવહાર
ગાંડું વિ. ઘેલું, ચસકેલું (૨) અણસમજુ, નાદાન (૨) ન. ગાંડું કામ કે વર્તન (૩) બાજીમાં અવળી ચાલે ફરી ચાલવાનું રમવું એ
ગૂડું વિ. પાકું, લુચ્ચું, શઠ
ઘડું ન. (ઘડો ઉપરથી) અનાજ કે પાણી ભરવાની મોટી કોઠી
ઘાડું વિ. જુઓ 'ઘાટું'
ઘોડું ન. (સં. ઘોટક) ઘોડો અથવા ઘોડી (૨) નાનું દૂબળું ઘોડું, ટટ્ટુ (૩) હયદળ, ઘોડાનો સમૂહ
ચાડું ન. (દે. ચડુ) ગોફણની ચાડી (૨) દીવાલમાં બેસેલું ખાડાવાળું દીવો મૂકવાનું ચોકઠું (૩) ખામણું (૪) મોં (તુચ્છકારમાં)
ચેડું પું. રમવાનો દડો
ચોડું વિ (હિં. ચૌડા) પહોળું (૨) ચાર પડવાળું, ચોવડું
છડું વિ. એકલું, સાથ વિનાનું (૨) (લા૦) કુંવારું (૩) ઠોકરાં ઊંચાં વિનાનું
છીંડું ન. (જુઓ 'છીંડી') વાડમાં રાખેલું બાકું–માર્ગ (૨) (લા૦) દોષ
છોડું ન. છોડિયું (૨) ઓતરું [(૩) બહાનું

જાડું વિ. દળદાર (૨) ચરબીથી ભરેલું (૩) ઘાટું (૪) તીણું નહિ એવું (૫) ખોખરું, ભારે (૬) (લા૦) મંદબુદ્ધિનું (૭) અશિષ્ટ, ગામડિયું (૮) ઓછી ઝીણવટવાળું
જોડું ન. બે વસ્તુઓની જોડી (૨) વરવહુની જોડ (૩) ખાસડું
ઝાડું ન. મોટો સાવરણો (૨) સાવરણી (૩) (લા૦) ઝાટકણી
ટાંડું ન. (સર૦ હિં. ટાંડા) પોઠ, વણજાર
ટાંડું ન. ટોચ, શિખર [(૨) ટોણું, ધાકું
ટૂંડું વિ. જુઓ 'ટૂંડું'
ટેડું વિ. (સર૦ હિં. ટેઢા) એક બાજુ વળેલું, વાંકું (૨) શ્વાસ પડતું આડું (૩) (લા૦) મીજાજી, આડું
ઠંડું વિ. (જુઓ 'ઠંડ') ટાઢું, શીતળ (૨) વાસી (રસોઇ) (૩) (લા૦) ધીમું, મંદ, સુસ્ત (૪) શાંત, ઝટ ક્રોધે ન ભરાય તેવું (૫) ગતિ ક્રિયા વેગ વ૦માં સામાન્ય કરતાં ઢીલું–નરમ
ઠૂંઠું ન. ખીંટી, ખૂટો [(૬) નિરાંતિયું
ડૂંડું ન. કણનો ડોડો–કણસલું
ડેંડું ન. (રવા૦) દેડકાનો અવાજ
ડોડું ન. ડોડીના વેલાનું ફળ, ખરખોડું
ઢેડું(-ડું) વિ. ઢેડાઉ (૨) ન. એંઠવાડ લૂંટી ખાનારું હલકી વર્ણનું ટોળું
તેડું ન. ('તેડવું' ઉપરથી) સેવા–બોલાવવા આવવું એ (૨) તેડી જવું એ
થડું ન. જુઓ 'થડિયું' (૨) દુકાનદારની વેચાણ કરી નાણાં વસૂલ કરવાની બેઠક
થોડું વિ. (સં. સ્તોક) અલ્પ, 'ઘણું'થી ઊલટું

દીડું ન. થોર વગેરેનો દૂધભર્યો ટુકડો
દૂડું ન. જુઓ 'ડૂડું' [કકડો, ડીંડવું
દોડું ન. જુઓ 'ડોડું'
ધાડું ન. અચાનક આવી પડતું મોટું ટોળું (લૂંટ કરનાર વગેરેનું)
નાડું ન. ('નાડ' ઉપરથી) નાની દોરી (૨) નાડાછડી (૩) લેંઘા કે ઘાઘરાની નાડી (૪) અંબોડો બાંધવાની દોરી (૫) (લા૦) હદ, આંકો
નેડું વિ. (સં. નિકટ) પાસેનું
પાડું ન. (દે. પડ્ડ) ભેંસનું બચ્ચું
પાંડુ વિ. (સં.) ફીકું પડી ગયેલું (૨) પું. એ નામનો રોગ, 'એનીમિયા' (૩) (સંજ્ઞા) પાંડવોના પિતા
પિંડું ન. (સં. પિંડ) પિલ્લું, પીંડો
પેડુ (-ડુ),-ડું ન. દૂંટીની નીચેનો પેટનો ભાગ [ટોળું
પેડું ન. (સં. પેટક) ટોળું (૨) ભવૈયાનું
પેડું ન (ફા.) દૂધ કે દહીં ભરવાનું માટીનું વાસણ (૨) એક જાતનું ઘાસ
પૈડું ન. (જુઓ 'પૈ') ચક્ર, ચાક
પોડું ન. (સં. પુટ) લીંપણ કે છોના થરનો કકડો (૨) મધપૂડો [ભારે
બડું વિ. (સં. વૃદ્ધ, હિ. બડા) મોટું (૨)
બાડું વિ. વચ્ચે વધુ અંતર રહે તેવા ડાળાવાળું
બાંડું વિ. પૂછડી વગરનું (૨) અંગ વ૦ની ખોડ વરવુ લાગતું (૩)ખુલ્લુ ઉઘાડું
બીડું ન. (સં. વીટક) મોટી પાનબીડી (૨) (લા૦) શરતના કહેણનો સ્વીકાર
બેડું ન. હાંડો ને ગાગર, ઘડો ને દેગડો (૨) ઉતરડ
બોડું વિ. (દે. બોડ્ડ) માથે વાળ વિનાનું (૨) (લા૦) ઉઘાડું, ખુલ્લું, સાફ (માથું, બેનર, મથાળા વગરનો અક્ષર, લૂંટી લીધેલો માણસ વગેરે)
ભડું ન. ઘરની આગલી દીવાલ (૨) પડદા તરીકે કરાતી પાતળી દીવાલ
ભાંડુ ન. ભાઈબહેન વગેરે સ્વજન*
ભાંડું ન. (સં. ભાણ્ડ) વાસણ, ભાણું
ભૂંડું વિ. ખરાબ દેખાવનું (૨)(લા૦) દ્વેષી (૩) બીભત્સ
ભોડું ન. સર્પ વગેરેનું માથું (૨) (લા૦) માથું (તુચ્છકારમાં)
ભૌડું ન. આંબાનો બીલ
મડું ન. (સં.મૃતક) મડદું, શબ
માડુ પું. (જુઓ 'માદુ') (ક) માણસ
મીડું, મીંડું ન. (સં. બિંદુ) શૂન્ય, બિંદુ, ટપકું
મૂંડું વિ. (સં. મુંડિત) બોડકું
મોડું વિ. મુકરર સમય પછીનું, અસૂરું, (૨) ન. વેળા વટી જવી એ (૩) કાળક્ષેપ
રાડું ન. જુવાર બાજરી વગેરેનો સાંઠો (૨) તીર (૩) બરુ (૪) કડિયાનું એક ઓજાર [ઉત્તમ
રૂડું વિ. (સં. રૂપક) સારું, સુંદર (૨)
રોડું ન. ઈંટનો ટુકડો
લડું ન. ('લડી' ઉપરથી) તાર વીંટવાનું સોનીનું ઓજાર (૨) દોરાની આંટી
લડુ પું (સં.) લાડુ
લાડુ પું. (સં. લડ્ડુ) મોદક, એક મીઠી વાની (૨) (લા૦) પીંડો, ગોળો
લીંડું ન. ગરગોલા જેવો કઠણ મળ

(ઊંટ ગધેડાં વગેરેનો), લીંડકું
લેંડું વિ. તોફાની, આરવીતડું
વડું પું. (સં. વૃદ્ધ) મોટું
વડું ન. (સં. વટક) અડદ વ૰ની દાળની એક વાની
–વડું (સં. પટ) 'પડ'ના અર્થમાં સંખ્યાવાચક શબ્દને લાગે છે; ઉદા૰ એકવડું બેવડું (૨) કદ (પડ) બતાવવાના અર્થમાં 'આ, જે, કે, તે' વગેરે સર્વનામોને લાગે છે; ઉદા૰ આવડું જેવડું કેવડું તેવડું વ૰
હૈડું ન. જુઓ હૈયું (પ.)
હેડું ન. (ચ.) પેંધું, ટેવ
કંડે અ. (મ.) કને, પાસે (૨) તરફ
કેડે અ. (કેડ પરથી) (લા૰) પૂંઠે, પાછળ
ગોડે અ. (કા.) પેઠે, જેમ (૨) ની સાથે,
ઘોડે અ જુઓ 'ગોડે' (કા.) [સોબતમાં
જોડે અ. સાથે, જોડમાં (૨) પાસે,
નેડે અ. પાસે, નિકટમાં [નજીક
પંડે અ. (સં. પિંડ) જાતે, પોતે
વડે અ. (જુઓ 'વતે') વતી, થી
સોડે (જુઓ 'સોડ' સ્ત્રી.) પડખે, નજીક (૨) પ્રમાણે, રીતે
હડે અ. કૂતરાને હાંકવાનો ઉદ્ગાર
હુંડે અ. (જુઓ 'હુંડો') એકજથ્થે
અડો પું. ગાડાનું આગલું ટેકણ, હડો
અડ્ડો પું. (હિ.) એકઠા થઈને પડી રહેવાની અખાડા જેવી જગ્યા (૨) (લા૰) જબરદસ્તીથી જમાવેલી બેઠક
આડો પું. (જુઓ 'આડું') (લા૰) અટકાવ, વિરોધ (૨) આંક, હદ, આડાશ
એડો વિ. પું. આડો, ઉપો, ખરાબ
એઠો પું. નેડો, સ્નેહ
ઓડો પું. કર ઉઘરાવવાનું રસ્તા ઉપરનું થાણું, ચોકી (૨) (કા.) ખેતીના મોલને બાળી મૂકે એવો દક્ષિણનો પવન [ઇંદ્રજવનું ઝાડ
કડો પું. (જુઓ 'કડા') એક વનસ્પતિ,
કીડો પું (સં. કીટ) પેટે ચાલનારો નાનો જીવડો
કેડો પું. (જુઓ 'કેડ') (લા૰) રસ્તો (૨) પીછો, પૂંઠ (૩) છેડો, અંત (૪) સતામણી [(લા૰) મૂર્ખ માણસ
કોડો પું. ગોટી કોડી, શંખલો. (૨)
કયાડો પું. ઘેરા રાતા કથ્થાઈ રંગનો ઘોડો (૨) (લા૰) ચતુર, હોશિયાર
ખડો પું. જોડાની ખડા, એડી (૨) કૂકડાં કે કબૂતરને રાખવાનું પાંજરું
ખાડો પું. (હિ. ખડ્ડા) સપાટીથી નીચેનું નાનું મોટું ખોદાણ કે પડેલો ખાંચો, ખાડ (૨) (લા૰) ખોટ, નુકસાન
ખેડો પું. નટ
ખોડો પું (હિં. ખૌરા) માથા ઉપરની ચામડી પર બાઝતો એક મેલ (૨) માથાની ચામડીનો એક રોગ (૩) (લા૰) સંહાર, નાશ
ગડો પું. (સં.) પથ્થરનું અણઘડ ચોસલું (૨) તમાકુ-ગડાકુનું મોટું ગઠિયું (૩) હાંસલ, જગાત (કા.)
ગુડો પુ. (જુઓ 'ગુંડ') બદમાશ, દાંડ, જબરદસ્તીનાં કામ કરનાર માણસ [બળ, શક્તિ, હોંશ
ગુડો પું. પગનો નળો (૨) (લા૰)
ગેડો પું. (સં. ગંડક) એક જાડું

અને મજબૂત જંગલી જાનવર
ઘડો પું. (સં. ઘટ) ધાતુ કે માટીનું પાણી ભરવાનું ગોળમટોળ પાત્ર
ઘોડો પું. (જુઓ 'ઘોડું') અશ્વ (૨) (લા૦) નદી કે દરિયાનું મોટું મોજું, લોઢ (૩) ઘોડા જેવા આકારની જાડી નકશીદાર ખીંટી (૪) ચાંપ, કળ (જેમકે બંદૂકની) (૫) કોઈ વસ્તુ મૂકવા માટે બનાવેલું ઊભું ચોકઠું (૬) ચાર પાંખડીનું કપાસનું કાલું (૭) અંગૂઠાની પાસેની આંગળી–તર્જનીની–ઉપર પહેરવાનું સોના–રૂપાનું ઘરેણું [ વલય, બલોયું
ચૂડો પું. સ્ત્રીઓના હાંડાનું એક ઘરેણું,
ચોડો પું. એક ઉપર એક વસ્તુનો ખડકલો
છડો પું. 'છડા'નું એ. વ. (જુઓ 'છડા') (૨) મોતીનો કરો (૩) છંટકાવ
છેડો પું. અંત (૨) હદ, સીમા (૩) (લા૦) પાલવ (૪) આશરો, મદદ (૫) છેડો વાળવો–મરણ પાછળ છેડો વાળીને રોવું એ
જૂડો પું. સાવરણી (૨) ઝૂડો
જોડો પું. પગરખું (૨) જુઓ 'જોટો'
ઝંડો પુ. ઝુંડો, ધ્વજ (૨) (લા૦) ઝુંબેશ (૩) પક્ષ કે એની આગેવાની કે દોરવણી
ઝાડો પું. ('ઝાડ' ઉપરથી) વિષ્ઠા (૨) દસ્ત, જુલાબ (૩) (લા૦) (જુઓ ઝડતી) બારીક તપાસ (૪) ઝાકનુ-ઊંજણી નાખવી એ
ઝુંડો પું. જુઓ 'ઝંડો'
ઝૂડો પું (સં. જૂટ) ઘણી ચીજોનો સાથે બાંધેલો જથો, જૂડો
ટાંડો પું. અગ્નિ, દેવતા (૩) (૪) જુઓ 'ટાંડું', વણઝાર, ટોળું
ટાંડો પું. બળદ
ટૂંઠો વિ પું (જુઓ ટૂંઠું) ટૂંટા હાથવાળો પુરુષ (૨) (લા૦) દુષ્ટ, નીચ
ટોડો પું. તોડો, પગે પહેરવાનું એક ઘરેણું (૨) બંદૂક સળગાવવાની જાડી લાંબી જામગીરી (૩) એક હજાર રૂપિયા કે એની ભરેલી કોથળી (૪) સતાર વ૦ વાદ્યોમાં અલંકાર તરીકે વગાડાતો સ્વરસમૂહ
ટોડો પું. ટોડાગરાસ (૨) ટોડલો (૩) મીનારો (૪) મોખરો, આગોળ
ડંડો પું. (સં. દંડ) જાડી ટૂંકી લાકડી, ડંગોરો [હાથો (૩) કણગો, ગરજો
ડાંડો પું. (સં. દંડ) ટૂંકો દંડો (૨)
ડુંડો પું (મ.) નમૂનો, ફરમો (૨) જુઓ 'ડુંડો' (૩) મોટું ડૂંડું
ડોડો પું. (જુઓ 'દોડો') ફળફૂલના ગર્ભવાળો નવો ફૂટતો ગોટો (૨) દાણાભરેલું મકાઈનું ડૂંડું
ઢડા(–ઢા) પું. ઢેઢ (તુચ્છકારમાં)
ઢોડો પું. પથ્થર, પહાણો (૨) (લા૦) જડસુ આદમી
તાડો પું. (સ્વા૦) સોજાને લીધે ચામડી તણાઈ થતી પીડા (૨) (લા૦) જૂનો ઝઘડો (૩) આગ્રહ, હઠ (૪) થાક
તોડો પું ટોડો, પગનું ઘરેણું (૨) હજાર રૂપિયાની થેલી (૩) (જુઓ

'ટોડો') ટોડલો (૪) મીનારો, શિખર, કાંગરો (૫) વાવની ઉપરની દીવાલ (૬) ચણતરમાં દીવાલની જાડાઈની દિશામાં મુકાતી ઈંટ (૭) (જુઓ ટોટો) બંદૂકની જામગરી
તોડો પું.(તોડવું ઉપરથી) પૂણીઓ કાંતતાં પડેલો ફેદો (૨) કાચું તોડેલું ફળ (કેરી ડોડું વગેરે)
ત્રાડો પું. જુઓ 'તાડો'
દડો પું. ('દડવું' ઉપરથી) ગોળાકાર ચીજ (ખાસ કરીને રમવાની), ગોટો
દંડો પું. (સં. દંડ) ટૂંકી જાડી લાકડી, ડંડો (૨) મોઈ સાથેનો દંડો
દાંડો પું. જુઓ 'ડાંડો'
દૂડો પું. જુઓ 'ડૂંડો'
દોડો પું. જુઓ 'ડોડો'
ધડો પું. ત્રાજવાનું સમતોલપણું ન હોવું એ (૨) એનું સમતોલપણું લાવવા મુકાતો ભાર (૩) (લા૦) બોધ (૪) નિયમ, ધોરણ (૫) ઠેકાણું
ધોડો પું. ('ધોડવું' પરથી) (કા.) દોડ
નેડો પું. (જુઓ 'નેહ') પ્રેમ (૨) નેટાં
પડો પું. (સં. પુટ) મોટું પડીકું કે ઝૂડો
પડો પું. (સં. પટહ) ઢોલ (૨) (લા૦) ઢંઢેરો
પંડો પું. (સં. પંડિત) (તીર્થનો) ગોર
પાડો પું. (દે. પડ્ડુઅ) ભેંસનું નર બચ્ચું કે એનો નર
પાડો પું. ('પાડવું' પરથી) (સોનામાં) તાંબા વગેરે હલકી ધાતુનો ભેળ
પાડો પું. (સં. પાટક) મહોલ્લો
પાડો પું (સં.) ધારો, રૂઢિ, સંપ્રદાય
પાડો પું. આંકનો ઘડિયો [ગિલ્લો-ગોટો
પિં(-પી)ડો પું. (સં. પિંડ) વીંટલો વાળેલો
પૂડો પું. (સં. પુટક) લોટ કે દાળના ખીરાની તળેલી પોળી (૨) મધપૂડો
પેડો પું. રાંધવાનું માટીનું મોટું વાસણ
પેંડો, પેડો પું. (સં. પિંડ) પિંડ, (માટીનો) લોંદો (૨) દૂધના માવાની બનાવેલી એક મીઠાઈ
બાંડો પું. મુસલમાન (તુચ્છકારવાચક)
બીડો પું. 'બીડુ' ઉપરથી કાગળો ઘાલેલું મોટું પરબીડિયું
બેડો પું. વહાણ (૨) ટોળી, ટુકડી
બેડો પું. છેડો ખોસવો એ [તાંબડી
ભાંડો પું. બોઘરણું, પહોળા ગોળાની
ભીડો પું. લાકડું ભીડવા માટેનું સુથારનું એક ઓજાર (૨) વસ્તુ ઉપર કોતરકામ કે કોઈ કારીગરી વ૦ કરવા માટે એ વસ્તુને કોઈ પેચવાળા સાધનમાં પકડાવવામાં આવે છે એ (૨) ભીસો
ભીંડો પું. એક શાક કે એનો છોડ (૨) (લા૦) હરકત (૩) (લા૦) ગપ
ભેંડો પું. (કા.) ભેખડ
માંડો પું. (સં. મંડ) રોટલાનો પોપડો, રોટલીનું પડ (૨) પૂડો (૩) ઘણી મોટી અને પાતળી રોટલી (૪) પૂરણ
મુંડો પું. (સં. મુંડિત) મહારી જેવો ભિખારી
મૂડો પું. (સં. મુડ) ધાણીનું બારણાંજી ગોળ ખાનું
મૂંડો પું. સરકટની કે નેતરની એક જાતની ગોળ ખુરશી કે માંચી જેવું આસન

મૂંડો પું (સં. મુંડિત) બોડું માથું (૨) બોડા માથાવાળો માણસ, મુંડિયો
મેડો પું. માળ (૨) નાનું માળિયું
રાડો પું. (જુઓ 'રાડ') જુવાર બાજરી વગેરેનો સાંઠો
રેડો પુ. (મર. મ. રેડા) વાછડો, રેંડલો (૨) હરણ નર [લાડકવાયો છોકરો
લાડો પું. (જુઓ 'લાડી) વર (૨)
લૂંડો, લોંડો પું. દાસ, ગુલામ (૨) વિ ૦પું. તોફાની
વંડો પું. મોટી વંડી (૨) એના વડે આંતરેલું મોટું સ્થાન
વાડો પું. (સં. વાટક) ઘર પછવાડે આંતરેલી ખુલ્લી જગ્યા (૨) બકરાં ઢોરાં પૂરવાની જગ્યા (૩) મહોલ્લો (૪) સંડાસ (૫) (લા૦) પક્ષ, તડ
વેડો પું. ('વેડવું' ઉપરથી) વેડનારો
સડો પું. ('સડવું' ઉપરથી) કોહવાટ, બગાડો (૨) (લા૦) વ્યભિચારાદિક ભ્રષ્ટાચાર, ખરાબી [ કી
સડો પું. (જુઓ 'સડી' (૧)) મોટી
સૂડો પું. (સં શુક) કાંઠલા વિનાનો પોપટ
સૂંડો પું. (કા.) સૂંડલો ટોપલો
સોડો પું. જુઓ 'સોડ' સ્ત્રી.–બીજો અર્થ
હડો પું. જુઓ 'અડો' [(૨) મદદગાર
હાડો પું. કાગડો, હાડિયો
હાંડો પું. મોટો દેગડો (૨) હાંડવો એક વાની (૩) (કા.) વૈષ્ણવોનું ઉત્સવાત્મક ભોજન (૪) (લા૦) મૂર્ખ, મૂ
હૂંડો પું. ફૂલ કે આખો જથો, સમ (૨) નાના વાછરડાઓના વેપારીને વાછરડાઓના સમૂહ
હેડો પું. અતિશય લગની, આસક્તિ
હેડો પું. ઓઢો, ઢાંકણું (૨) મોજું

ઢ

આઢ પું (સ 'આઢ્ય' ઉપરથી) ઢગલો (૨) પૂંજી (૩) ગ્સોઇ માટે કરેલી છાણાંના ટુકડાની રચના, આઢ
ઊઢ વિ. (સ.) પરણેલું (૨) લઇ જવાયેલું (૩) પું. પરણેલો માણસ
એઢ સ્ત્રી. જુઓ 'હેડ'
કોઢ (સં. કુષ્ઠ) પું. ચામડીનો એક રોગ
કોઢ સ્ત્રી. (સં. ગોષ્ઠ) ઢોરને બાંધવાની જગ્યા, ગમાણ, કોડ
કોઢ સ્ત્રી. (સં. કોષ્ઠ) કારીગર લોકોને કામ કરવા બેસવાની જગ્યા, કોડ
ગઢ પું. (દે) કિલ્લો (૨) પર્વત ઉપરનો કોટ (૩) (લા૦) ભારે કામગીરી
ગાઢ વિ. (સં.) ઘટ્ટ, ઘાડું (૨) અત્યંત, ઘણું (૩) ભારે, ઘોર (નિદ્રા)
ગૂઢ વિ (સં.) ગુપ્ત, છાનું (૨) ન સમજાય એવું, ગહન (૩) ઈંદ્રિયાતીત, 'મિસ્ટિક'
ચઢ પું. ચડાવવાવાળો માર્ગ, ચડાવ
ટાઢ સ્ત્રી. (જુઓ 'ટાઢું') ઠંડી
ડઢ વિ. (રવા૦) મૂર્ખ (૨) અભણ
ઢંઢ વિ ('ચેલુ' જોડે વપરાય છે– ચેલું ઢઢ) સાવ ચેલુ
ઢેઢ પું. એ નામની અન્ત્યજ જાતનો આદમી; ઢેડ (વણકર ચમાર વૅ૦)
દાઢ સ્ત્રી (સ. દંષ્ટ્રા) ચપટા માથાનો

ચાવવાનો દાંત, ડાઢ
દૃઢ વિ. (સં.) સ્થિર, મજબૂત (૨) પાકું (૩) નિશ્ચિત (૪) ટકાઉ, અટળ
દોઢ વિ. (સં. દ્વ્યર્ધ) એક ને અડધું–'૧॥' (૨) સ્ત્રી. દોઢગણું થયેલું એ
પીઠ પું. વડો ભેરુ, આગેવાન (રમતમાં)
પીઢ વિ. પ્રૌઢ, મોટી ઉમરનું, ઠરેલ
પીઢ ન જેના ઉપર મેડાનાં લાકડાં-પાટિયાં જડવામાં આવે છે તે ઘડેલી કે અણઘડ વળી, પીઢિયું
મૌઢ વિ (સં.) પુખ્ત, આધેડ (૨) (લા૦) ગંભીર (૩) વિશાળ, ભવ્ય
મઢ પું. (સં. મઠ) માતા કે દેવીનું સ્થાનક (૨) (લા૦) મૂળસ્થાન
મઢ પું. દરબારગઢનો આગલો ઊંચો મેડાદાર ભાગ, માદ (૨) ઠેલું (૩) ચોળનો મેડો
માઢ પું મેડીવાળું સુંદર મકાન (૨) વાસ, મહોલ્લો (૩) માઢ, એક રાગ
મૂઢ વિ. (સં.) બુદ્ધિ કામ ન કરતી હોય તેવું મૂર્ખ (૨) સ્તબ્ધ, નિશ્ચેષ્ટ
મેઢ પું. લાકડામાં પડનો એક જીવ
મેઢ પું. (દે મેઢક=દંડો, દાંડો, ખીલો) ખળાની વચ્ચે રોપેલી થાંભલી (ઈડર)
મેઢ પું. (દે., વણિક્–વેપારીને મદદ કરનાર) નાગરોમાં એક અટક
મોઢ પું. (પ્રા.) (મોઢેરાનો રહીશ) બ્રાહ્મણ વાણિયા સુતાર તથા ઘાંચીમાં એ નામની તે તે પેટા નાતનો માણસ
રેઢ સ્ત્રી. (સં. રઢ) લગની (૨) (લા૦) હઠ, આગ્રહ
રાઢ સ્ત્રી. રાડ, બૂમ (૨) કજિયો, કંકાસ
રાઢ સ્ત્રી. શેરડીનાં સૂકાં પાન (સુ.)
રૂઢ વિ. (સં.) ઘણા કાળથી પ્રચાર કે વપરાશમાં હોવાથી દૃઢ થયેલું
લોઢ પું. પાણીનું લાટ જેવું મોજું, પૂરનો ઘોડો (૨) ઢીંઢોળો
લોઢ પું. (સં. લોષ્ટ) તાપથી ઓગળીને બાઝેલો માટીનો ગઠ્ઠો (૨) લોઢાનો લઠ્ઠો (૩) (લા૦) વાંધો, તકરાર
વાઢ પું (વાઢવું પરથી) કાપ, જખમ (૨) ધાર (૩) ચૂંક (૪) કાપણી (૫) શેરડીનું ખેતર કે વાવેતર, વાડ (૬) શેરડી પીલવાનો સંચો
વાંઢ સ્ત્રી. (ફા.) ચારાને માટે ઘાસ-પાણીવાળી જગ્યા (૨) દુકાળને કારણે પર મુલક જતાં દુધાળાં પશુનું ધણ
વેઢ પું. (સં. વેષ્ટ) આંગળી ઉપરનો સાંધા આંગળનો કાપો (૨) એથી વધારે આંટાવાળી વાળાની વીંટી
વેઢ પું. (જુઓ વેઢો) (ચ.) હાથ પગની ચામડી ફાટીને લીધે કે બીજી રીતે ફાટવાથી પડતો ચીરો, વરઢ
શંઢ પું. (સં. ષંઢ) નપુંસક (૨) કંચુકી
ષંઢ પું. (સં.) નપુસક
સઢ પું. સ્ત્રી. (દે.) વહાણ ચાલે એ માટે વહાણના થાંભલાને બાંધવામાં આવતો પવન ઝીલતો કપડાનો પટ
સાંઢ પું. (સં. 'ષંઢ' ઉપરથી અર્થભેદ) આખલો (૨) (લા૦) આતેલો–નિરંકુશ માણસ
સાંઢ પું. ઊંટ (૨) સ્ત્રી. ઊંટડી, સાંઢણી
સૂંઢ સ્ત્રી. (સં. શુંડા) હાથીનો લાંબો નાકવાળો અવયવ (૨) માખી વગેરનું એ અંગ

ઊઢા વિ. સ્ત્રી. (સં.) પરણેલી સ્ત્રી
કઢા સ્ત્રી. જુઓ 'કડા'માં
ડાઢા પું. બ. વ. (લા૦) રોગને કારણે તે તે અંગ ઉપર દેવામાં આવતા ડામ (કા.)
દાઢા પું. બ. વ. (દાઢ ઉપરથી) લોઢાના દાંતા (કરભડીના)
દોઢા પુ. બ. વ.–ઢાં ન બ. વ. દોઢના ગડિયા (૧×૧॥=૧॥) •
પ્રૌઢા વિ. સ્ત્રી. (સં.) ત્રીસથી પંચાવન વરસની નાયિકા, પ્રગલ્ભા (કા૦શા૦)
લોઢાં ન. બ. વ. (લોઢું ઉપરથી) લોઢાનાં ઓજાર
પ્રૌઢિ સ્ત્રી. (સં.) પ્રૌઢપણું, પીઢપણું (૨) ભાષા તેમ વિચારની પરિપક્વતા (૩) (લા૦) સાભિપ્રાય ચમત્કારિક લખાણ
રૂઢિ સ્ત્રી. (સં.) રૂઢ થયેલી રીતિ કે રિવાજ (૨) એ કારણે થયેલો પ્રચલિત નિશ્ચિત-રૂઢ અર્થ (૩) (લા૦) ટેવ
અઢી વિ. (સં. અર્ધતૃતીય) '૨॥'
કઢી સ્ત્રી. (જુઓ કઢવું) ખાવાની એક
કોઢી સ્ત્રી. જુઓ કુહાડી [ પ્રવાહી વાની
ગઢી વિ. ગઢમાં રહેનારું
ગઢી નાનો ગઢ (૨)નાનું માટલું
ટાઢી સ્ત્રી. (લા૦) મડદાની બાળ્યા પછી ઠારેલી રાખ
ડોઢી સ્ત્રી. દરવાજે પહેરાવાળાને બેસવાની પડાળી, ચોકીનું સ્થાન, દોઢી
ઢાઢી પું. (હિં.) એક જાતનો ચારણ (૨) શરણાઈ વગાડનારો એવી એક જાતનો માણસ (૩) વૈષ્ણવોમાં મંગળ ઉત્સવો વખતે રાત્રે ભગવાનનાં ગુણ ગાન કરવા ઢાઢીનો વેશ સજી આવેલો પુરુષ (ઢાઢી-ઢાઢણ બને બને છે)
ઢુંઢી સ્ત્રી. એક રમત, ધંટીનો ખીલડો
દાઢી સ્ત્રી. હડપચી (૨) (લા૦) ત્યાં ઊગતા વાળ
દોઢી સ્ત્રી. જુઓ 'ડોઢી', દરવાજે પહેરાવાળાને બેસવાની પડાળી, ચોકીનું સ્થાન
પેઢી સ્ત્રી (સં. પીઠ) શરાફની દુકાન (૨) વેપારીનો કોઠી (૩) વંશપરંપરાનું પગથિયું [મઢૂલી
મઢી સ્ત્રી. (સં. મઠિકા) કુટિર, બાવાની
મી(–મીં)ઢી, મીંઢી સ્ત્રી. સોનામુખી,
મેંઢી સ્ત્રી. ઘેટી, ગાડરી [મીંઢિયાવળ
લોઢી સ્ત્રી. (જુઓ 'લોઢું') તવી (૨) વિ. લોઢાનું (૩) લોઢાના જેવું
વંઢી સ્ત્રી. જુઓ 'વંડી'
વાઢી સ્ત્રી. ઘી પીરસવાનું નાળચાવાળું માટીનું કે એવું, વાસણ [વિનાની
વાંઢી વિ. સ્ત્રી. વરનો અભાવે પરણ્યા
શેઢી સ્ત્રી. નાનો શેઢો (૨) (સંજ્ઞા) એક નદી (ગુજરાતની)
શ્રેઢી સ્ત્રી. (સં.) 'પ્રોગ્રેશન' (ગ.)
કૂંઢું વિ. ગૂંછળા જેવા વળાંકવાળું (શિંગડું) (૨) એવું ઢોર; ઉદા૦ કૂંઢી ભેંસ
ગાઢું વિ. (સં. ગાઢ) ઘટ્ટ, ઘાટ્ટુ (૨) અત્યંત (૩) ભારે, ઘોર
ટાઢું વિ. શીતળ, ઠંડું (૨) (લા૦) ઠરી ગયેલું, ગરમાવા વિનાનું (૩) વાસી (૪) ધીમું, મંદ (જેમકે કામમાં) (૪) ઝટ ન ઉશ્કેરાય એવું, શાંત સ્વભાવનું
ઢાંઢું ન. માનવ, શરીરનો પીઠ પાછળનો

નિતંબોનો ભાગ (૨) બળદ (૩) મરી ગયેલું ઢોર
ઢૂંઢું ન. જુઓ ઢૂંઢસું, કણસલામાંથી દાણા કાઢ્યા પછી રહેતું ફેફું
ઢેડું વિ. (ઢેઢ ઉપરથી) ઢેઢગણું
પેંઢું ન. જુઓ 'પેઢું'
પેઢું ન. (સં. પીઠક) દાંતનાં મૂળ ઢાંકતો ભાગ, અવાળુ [ખૂબ મોટું
પ્રોઢું, પ્રૌઢું વિ. (સં. પ્રૌઢ) પ્રૌઢ (૨)
બૂઢું, બૂઢ્ઢું વિ. (સં. વૃદ્ધ) વૃદ્ધ, ઘરડું
માઢું ન (સર૦ 'માઢુઆ') (ક.) માડુ, માણસ
મીંઢું વિ. મનમાં સમજે પણ બહાર દેખાવા ન દે તેવું (૨) (લા૦) ખંધું,
મેંઢું ન. ઘેટું [ધૂર્ત
મોઢું ન. (સં. મુખ) મોં, મુખ (૨) આખો ચહેરો
રીઢું વિ. વપરાઇ મજબૂત થયેલું (૨) (લા૦) દુઃખ વેઠી કઠણ થયેલું (૨) નઘરોળ, સુધરે નહિ એવું (ગુનેગાર)
રેઢું વિ. સંભાળ વિનાનું રખડતું
રેઢું વિ. જાડું રગડા જેવું
રોઢું ન. (જુઓ 'રાઢું') મોટું છાણું (૨) રોઢું
રોંઢું ન. (જુઓ રોંઢો) દિવસના ત્રીજા અને ચોથા પ્રહરની સંધિનો સમય
લોઢું ન. (સં. લોહ) લોખંડની ધાતુ (૨) (લા૦) કારીગરનાં લોખંડનાં હથિયાર
વાંઢું વિ. જેનું સગપણ ન થયું હોય તેવું
વઢું ન. (ચ.) જુઓ 'વરડું', ઉ-ઊ-ની બારખડીની નિશાનીઓ

પૂઢે અ. (પ.) આગળ, મોખરે (૫)
ઓઢો પું. જુઓ 'ઓઢાડ', આચ્છાદન, ઢાંકણનું વસ્ત્ર
કાઢો પું. (સં. ક્વાથ) તેજાના વગેરે નાખી કરેલો ઉકાળો (૨) કાવો
કાઢો પું. (કાઢવું ઉપરથી) ખેતરમાંથી વધારાનું પાણી કાઢી નાખવા કરાતી નીક
કોઢો પું (ચ.) કુહાડો (૨) વિ. પું. (લા૦) કોવાળ, કોદાળ
ટાઢો પું. (ટાઢું ઉપરથી)(લા૦) ટાઢે પેટે અંદરથી ખાળી મૂકે એવું મર્મવચન (૨) રોગ ઉપર તે તે અંગમાં દેવામાં આવતો ડામ
ઢઢ્ઢો પું. 'ઢ' અક્ષર (૨) વિ. પું. (લા૦)
ઢાંઢો પું મોટો બળદ [મૂર્ખ
ઐઢો પું ઘેટો
મોઢો પું. (મોઢું ઉપરથી) મોઢિયું
રૂં-(રોં,-રો)ઢો પું. મોટું છાણું (૨) ત્રીજા અને ચોથા પહોરની સંધિએ થતું ભોજન, ચાર વાગ્યાનું 'લંચ'
વઢો પું. જુઓ 'વડો'
વાઢો પું. ('વાઢવું' ઉપરથી) સુતાર
વાંઢો વિ. પું. કન્યા ન મળવાથી કુંવારો હોય એવો
વેઢો પું. (જુઓ 'વેઢ') આંગળી ઉપરના સાંધાની લંબગોળ હાતરી
શેઢો પું. ખેતરની ચોમેર હદે ખેડ્યા વિનાની સુકાની જમીનની પટ્ટી
સાંઢો પું. (સર૦ હિં. સાંડા) ગોની જાતનું એક પ્રાણી (જેનું તેલ વાજીકરણ દવા તરીકે વપરાય છે)

ણ

અણુ (સં. અન્) નકારવાચક અને નિષેધ-વાચક પૂર્વગ; ઉદા૦ અણસમજુ, અણગણ

-અણ (સં. અન) ક્રિયાવચક નામ બનાવનાર પ્રત્યય; ઉદા૦ જમણ

-અણ (સં આની) નારી જાતિનો પ્રત્યય; ઉદા૦ ધોબણ, માળણ

આણ સ્ત્રી. (સં. આજ્ઞા) આજ્ઞા, શાસન, સત્તા (૨) (લા૦) ઢંઢેરો (૩) મનાઈ (૪) સામાને 'શપથ' આપવા એ

ઉષ્ણ વિ. (સં.) ઊનું, ગરમ

ઊણ વિ. (સં. ઊન) ઊણું (૨) સ્ત્રી. ઊણપ [ (૩) કરોળિયાનું જાળું

ઊર્ણ ન. (સં.) ઊન (૨) તાર, તંતુ

ઋણ ન. (સં ) દેવું, કરજ (૨) (લા૦) આભારનો ભાર, પાડ

એણ ન. (સં.) એકજાતનું કાળું હરણ

ઔર્ણ વિ. (સં.) ઊનનું, ઊનમાંથી બનાવેલું

કણ પુ. (સં.) દાણો (૨) ઘણો નાનો ભાગ, પરમાણુ (૩) કાંગરી

-કણ(-ણ) ક્રિયાવાચક વિશેષણાત્મક અનુગ; ઉદા૦ બીકણ, લડકણ, મારકણ

કર્ણ પુ (સં ) કાન (૨) (ગ.) કાટખૂણ ત્રિકાણમાં કાટખૂણાની સામેની બાજૂ (૩) સુકાન (૪) (સંજ્ઞા) કુંતીનો સૂર્યથી થયેલો પુત્ર, રાધેય (૫) જયસિંહ સિદ્ધરાજનો પિતા

કાણ સ્ત્રી. મરેલા પાછળ રોવું કૂટવું એ (૨) એ પ્રકારનો ખરખરો, લૌકિક

કુણ સ. (સં.) (કા.) જુઓ 'કોણ'?

કૃષ્ણ વિ. (સં.) શ્યામ, કાળું (૨) પું. (સંજ્ઞા) વિષ્ણુનો આઠમો અવતાર, કહાન વાસુદેવ

કોણ સ. (સં. કઃ પુનઃ) બહુધા માણસ માટે પ્રશ્નાર્થક સર્વનામ

કોણ પું. (સં.) ખૂણો

ક્ષણ સ્ત્રી. (સં.) વખતનું એક માપ, સેકંડનો ⅘ ભાગ (૨) (લા૦) છેક જૂજ સમય (૩) તક

ક્ષીણ વિ. (સં.) ઘસાઇ ગયેલુ (૨) સુકાયેલું (૩) (લા૦) નબળું (૪) ગરીબ

ક્ષુણ્ણ વિ. (સં.) ખોદેલું (૨) ખાંડેલું (૩) દળેલું (૪) પગ તળે વટાયેલું (૫) (લા૦) બરોબર વિચારાયેલું

ખણ સ્ત્રી. ('ખણવું' ઉપરથી) વલૂર, ચેળ, ખંજવાળ (૨) એક જાતની ગરોળી

ખણ પું. (મ.) ટેબલ કે કબાટનું ખાનું

ખાણ સ્ત્રી. (સં. ખનિ) ખનિજ પદાર્થો ખોદી કાઢવા કરેલી માટીની લાંબી ઊંડી ખાડ (૨) જુવાર વગેરે ભરી રાખવા જમીનમાં કરવામાં આવતો ખાડો (૩) (લા૦) ભંડાર

ખીણ સ્ત્રી. (જુઓ 'ખિંડ') પર્વતના બે ઊંચા ભાગ વચ્ચેનો પ્રદેશ (૨) બે ટેકરીઓ વચ્ચે આવેલો સાંકડો માર્ગ (૩) નદીની બેઉ બાજૂનો નીચાણવાળો વિસ્તૃત પ્રદેશ

ખૂણ સ્ત્રી. (જુઓ 'ખૂણો') હરકોઇ બે દિશા વચ્ચેનો ખૂણો (ઈશાન અગ્નિ

નૈઋત્ય અને વાયવ્ય)
ખૂણ સ્ત્રી (મ) નિશાની, ચિહ્ન
ગણ પું. (સં.) ટોળું, મંડળ (૨) જાત, વર્ગ (વ્યા.) (૩) શિવનો સેવક સમુદાય (૪) છંદઃશાસ્ત્રમાં ત્રણ ત્રણ અક્ષરનો ખંડ; ઉદા૦ સગણ, મગણ વ૦ (૫) છંદ.શાસ્ત્રમાં ચાર ચાર માત્રાનો પડતો એવો ગણ.
ગણ પું. (સં. ગુણ) ગુણ (૨) પાડ
ગુણ પું. (સં.) જાતિસ્વભાવ, ધર્મ (૨) સદ્ગુણ (૩) પ્રકૃતિના ત્રણ ધર્મ–સત્ત્વ રજસ તમસ (૪) એ પરથી ત્રણની સંખ્યા (૫) (લા૦) સારી અસર, ફાયદો (૬) ઉપકાર (૭) દોરો (૮) પણછ–ધનુષની દોરી (૯) દોકડો, 'માર્ક' (૧૦) (વ્યા.) સ્વરોના બે ધર્મ–ગુણ વૃદ્ધિમનો પ્રથમ (૧૧) (કા૦ શા૦) કૃતિનું રસપ્રદ લક્ષણ (શૈલી લાલિત્ય વગેરે) (૧૨) વિ. (સંખ્યાને અંતે સમાસમાં) ગુણિત, –ગણું; ઉદા૦ દ્વિગુણ, ચતુર્ગુણ
ગૂણ સ્ત્રી. (સં. ગોણી) થેલો, કોથળો (૨) છાલકું (ગધેડા ઉપરનું) (૩) ચાર સાડાચાર મણનું માપ
ગૂણ પું. (સં. કૌણિક) કાટખૂણો (કારીગરનો)
ગૌણ વિ. (સં) મુખ્ય નહિ એવું, પેટામાં આવતું (૨) (લા૦) મ.મકી
ઘણ પું. (સં. ઘન) મોટો ભારે હથોડો
ઘણ પું. (સં. ઘુણ) લાકડામાં થતો એક કીડો
ઘાણ પું (દે.) એક ફેરે રંધાય તળાય કે કચરાય ખંડાય એટલો જથો (૨) (લા૦) સંહાર, ખરાબી
ઘાણ પું. (સં. ઘન) મોટો હથોડો, ઘણ
ઘાણ (સં. ઘુણ) લાકડું કોરી નાખનાર કીડો (પ.)
ઘાણ પું. (સં. ઘ્રાણ) ગંધ, બદબો
ઘુણ પું. (સં.) લાકડું કોરી ખાનારો એક કીડો [ઇંદ્રિય
ઘ્રાણ ન (સં.) વાસ, ગંધ (૨) નાકની
ચણ સ્ત્રી ('ચણવું' ઉપરથી) પંખીઓને ચણવા માટે નંખાતું અનાજ
ચણ સ્ત્રી. (જુઓ ચીણ) કરચલીવાળી કપડાની સીવણી
ચીણ સ્ત્રી. ('ચીણવું' ઉપરથી) સ્ત્રીઓની કોટનું એકજાતનું ઘરેણું (૨) ઘાઘરા નેફા આગળની તેમજ કુડતાં વગેરેની એવી કરચલીઓ [ખોરાક, ચણ
ચીણ સ્ત્રી. (જુઓ 'ચણ') પંખીઓનો
ચીણુ ન. માટી મીઠું વગેરે ખોદવાનું ઓજાર [શોધ (પક્ષીની)
ચૂણ સ્ત્રી. ('ચૂણવું' ઉપરથી) ખોરાકની
ચૂણ સ્ત્રી. ચૂણી, ચણ [ચૂરણ, ભૂકો
ચૂર્ણ વિ. (સં.) ચૂરો થયેલું (૨) ન.
ચેણુ ન. (ર૧૦) છછૂંદર
છાણ ન (દે.) ગાયભેંસની વિષ્ઠા, ગોબર (૨) (લા૦) કૂસ [વ્યક્તિ
જણ પું. ન. (સં. જન) પુરુષ (૨)
જાણ સ્ત્રી. ('જાણવું' પરથી) જ્ઞાન, માહિતી (૨) ઓળખાણ [જ્ઞાતા
જાણ વિ. ('જાણવું' ઉપરથી) જાણકાર,
જીણ સ્ત્રી. ન. (સર૦ દે ઝીણ=અંગ) કેરીમાં ગોટલી પરનું રૂંવાટીવાળું

સખત પડ [ગયેલું, તદ્દન જૂનું
જીર્ણ વિ. (સં.) પચાઈ કે ખવાઈ
ઝણ સ્ત્રી. વરસાદની ફરફર (૨) પાણીની એવી ફરફર
ઝણ અ. (રવા૦) ઝણઝણાટ [રજોટી
ઝીણ સ્ત્રી. ('ઝીણું' ઉપરથી) ઝીણી
ઝીણ સ્ત્રી. (જુઓ 'ઝણ') વરસાદની ફરફર (૨) પાણીની એવી ફરફર
ઝીણ સ્ત્રી. (ઝીણું ઉપરથી) ઝીણ, ઝીણી રજોટી (જેમકે પીંજાતા રૂની, તમાકુની વ૦)
ઝેણ સ્ત્રી. વરસાદની ફરફર (૨) પાણીની એવી ફરફર (૨) (લા૦) ક્રોધની ધ્રુજારી-કમકમી
ટોણ(-ણું) ન., -ણો પું. (ફા. તાનહ્) મહેણું, મર્મવચનનો ઠોક (૨) જાદૂટોણું
ઠાણ ન (સં. સ્થાન) સ્થાન જગ્યા, ઠામ (૨) (સર૦ મ.) તબેલો (૩) (લા૦) ઘોડીની ઋતુદશા (૪) ઘોડીની પ્રસુતિ
ઢાણ સ્ત્રી. પ્રકૃતિ, રીત, ઢબ, શરીરનો
ઢોણ સ્ત્રી. વાંધો, નુકસાન [હાવભાવ
તાણ સ્ત્રી. ('તાણવું' ઉપરથી) શરીરની નસોની ખેંચ (૨) (લા૦) તંગી, અછત (૩) આગ્રહ, ખેંચ
તાણ ન. ('તાણવું' ઉપરથી) પાણીના વહેણનું-તાણી જવાનું જોર (૨) શરીરની નસોની ખેંચ
તીક્ષ્ણ વિ. (સં.) બારીક અણીવાળું (૨) (લા૦) આકરું, તીખું (ભાષણ) (૩) ચકોર, ચપળ, કુશાગ્રબુદ્ધિનું
તૂણ ન (સં.) ભાથો, તીર રાખવાનું
તૃણ ન. (સં.) તરણું, ઘાસ [ખોખું
ત્રણ વિ. (સં. ત્રિ-ત્રીણિ) '૩' [શરણ
ત્રાણ ન (સં.) રક્ષણ, બચાવ (૨)
દાણ ન. (સં. દાન) જકાત (૨) ન. (ફા.) (રમતમાં) વારો, દાવ
દૂણ સ્ત્રી. ('દૂણાવું' ઉપરથી) દૂણાવું એ, દૂભાયાની અસર
દેણ વિ ('દેવું' ઉપરથી) દેનારું (સમાસને અંતે); ઉદા૦ સુખદેણ
દેણુ ન. ('દેવું' ઉપરથી) દેવું, કરજ (૨) સરકાર-ભરણું (૩) (લા૦) ઉપકારનું દબાણ
દ્રોણ પું. (સં.) (સંજ્ઞા) પાંડવ કૌરવોના ગુરુ (૨) હોજ (૩) ઘડો (૪) પડિયો (૫) કાગડો (૬) પું. ન. એક માપ (એક કે ચાર આઢક જેટલું)
ધણ સ્ત્રી. (સં. 'ધેનુ' ઉપરથી) સીમંતિની સ્ત્રી, પ્રથમવારની સગર્ભા સ્ત્રી
ધણ ન. (સં. ધન) ગાયોનું ટોળું
ધણ અ. (રવા૦) પોલી વસ્તુનો અવાજ
ધેણ(-ન) સ્ત્રી. (સં. 'ધેનુ' ઉપરથી) ધણ, સીમંતિની સ્ત્રી, પ્રથમવારની સગર્ભા સ્ત્રી
ધોણ ન ('ધોવું' ઉપરથી) ધોવું એ (૨) ધોવણ (એંઠવાડ વગેરેનું)
નેણ ન. (સં. નયન) નયન (પ.) (૨) પૂજામાં દેવ-દેવીને ચોડાતી કાચ વગેરેની આંખ
પણ ન. (સં.) પ્રતિજ્ઞા, ટેક, વચન, નેમ (૨) શરત, હોડ (૩) પુ એક પ્રાચીન સિક્કો

પણ અ. (સં. પુનર્) પરંતુ (વિરોધ-વાચક ઉભયાન્વયી) (૨) વળી, ઉપ-રાંત, સુધ્ધાં
-પણુ ન. (જુઓ 'પણું') નામ વિશેષણ કે સામાન્ય કૃદંત ઉપરથી ભાવવાચક નામ બનાવતો અનુગ; ઉદા૦ ગાંડપણુ, [સોળપણુ
પર્ણ ન. (સં.) પાંદડું
પાણુ સ્ત્રી. (સં. પાષ્ણિ) ચોથો ભાગ, ચોથો ભાગ દર્શાવનારી કાના જેવી ઊભી લીટી (૨) સંસ્કૃતમાં વાક્યને છેડે આવતી ઊભી લીટી (૩) (લા૦) ચાર આના
પાણુ ન. (સં. પાન) ખેતરના પાકને પાણી પાવું એ (૨) કાંજી, પવાત
પાણુ પુ (સં. પાણિ) હાથ (પ.)
પૂર્ણ વિ. (સં.) અકબંધ પૂરું (૨) સમાપ્ત (૩) (લા૦) ન. મીંડું, શૂન્ય
પેણ સ્ત્રી. (અં. પેન) પથ્થરપેન
પેણ અ. પણે (ચ.)
પોણ ન. (જુઓ 'પણ') પ્રતિજ્ઞા
પ્રણ ન. (જુઓ 'પણ') હોડ
પ્રાણ પું. (સં.) શ્વાસનો વાયુ (૨) જીવ (૩) (લા૦) જીવનશક્તિ, બળ
ફીણ ન. (સં. ફેન) પ્રવાહી પર થતો ધોળો પદાર્થ
ફેણ સ્ત્રી. જુઓ 'ફણા' (૨) ત્રાંબાના કોડિયા ઉપરની જીભ
ફેણ ન (સં. ફેન) ફીણ
બાણ ન. (સં.) તીર (૨) એક આતશ-બાજી (૩) (લા૦) શિરબિંગ (૪) જ્યાં ભરતીનું પાણી આવતું હોય તે ખાડીની જમીન (૫) ખેતરની હદ બતાવવા દાટેલો પથ્થર કે બીજી વસ્તુ (૬) પગલું (૭) પું. (સંજ્ઞા) બાણા-સુર, ઓખાનો પાલક પિતા
ભાણ પું. (સં. ભાનુ) સૂર્ય (૨) (સંજ્ઞા) સૌરાષ્ટ્રના જેઠવા વંશનો એક જૂનો પ્રતાપી રાજા
ભાણ પું. (સં.) નાટકનો એક ગ્રામ્ય પ્રકાર જેમાં એક જ પાત્ર રંગભૂમિ પર આવે છે. [મોડું થવું દર
ભોંણ ન. (સં. ભવન) (કા.) અંદરથી
ભ્રૂણ પું. (સં.) કાચો ગર્ભ
મણ પું (અ મન્ન) ચાળીસ શેરનું તોલ કે માપ
માણ સ્ત્રી (સં. માણિ) પાણી ભરવાનું વાસણ, મોટી ગાગર (૨) પૌરાણિક માણભટ્ટો કથા ગાતાં વગાડવા માટે રાખે છે તે મોટી ગાગર
માણ સ્ત્રી. માંડણી, ઉતરડ
માણ સ્ત્રી. ખમીર, ખટાશ
માણ સ્ત્રી. ન. ('મોવું' ઉપરથી) મોવણ
માણ સ્ત્રી. (સં માન) હદ, સીમા
માણ સ્ત્રી. ('મીણો' ઉપરથી) કેફ
માણ સ્ત્રી ('માણવું' ઉપરથી) માણવું એ
માણ અ. 'જુઓ માણમાણ.' માંડમાંડ
મીણ ન. મધપૂડામાંથી મધ ગયા પછીનો ચીકણો પદાર્થ (૨) (લા૦) પરાજયની કબૂલાત 'મીણું' શબ્દથી કહેવાય એ
મોણ ન. (જુઓ મોવણ) મોવું એ (૨) એ માટે વપરાતું ચીકટ (તેલ ઘી વ૦)
રણ ન. (સં. અરણ્ય) રેતીનું મેદાન કે પ્રદેશ (૨) રાન, વગડો (૩) (લા૦) સખત તાપ

**રણુ** ન. (ગ્રે. ઋણ) દેવું, કરજ [યુદ્ધ
**રણ** પું. ન. (સં.) યુદ્ધનું મેદાન (૨)
**રાણુ** સ્ત્રી. (ચ., કા.) રાયણનું ઝાડ
**રુગ્ણ** વિ. (સં.) માંદું, રોગીલું
**રેણુ** સ્ત્રી (સં. રજની) રાત્રિ
**રેણુ** સ્ત્રી. (સં. રેણુ) રજ
**રેણ** ન. ('રેવવું' ઉપરથી) ધાતુની સાંધ કરવાનું ઝારણ
**રોણ** સ્ત્રી. (જુઓ 'રોન') રાતની ચોકી
**રોણ** સ્ત્રી. (સં. રોહિણી) રોહિણી નક્ષત્ર કે એ નક્ષત્રનો સૂર્ય હોય તે સમય
**લૂણ** ન. (સં. લવણ) મીઠું, નિમક
**લેણ** વિ. ('લેવું' પરથી) લેનાર એ અર્થમાં શબ્દને છેડે; ઉદા૦ જીવલેણ (૨)
**લેણ** સ્ત્રી. જુઓ 'લેંડ' [ન. લેણું
**વણ** ન (દે. બઉણી) વેણ, કપાસનો છોડ
**વણ** અ (સં. વિના) વિના (પ.)
**વર્ણ** પું (સં.) રંગ (૨) રૂપ (૩) અક્ષર (૪) પ્રકાર (૫) (લા૦) પું. સ્ત્રી. હિંદુસમાજના ચાર વિભાગમાંનો દરેક (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર) (૬) જ્ઞાતિ; ઉદા૦ ૧૮ વર્ણ
**વાણ** સ્ત્રી. (સં વાણી) વાણી, બોલી (પ)
**વાણ** સ્ત્રી. તંગી, કસર
**વાણ** ન. ('વણવું' ઉપરથી) કાથી, ખાટલો ભરવામાં વપરાતી દોરી
**વિણ** અ. (સં. વિના) વિના (પ.)
**વીણ** સ્ત્રી. (સં. વેદના) પ્રસવની પીડા
**વેણ** (-ન) પું. (સં. વેન) (સંજ્ઞા) રાજા પૃથુનો પિતા, એક ભારે જુલમી પૌરાણિક રાજા
**વેણ** સ્ત્રી. કપાસનો છોડ, વેણ
**વેણ** સ્ત્રી. (સં. વેદના) પ્રસવની પીડા
**વેણ** ન. (સં. વચન) વચન, બોલ
**વેણ** સ્ત્રી. (સં. વેણી) 'વેણી' જુઓ (પ.)
**વોણ** પું. (સં. વહન) સીમમાં પાણીથી ભરાતો લાંબો ખાડો [છોડ (કા.)
**વોણ** ન. (દે. બઉણી) વણ, કપાસનો
**શ્રણ** પું. ન. (સં) ધારું, નારું
**શણ** ન. (સં.) ભીંડીની જાતનો એક છોડ (૨) એના રેસા
**શાણ** પું. (સં.) કસોટીનો પથ્થર (૨) ન. પા તોલો, ચાર માસાનું વજન
**શીર્ણ** વિ. (સં.) તૂટી ગયેલું (૨) જીર્ણ (૩) ચીમળાઈ કે સુકાઈ ગયેલું (૪) ક્ષીણ, કૃશ
**શુષ્ણ** પું. (સં.) સૂર્ય
**શેણ** પું. (સં. સ્વજન) સ્વજન, સગું
**શોણ** વિ. (સં.) રાતું (૨) ન. લોહી (૩) (સંજ્ઞા) એ નામની એક ઉત્તર હિંદની નદી
**સુણ** સ્ત્રી. સાંભળવું એ, શ્રવણ (પ.)
**સેણ** પુ સ્ત્રી. ન (સં સૃણી-અંકુશ) ખીલી (બારીબારણા વ૦નાં સાલની અંદર નાખવામાં આવતી વાંસ વ૦ની)
**સોણ** ન ('સોવું' ઉપરથી) સૂપડાથી મોલાવી કે ઝાટકીને બહાર કાઢેલો ભૂંડો તથા ઝીણો દાણો
**સ્ત્રૈણ** વિ. (સં.) સ્ત્રી. જેવુ (૨) (લા૦) બોકણ અને વેવલું, નામર્દ (૩) ન સ્ત્રીત્વ (૪) નામર્દાઈ
**સ્વર્ણ** ન (સં,) સુવર્ણ, સોનુ
**હાણ** સ્ત્રી (સં. હાનિ) નુકસાન, હાનિ

હીણ વિ. (સં. હીન) વગરનું, વિનાનું, ઓછું, કમ (૨) (લા૦) અધમ, નીચ (૩) હલકું, ઊતરતું (૪) ભેગવાળુ
હૂણ પું (સં.) એક પ્રાચીન પરદેશી જાતનો માણસ (૨) જર્મન (કટાક્ષમાં)
શેણ સ્ત્રી. (સં. શયન) તળાઇ, બિછાનું
કણા સ્ત્રી. (સં.) લીંડીપીપર (૨) છરું (૩) બારીક ભાગ (૪) એક જાતની માખી [પાંડવોની પત્ની
કૃષ્ણા સ્ત્રી. (સં.) (સંજ્ઞા) દ્રૌપદી,
ખાણાં ન. બ. વ. (સં. ઉપાખ્યાન) બાળ-ઉખાણા, સવાલ જવાબરૂપે બોલાતી કડીઓ [(લા૦) તિરસ્કાર
ઘૃણા સ્ત્રી (સં) દયા, અનુકંપા (૨)
જેણા સ્ત્રી (ક.) ધીરજ
તૃષ્ણા સ્ત્રી. (સં.) તીવ્ર લાલસા
નાણાં ન. બ વ. ('નાણું'નું બહુવચન) પૈસા (૨) કીમત
પોણા પું. બ. વ., -ણાં ન. બ. વ. (સં. પાદોન) પોણાના આંકના ગડિયા (૧×૦ાાા=૦ાાા)
રેણા સ્ત્રી (સં.) સાપની રેણુ
ફીણાં ન બ. વ. (જુઓ 'ફીણ') ફીણના ગોટેગોટ
રેણા સ્ત્રી. દરદનું શમવું એ
મણા સ્ત્રી. (સં મનાક્) ઊણપ, ખામી
વીણા સ્ત્રી. (સં.) બીન, એક તંતુવાદ્ય
ક્ષોણિ(-ણી) સ્ત્રી. (સં.) પૃથ્વી (૨)
પાણિ પું. (સં.) હાથ [એકની સંખ્યા
મણિ પું. (સં.) કીમતી પથ્થર, રત્ન
વૃષ્ણિ પું. (સં સંજ્ઞા) શ્રીકૃષ્ણનો એક
વેણિ (-ણી) સ્ત્રી. જુઓ 'વેણી' [પૂર્વજ
શ્રેણિ (-ણી) સ્ત્રી (સં.) પંક્તિ, હાર
સૃણિ (-ણી) સ્ત્રી. (સં.) હાથીનો અંકુશ
અણિ(-ણી) સ્ત્રી (સં.) વસ્તુનો ઝીણો તીક્ષ્ણ છેડો (૨) ટોચ, શિખર (૩) છેક છેડાનો ભાગ, અવધિ, અંત (૪) (લા૦) કટોકટીનો સમય
એણી સ્ત્રી. (સં.) કાળા મૃગની માદા
એણી સ. ('એ'નું સ્ત્રી.) એ, પેલી (૫)
કણી સ્ત્રી. (સં.) નાનો કણ
કૂણી સ્ત્રી. (ચ., કા.) જુઓ 'કોણી'
કૃષ્ણી સ્ત્રી. (સં.) અંધારી રાત
કોણી સ્ત્રી. (દે. કુહની) બાવડા અને હાથ વચ્ચેનો સાંધો (૨) એ સાંધાનું પાછલું અણીદાર હાડકું
ખાણી સ્ત્રી. (જુઓ 'ખાણ') ખાણ, ઉત્પત્તિસ્થાન (૨) (લા૦) ભંડાર
ખાણી સ્ત્રી. ('ખાવું' ઉપરથી) ખાવું એ; ઉદા૦ ખાણી-પીણી
ગુણી વિ. (સં. ગુણિન્) સદ્ગુણી (૨) વિ. પું. ગુણવાન પુરુષ (૩) કલાકોવિદ (૪) (લા૦) ભાટ ચારણ વગેરે પ્રશંસક જાત (૫) જંતરમંતર જાણનાર
ઘાણી સ્ત્રી. (દે. ઘાણ) તેલીબિયાં પીલવાનું યંત્ર (૨) (લા૦) ન ખૂટતું કામ
ચૂણી સ્ત્રી. કપડાની બાયની કરચલી
છીણી સ્ત્રી. ('છીણવું' ઉપરથી) છીણવાનું સાધન (૨) લાકડાં ફાડવામાં વપરાતી લોઢાની ફાચર (૩) ધાતુ કાપવાનું લોઢાનું વીંધણું [(૨) દીકરી
જણી સ્ત્રી. (જુઓ 'જણ') સ્ત્રીવ્યક્તિ
જેણી સ. 'જે'નું સ્ત્રી. ('તેણી'ના સંબંધમાં) (૫.)

ચણવામાં વપરાતો પકવેલો પથ્થર (૨) એમાંથી કાલવી બનાવેલો પાનમાં ખાવાનો એવો પદાર્થ
ચેનો પું. (સં. ચેતન) (લા૦) ઉત્કંઠા, લાલસા (૨) ફિકર, કાળજી
જીનો પું. (ફા.) દાદરબારી (૨) અલગ કાઢેલી સીડી
તાનો પું. (અ.) ટોણો, મહેણું (૨) ક્રોધ [વિવેકી
દાનો વિ. પું. (ફા. દાના) ડાહ્યો, સમજુ,
નન્નો પું. નકાર, ના પાડવી એ
નાનો પું. માનો બાપ, આજો
પનો પું. (ફા. પહ્‌ના) કાપડની પહોળાઈ (૨) કોઈ વસ્તુની પહોળાઈ
પાનો પું. (સં. પ્રસ્નવ) વાત્સલ્યથી માતાની છાતીમાં દૂધ ઊભરાઈ આવવું એ (૨) પારસો, પાહો (૩) (લા૦) પોરસ, ઉત્સાહક વેણ
ફેનો પું. (સં. ફેણ) લંગરનાં દોરડાં વગેરે નાખવાનો વહાણનો આગળનો ભાગ
બનો પું. (સં. વર્ણિક=બ્રહ્મચારી વેશ-ધારી, હિં. બના) વરરાજા (૨) વિવાહમાં ગાવાનું ગીત
મનો (સં.) સમાસમાં ઘોષ વ્યંજન પૂર્વેનું 'મનસ્'નું સંસ્કૃત રૂપ; ઉદા૦ મનોમય, મનોરથ
મીનો પું (ફા. મીના) સોના ચાંદી પરનું રંગીન ચિત્રકામ, મીનાકારી
મેનો પું. ('મ્યાનો'-જુઓ) મ્યાનો
મ્યાનો પું. (ફા મિયાનહ્) એક જાતની પાલખી, મેનો
વનો પું. (સં. વિનય) વિવેક
વાનો પું. (સં. વર્ણક) એક સુગંધીદાર પદાર્થ (૨) લેપ, પીઠી
સનો પું. (ફા.) આવેગમય ઇચ્છા
સીનો પું. (ફા.) છાતીનો ફેલાવ (વીરતામય) [સફેદ કાપડ
સેનો પું. (અં.) એક જાતનું સુતરાઉ
હનો પું. (સર૦ મ. હણા) (કા.) ઘોડીના પલાણ ઉપર નાખવાનો ખડિયો
હનો પું. (સં. સંજ્ઞા) (ચ.) સ્મૃતિ કે સંભારણું આપવું એ
હિનો પું. (ફા.) મેંદી, હેના

## પ

અપ ઉપ. (સં.) શબ્દને લાગતાં 'નીચેનું' 'ઊતરતું' 'હીન' 'ખરાબ' વગેરે ભાવ બતાવે છે; ઉદા૦ અપશબ્દ, અપમાન, અપરાધ
અપ ન. (સં. અપ્) પાણી
અલ્પ વિ. (સં.) થોડું (૨) (લા૦) ક્ષુલ્લક, નજીવું, તુચ્છ
આપ (સં. આપઃ પ્ર. બ. વ) પાણી
આપ ન. (સં. આત્મા) પોતાપણું, અહંતા (૨) પોતાનું શરીર (૩) સ. તમે (માનાર્થે) (૪) પોતે, ખુદ
ઉપ (સં.) 'પાસે,' 'નજીક' એવો અર્થ ('અપ'થી ઊલટો) બતાવે છે; ઉદા૦ ઉપનિષદ, ઉપગમ (૨) નામની સાથે 'ગૌણ' 'ઊતરતું' એવા અર્થમાં; ઉદા૦ ઉપકથા, ઉપનામ
ઓપ પું. (દે. ઓપ્પ) ચળકાટ, ઢોળ (૨) (લા૦) સફાઈ, શોભા
કપ પું. (મ.) જામગરી
કપ પું. (અં.) પ્યાલો, પવાલું

કલ્પ પું. (સં.) બ્રહ્માનો એક દહાડો–અર્થાત્ ૪,૩૨૦,૦૦૦,૦૦૦ વર્ષોનો સમય (૨) ધર્મકર્મનો વિધિ (૩) વિહિત વિકલ્પ (૪) આચાર (૫) એક વેદાંગ જેમાં યજ્ઞક્રિયા ઇત્યાદિનો ઉપદેશ છે (૬) સંકલ્પ (૭) અભિપ્રાય (૮) વિ. શબ્દને અંતે 'જેવું' 'સદશ'ના અર્થમાં; ઉદા૦ દ્રીપકલ્પ

કંપ પું. (સં.) ધ્રુજારી, કંપારો

કાપ પું. (જુઓ ('કાપવું') કાપવું એ (૨) કાપવાથી પડતો વાઢ, કાપો (૩) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું (૪) કાપવાની રીત, વેતરવાની રીત

કાંપ પું. (સં. કંપ) કાળો–ચીકણો ઠરેલો કાદવ

કૅંપ, કૅમ્પ પું. (અં. કૅમ્પ) છાવણી (૨) જ્યાં છાવણી હતી ત્યાં વસી ગયેલો નગર-ભાગ [કંપારો

કાંપ પું. (સં. કંપ) કંપ, ધ્રુજારો,

કૂપ પું. (સં.) કૂવો (પાણીનો) (૨) કૂવાસ્તંભ (વહાણનો)

કૃપ પું. (સં.) (સંજ્ઞા) દ્રોણાચાર્યનો સાળો, કૃપાચાર્ય

કોપ પું. (સં.) ક્રોધ, રોષ (૨) (લા૦) નાશકારક આફત, અજબ

ક્ષેપ પું. (સં.) ફેંકવું-નાખી દેવું એ (૨) (લા૦) ગાળવું-ગુમાવવું એ (સમયનું)

ખપ પું. (સં. ક્ષપ્ ઉપરથી) વાવર, વપરાશ (૨) ઉપયોગ, અગત્ય, જરૂર (૩) તંગી, ખોટ (૪) માલનો ઉપાડ, ખપત

ખાપ સ્ત્રી. દર્પણ (૨) અબરખની પતરી

ખાંપ વિ. લાંબું છટ થઈને પડેલું

ખૂંપ પું પરણવા જતાં વરને પહેરવાનો ફૂલનો એક શણગાર

ખેપ સ્ત્રી. (સં. ક્ષેપ) ભાર લઈને કોઈ દૂરની જગ્યાએ જઈ આવવું એ (૨) લાંબી મુસાફરી, સફર (૩) ફેરાનું મહેનતાણું (૪) ધોબીને ધોવા આપેલાં કપડાંની ગાંસડી (૫) વેપારની વસ્તુનું એક દેશથી બીજે દેશ આવવું એ (૬) પજવાડે લાગવું એ, ખંત (૭) હપતો, વારો

ખોપ પું. નેતર, બરુ (૨) વાદળું (૩) (કા.) દેવું, કરજ [ખોટી વાત

ગપ સ્ત્રી. (ફા.) ઊડતી વાત, અફવા (૨)

ગપ (–બ) અ. (રવા૦) ગબ, ઝટ

ગોપ પું. (સં.) ગોવાળિયો

ચપ અ. (રવા૦) ચટ દઈને, એકદમ

ચાપ ન. (સં.) ધનુષ (૨) (ગ.) 'આર્ક ઑફ એ સર્કલ,' વર્તુલ–ખંડ

ચાંપ સ્ત્રી. (જુઓ 'ચાંપવું') કોઈ પણ યંત્ર કે યુક્તિને ચાલુ કે બંધ કરવાની કળ (૨) નાનો ઉલાળો (૩) પૈસાનું પાકીટ (સુ.) (૪) (લા૦) દાબ, ધાક (૫) સાન, ચેતવણી (૬) કાળજી

ચીપ સ્ત્રી. (જુઓ 'ચીપવું') લાંબી ચપટી પટી, ચીપટ (૨) પત્તાં ચીપવાનું કામ કે એની વારી

ચુપ અ.(હિં. ફા. 'ચુપ', ચુપકીથી ગાલનું) શાંત કે મૂક (૨) શાંત કે મૂક રહેવાને સમજની નિશાની કે ઉદ્ગાર

સુન્ની વિ. (અ) એ નામના મુસલમાની પંથનું (૨) પું. એક મુસલમાની સંપ્રદાય

જ્ઞાની વિ. (સં. જ્ઞાનિન્) જ્ઞાનવાળું (૨) સમજદાર (૩) વિદ્વાન

જ્ઞાની વિ. (સં. 'યાજ્ઞિક' ઉપરથી 'જાની' પછી સુધારેલું રૂપ) જાની, બ્રાહ્મણોની એક અટક

અનુ ઉપ. (સં.) 'પછી' 'પાછળ' 'સાથે' 'સાથેસાથે' 'ને મળતું' 'ને ગોઠતું' એવો અર્થ બતાવે છે; ઉદા૦ અનુસાર, અનુગ્રહ (૨) નામ પૂર્વે 'વારંવાર' અર્થમાં; ઉદા૦ અનુશીલન (૩) અવ્યયીભાવ સમાસમાં 'પ્રત્યેક' 'ક્રમશઃ' એવા અર્થમાં; ઉદા૦ અનુદિન, અનુક્ષણ

ઊનું વિ. (સં. ઉષ્ણ) ગરમ, તપેલું

કાનું ન. (મ. કાનત) એક વાજું

ખન્નું ન. અથાણું (બીલીમાં)

ખાનું ન. (ફા) ઘર, ઘરનો ભાગ, ખંડ (૨) ભંડાર, નિધિ (૩) પેટી પટારો કે મેજ-કબાટ વગેરેમાં વસ્તુ મૂકવા કરેલું ઘર (૪) લખાણ માટે અલગ પડાતો વિભાગ કે કોઠો

ગાનું ન. (ચ.) (રોગથી) ગંઠાઈ ગયેલો તુવેરનો દાણો

ચૂનું ન. (સં. ચૂર્ણક) કોળ ભરકતાં પડેલો ઝીણો ભૂકો

છન્નુ (-નું) વિ. (સં. ષણ્ણવતિ) '૯૬'

છાનું વિ. (સં. છન્ન) ગુપ્ત (૨)(લા૦) મૂંગું

જહ્નુ પું. (સં.) (સંજ્ઞા) એક પૌરાણિક પ્રાચીન રાજા-જેના ઉપરથી 'ગંગા'નું નામ 'જાહ્નવી' પડ્યું છે

જાનુ સ્ત્રી. (સં.) ઘૂંટણ, ગોઠણ

જૂનું વિ. (સં. જૂર્ણ) પુરાણું, પ્રાચીન, અગાઉનું (૨)જર્જરિત, જીર્ણ (૩) ઘણો સમય થયો હોય તેવું; ઉદા૦ જૂનો ગોળ, જૂનો મિત્ર (૩) ઘણો સમય વાપરેલું હોય તેવું; ઉદા. જૂનું ગોદડું (૪) (લા૦) રીઢું, નામીચું, અનુભવી; ઉદા૦ જૂનો નોકર-પાપી-જોગી ઇ૦

તનુ વિ. (સં.) કૃશ, પાતળું, નાજુક, (૨) થોડું (૩) નાનું (૪) સુંદર

તનુ (-નૂ) સ્ત્રી. ન. (સં.) શરીર

થીનું વિ. (સં. સ્ત્યાન) થીણું, થીજેલું, ઘટ્ટ, જામેલું (ઘી વગેરે)

દનુ સ્ત્રી. (સં) (સંજ્ઞા) દાનવોની માતા, કશ્યપની સ્ત્રી

ધનુ ન (સં.ધનુસ્) કામઠું, ચાપ

ધેનુ સ્ત્રી. (સં.) ગાય

નન્નુ ન. (સંજ્ઞા) 'નાનો'નું લઘુતાવાચક કે વહાલસોયુ રૂપ (માણસ માટે)

નાનું વિ. (સં. શ્લક્ષ્ણ) સરખામણીથી કદમાં ઓછું (૨) ઉમરમાં અલ્પ (૩) (લા૦) હલકું, ઊતરતું

પનું ન. (સં. પ્રસ્નવ) કેરી વગેરેનું કરાતું ખટમધુરું પ્રવાહી-પીણું, પણો

પન્નું (ન. સર૦ હિં. મ. પન્ના) એક જાતનો લીલા રંગનો હીરો, પાનું

પાનું ન. (જુઓ 'પન્નુ') પન્નું, એક એક લીલો હીરો

પાનું ન. (સં. પર્ણ) પાંદડું (૨) ચોપડીનું પૃષ્ઠ (૩) ગંજીફાનું પત્તું (૪) ચપ્પુ છરી ઇ૦નું ફળું (૫) (લ૦) જિંદગીભરનો સંબંધ (બહુધા બ. વ )(૬) નસીબનું પાનિયું
બાનુ સ્ત્રી. (ફા.) સારા ઘરની સ્ત્રી, સન્નારી
બાનું ન. (જુઓ 'બાન') સોદાના સાટાપેટે અગાઉથી અપાયેલું નાણું કે કોઈપણ ચીજ
ભાનુ પુ. (સં.) સૂર્ય
ભીનું વિ. (સં. ભિન્ન) પલળેલું (૨) કાળા રંગની ઝાંઇવાળું; ઉદા૦ ભીનો વાન
ભૂનું ન. (સં. ભુગ્ન) પીપળાનું ફળ
મનુ પું. (સં.) (સંજ્ઞા) વિવસ્વતનો પુત્ર આદિમાનવ, માનવકુળનો ઉત્પાદક (૨) બ્રહ્માના ચૌદ પુત્રોમાંના દરેક-જેમનાથી મન્વંતર ગણાય છે
વનું વિ. (સં. વિના) 'વિનાનું' એવા અર્થમાં નામને લાગી વિ૦ બને છે; ઉદા૦ 'ભાન-વનું'
વાનું ન (જુઓ 'વાની') વસ્તુ, ચીજ, જથ્થો (૨) માંગલિક પ્રસંગની પૂર્વે સમુહૂર્ત લીધું હોય ત્યારથી શરૂ થતો પ્રત્યેક દિવસ; ઉદા૦ લગ્ન કેટલાં વાનાંનાં લીધાં છે ? (કા.)
સુનું ન. (સં. સ્વર્ણ) સોનું
સુનુ પું. (સં.) પુત્ર
સુનું વિ. (સં. શૂન્ય) (લા૦) નિર્જન, ઉજ્જડ (૨) સંભાળ કે રક્ષણ વિનાનું
સોનું ન. (સં. સુવર્ણ) કાંચન, પીળા રંગની એક કીમતી ધાતુ [હાડકું
હનુ (-નૂ) સ્ત્રી (સં.) હડપચી, દાઢીનું
અને અ (સં. અન્યત્) બે વાક્યો કે શબ્દોને જોડનારું ઉભયાન્વયી અવ્યય, ને, તથા
કને અ. (સં કર્ણે) પાસે
છોને અ. (અ. ક્રિ. છો+ને) ભલેને
બન્ને (-ન્નો) વિ. (સં. દ્વૌ-ગ્રા બિણ્ણિ) બેઉ (જણ)
બંને વિ જુઓ 'બન્ને,' બેઉ
મને સ. (જૂ. ગુ. 'મુહનઇ') 'હું' નુ બીજી કે ચોથી વિભક્તિ એકવચન
મુને સ. મને (પ.)
યાને અ. (અ. યાની) અથવા, યા
વિને પું (સં. વિનય) વિનય
સને અ. (જુઓ 'સન') સન પ્રમાણે
શનૈઃ અ. (સં. શનૈસ્) ધીમે ધીમે
આનો પું. (સં. આણક) ચાર પૈસાની કીમતનું નાણું
કાનો પું. (સં. કર્ણ; 'બ્રાહ્મી' લિપિમાં અક્ષરની જમણી બાજૂ ઉપર આડી રેખા 'કાન'ની જેમ થતી એ ઉપરથી) લિપિમાં 'આ'નું 'ા' આવું ચિહ્ન (૨) વાસણની કોર
કીનો પું. (ફા. કીનાહ્) વેર, અંટસ
ગુનો પું. (ફા. ગુનાહ્) અપરાધ, વાંક
ઘૂનો પું. (સં. ઘૂર્ણ=ઘૂમરા પડતા હોય તેવું સ્થાન) પાણીનો ધરો (કા.)
ચીનો પું. (સં. ચીનક) ચીન દેશનો વતની

ચણવામાં વપરાતો પકવેલો પથ્થર (૨) એમાંથી કાલરી બનાવેલો પાનમાં ખાવાનો એવો પદાર્થ

**ચેનો** પું. (સં. ચેતન) (લા०) ઉત્કંઠા, લાલસા (૨) ફિકર, કાળજી

**જીનો** પું. (ફા.) દાદરબારી (૨) અલગ કાઢેલી સીડી

**તાનો** પું. (અ.) ટોણો, મહેણું (૨) ક્રોધ

**દાનો** વિ. પું. (ફા. દાના) ડાહ્યો, સમજુ, વિવેકી

**નન્નો** પું. નકાર, ના પાડવી એ

**નાનો** પું. માનો બાપ, આજો

**પનો** પું. (ફા. પહ્ના) કાપડની પહોળાઈ (૨) કોઇ વસ્તુની પહોળાઈ

**પાનો** પું. (સં. પ્રસ્નવ) વાત્સલ્યથી માતાની છાતીમાં દૂધ ઊભરાઈ આવવું એ (૨) પારસો, પાહો (૩) (લા०) પોરસ, ઉત્સાહક વેણ

**ફનો** પું. (સં. ફેણ) લંગરનાં દોરડાં વગેરે નાખવાનો વહાણનો આગળનો ભાગ

**બનો** પું (સં. વર્ણિક=બ્રહ્મચારી વેશધારી, હિં. બના) વરરાજા (૨) વિવાહમાં ગાવાનું ગીત

**મનો** (સં.) સમાસમાં ઘોષ વ્યંજન પૂર્વેનું 'મનસ્'નું સંસ્કૃત રૂપ; ઉદા० મનોમય, મનોરથ

**મીનો** પું (ફા. મીના) સોના ચાંદી પરનું રંગીન ચિત્રકામ, મીનાકારી

**મેનો** પું. ('મ્યાનો'-જુઓ) મ્યાનો

**મ્યાનો** પું. (ફા મિયાનહ્) એક જાતની પાલખી, મેનો

**વનો** પું. (સં. વિનય) વિવેક

**વાનો** પું. (સં. વર્ણક) એક સુગંધીદાર પદાર્થ (૨) લેપ, પીઠી

**સનો** પું. (ફા.) આવેગમય ઇચ્છા

**સીનો** પું. (ફા.) છાતીનો ફેલાવ (વીરતામય)

**સેનો** પું. (અં.) એક જાતનું સુતરાઉ સફેદ કાપડ

**હનો** પું. (સર० મ. હણા) (ફા.) ઘોડીના પલાણ ઉપર નાખવાનો ખડિયો

**હ્નો** પું. (સં. સંજ્ઞા) (ચ.) સ્મૃતિ કે સંભારણું આપવું એ

**હિનો** પું. (ફા) મેંદી, હેના

## પ

**અપ** ઉપ. (સં.) શબ્દને લાગતાં 'નીચેનું' 'ઊતરતું' 'હીન' 'ખરાબ' વગેરે ભાવ બતાવે છે; ઉદા० અપશબ્દ, અપમાન, અપરાધ

**અપ** ન (સં. અપ્) પાણી

**અલ્પ** વિ. (સં.) થોડું (૨) (લા०) ક્ષુલ્લક, નજીવું, તુચ્છ

**આપ** (સં. આપઃ પ્ર. બ. વ) પાણી

**આપ** ન. (સં. આત્મા) પોતાપણું, અહંતા (૨) પોતાનું શરીર (૩) સ. તમે (માનાર્થે) (૪) પોતે, ખુદ

**ઉપ** (સં.) 'પાસે,' 'નજીક' એવો અર્થ ('અપ'થી ઊલટો) બતાવે છે; ઉદા० ઉપનિષદ, ઉપગમ (૨) નામની સાથે 'ગૌણ' 'ઊતરતું' એવા અર્થમાં; ઉદા० ઉપકથા, ઉપનામ

**ઓપ** પું. (દે. ઓપ્પ) ચળકાટ, ઢોળ (૨) (લા०) સફાઈ, શોભા

**કપ** પું. (મ.) જામગરી

**કપ** પું. (અં.) પ્યાલો, પવાલું

કલ્પ પું. (સં.) બ્રહ્માનો એક દહાડો-અર્થાત્ ૪,૩૨૦,૦૦૦,૦૦૦ વર્ષોનો સમય (૨) ધર્મકર્મનો વિધિ (૩) વિહિત વિકલ્પ (૪) આચાર (૫) એક વેદાંગ જેમાં યજ્ઞક્રિયા ઇત્યાદિનો ઉપદેશ છે (૬) સંકલ્પ (૭) અભિપ્રાય (૮) વિ. શબ્દને અંતે 'જેવું' 'સદૃશ'ના અર્થમાં; ઉદા૦ દ્વીપકલ્પ

કંપ પું. (સં.) ધ્રુજારી, કંપારો

કાપ પું. (જુઓ ('કાપવું') કાપવું એ (૨) કાપવાથી પડતો વાઢ, કાપો (૩) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું (૪) કાપવાની રીત, વેતરવાની રીત

કાંપ પું. (સં. કંપ) કાળો-ચીકણો ઠરેલો કાદવ

કાંપ, કૅંપ પું. (અં. કૅમ્પ) છાવણી (૨) જ્યાં છાવણી હતી ત્યાં વસી ગયેલો નગર-ભાગ [ કંપારો

કાંપ પું. (સં. કંપ) કંપ, ધ્રુજારો,

કૂપ પું. (સં.) કૂવો (પાણીનો) (૨) કૂવાસ્તંભ (વહાણનો)

કૃપ પું. (સં.) (સંજ્ઞા) દ્રોણાચાર્યનો સાળો, કૃપાચાર્ય

કોપ પું. (સં.) ક્રોધ, રોષ (૨) (લા૦) નાશકારક આફત, અજંપ

ક્ષેપ પું. (સં.) ફેંકવું-નાખી દેવું એ (૨) (લા૦) ગાળવું-ગુમાવવું એ (સમયનું)

ખપ પું. (સં. ક્ષપ્' ઉપરથી) વાવર, વપરાશ (૨) ઉપયોગ, અગત્ય, જરૂર (૩) તંગી, ખોટ (૪) માલનો ઉપાડ, ખપત

ખાપ સ્ત્રી. દર્પણ (૨) અબરખની પતરી

ખાંપ વિ. લાંબું ઝટ થઈને પરેલું

ખૂપ પું પરણવા જતાં વરને પહેરવાનો ફૂલનો એક શણગાર

ખેપ સ્ત્રી. (સં. ક્ષેપ) ભાર લઇને કોઈ દૂરની જગ્યાએ જઈ આવવું એ (૨) લાંબી મુસાફરી, સફર (૩) ફેરાનું મહેનતાણું (૪) ધોબીને ધોવા આપેલાં કપડાંની ગાંસડી (૫) વેપારની વસ્તુનું એક દેશથી બીજે દેશ આવવું એ (૬) પચ્ચાડે લાગવું એ, ખંત (૭) હપતો, વારો

ખોપ પું. નેતર, બરુ (૨) વાદળું (૩) (ફા.) દેવું, કરજ [ખોટી વાત

ગપ સ્ત્રી. (ફા.) ઊડતી વાત, અફવા (૨)

ગપ (-પ્પ) અ. (રવા૦) ગપ્પ, ઝટ

ગોપ પું. (સં) ગોવાળિયો

ચપ અ. (રવા૦) ચટ દઈને, એકદમ

ચાપ ન. (સં.) ધનુષ (૨) (ગ.) 'આર્ક ઑફ અ સર્કલ,' વર્તુલ-ખંડ

ચાંપ સ્ત્રી. (જુઓ 'ચાંપવું') કોઈ પણ યંત્ર કે યુક્તિને ચાલુ કે બંધ કરવાની કળ (૨) નાનો ઉલાળો (૩) પૈસાનું પાકીટ (સુ.) (૪) (લા૦) દાબ, ધાક (૫) સાન, ચેતવણી (૬) કાળજી

ચીપ સ્ત્રી. (જુઓ 'ચીપવું') લાંબી ચપટી પટી, ચીપટ (૨) પત્તાં ચીપવાનું કામ કે એની વારી

ચુપ અ.(હિં. ફા. 'ચુપ્', ચુપકીથી ચાલવું) શાંત કે મૂક (૩) શાંત કે મૂક રહેવાને સચવતી નિશાની કે ઉદ્ગાર

ચૂપ અ. જુઓ ચુપ'
ચેપ પું. પરુ, રસી (૨) બીજાના રોગ કે સંબંધની અસર (૩) (લા૦) દબાણ (૪) તંત, દુરાગ્રહ
ચોપ સ્ત્રી. ખંત (૨) ઉત્સાહ
ચોપ સ્ત્રી. (ફા. ચોબ) ચોબ, દંડૂકો (૨) છડી (૩) તંબૂનો વાંસ
છાપ સ્ત્રી. ('છાપવું' ઉપરથી) એક વસ્તુ બીજા ઉપર દબાવાથી આકૃતિ પડે એ (૨) આકૃતિ પાડવાનો સિક્કો (૩) પતંગ છમણી એ (૪) (લા૦) મન ઉપર થયેલી અસર–બંધાયેલો અભિપ્રાય (૫) શેહ, દાબ, પ્રભાવ (૬) છાપવાની સફાઈ
છીપ સ્ત્રી. એક જાતની માછલીનું કોચલું–ઘર, સીપ [રટન, જાપ
જપ પું (સં.) નામ મંત્ર ઈત્યાદિનું
જલ્પ પું (સં.) કથન, કહેવું એ (૨) બકવાદ, લવારો (૩) (ન્યા.) તત્ત્વ–નિર્ણયની ઇચ્છાથી નહિ પણ પરપક્ષ–ખંડન અને સ્વપક્ષ મંડન–સ્થાપનની ઇચ્છાથી કરેલો વાદ [શાંતિ
જંપ પું. શાંતિ, નિરાંત (૨) નિદ્રાની
જાપ પું. (સં) જપ
ઝપ અ. (રવા૦) ઝટ [ઝાંખ
ઝાંપ સ્ત્રી. ઝાંખ (૨) નાની છાબડી,
ઝૂપ (–પી) સ્ત્રી. ચિતા [ઝટ લઈને
ટપ અ (રવા૦) ટપકવાનો અવાજ (૨)
ટાંપ સ્ત્રી. ન. વાક્યમાં આવતું વિરામચિહ્ન (૨) પૂર્ણ વિરામ (૩) ચોટ, નિશાન
ટાંપ સ્ત્રી. ટાંક, 'નિબ'
ટીપ સ્ત્રી. (સં. ટિપ્પણ) યાદી, નોંધ (૨) ઉઘરાણીનો કાગળ, લખણી
ટીપ સ્ત્રી. ('ટીપવું' ઉપરથી) કેની સજા (૨) પાણીની તંગી, ટિપ્પણી (૩) ઘણો જ ઊંચો સૂર (ગાવામાં) (૪) થાબડી, ટીપણી
ટૂંપ વિ. સાંધામાંથી રહી ગયેલું, અકડાઈ ગયેલું (૨) સ્ત્રી. ટૂંપવું એ, ટૂંપણી
ટોપ પું. (દે ટોપ્પિઆ) લોઢાની બખ્તરી ટોપી (૨) વરસાદ વખતે ઓઢવાની બનાતની ટોપી (૩) મોટી છત્રી (૪) રાંધવાનું મોટું તપેલું (૫) બિલાડીનો ટોપ, બીંદડીની બરી
ઠપ અ. (રવા૦) પછડાવાનો અવાજ
તપ ન. (સં તપસ્) ઇંદ્રિયદમન, તપશ્ચર્યા (૨) (લા૦) લાંબો વખત રાહ જોવી કે બેસી રહેવું પડે એ
તપ સ્ત્રી. ('તપવું' ઉપરથી) તપત
તલ્પ ન. (સં.) શય્યા, પથારી
તાપ પું. (સં.) તડકો (૨) ગરમી, આંચ (૩) જ્વર, તાવ (૪) (લા૦) રુઆબ કડકાઈ (૫) કરપ, ધાક (૬) દુઃખ સંતાપ
તૂપ ન. (સં., દે તુપ્પ; મ) ઘી
તોપ સ્ત્રી. (તુર્કી) દારૂગોળો ફેંકવાનું સાધન (૨) (લા૦) મોટી ગપ
થાપ સ્ત્રી. (રવા૦) થાપટ (૨) (લા૦) ભૂલથાપ, ધાપ, છેતરપીંડી, ફરેબ
થાપ સ્ત્રી. (સં. સ્થાપ્) થેપ, રસ્થડ (૨) નરઘાંનો વચલો કાળો ભાગ (૩) એના પર વગાડાતો ઠોકો
થેપ સ્ત્રી. ('થાપવું' ઉપરથી) જાડું લીંપણ, જાડો લેપ

દર્પ પું. (સં.) ગર્વ, અહંકાર
દીપ પું. (સં.) દીવો; દીપક
દ્વિપ પું. (સં.) હાથી
દ્વીપ પું. (સં.) બેટ, ટાપુ [અવાજ
ધપ અ. (રવા૦) જુઓ 'ધમ,' એવો
ધાપ સ્ત્રી. (રવા૦) ઉતાવળમાં થયેલી ભૂલ (૨) થાપ, છેતરાપંડી, ફરેબ (૩) ગપ, ખોટી વાત (૪) (લા૦) ચોરી [સ્ત્રી. તડકો
ધૂપ પું. (સં.) સુગંધી દાહ્ય દ્રવ્ય (૨) પું.
નીપ પું. (સં.) એક ફૂલઝાડ, કદંબ
નૃપ પું. (સં.) રાજા
પંપ પું. (અં.) પાણી ખેંચવાનું યંત્ર-ડંકી (૨) હવા ભરવાનું સાધન (સાઇકલ વગેરેમાં) (૩) મોટરમાં પેટ્રોલ ભરવાનું યંત્રસ્થાન
પાપ ન. (સં) ધર્મવિરુદ્ધ કાર્ય, દુષ્કૃત (૨) (લા૦) કપટ (૩) અણગમતી
પીપ ન. (હિં.) પરુ, પસ [વ્યક્તિ
પીપ ન. (પો. પીપા) લાકડાનું કે ધાતુનું નળાકાર વાસણ
પુષ્પ ન. (સં.) ફૂલ (૨) યોનિકંદ
પૂપ ન. પીપ, પરુ [થર, પડ
પોપ ન. (જુઓ 'પોપડી') ફણગો (૨)
પોપ પું. (અં.) રોમમાં રહેતો રોમન કેથોલિક ધર્મનો વડો ધર્માધિકારી (૨) (સંજ્ઞા) એ નામનો એક અંગ્રેજ કવિ
બાપ પું. (દે. બપ્પ) પિતા (૨) લાડ વહાલ કે સંમાનસૂચક એક સંબોધન [ધુમ્મસ (૩) આંસુ
બાષ્પ ન. (સં.) બાફ, વરાળ (૨)
ભપ્પ અ. (રવા૦) એવા અવાજથી (૨) ઝપાટાબંધ (૩) ઊંધું ઘાલીને
ભૂપ પું. (સં.) રાજા (૨) એક રાગ, ભૂપાલી
માપ ન. (સં. મા=માપવું) લંબાઈ પહોળાઇ વજન વગેરેનું પ્રમાણ (૨) (લા૦) પ્રતિષ્ઠા, ભાર (૩) હદ, ગજું
યૂપ પું. (સં.) યજ્ઞના પશુને બાંધવાનો ખીલો કે થાંભલો
રાંપ પું. (જુઓ 'રાંપી') ખેતરમાં ચાસ વચ્ચે ઊગેલું નકામું ઘાસ કાઢી નાખવાનું ખેતીનું ઓજાર, મોટી રાંપડી
રૂપ ન. (સં.) આકાર, દેખાવ, સ્વરૂપ (૨) સૌંદર્ય (૩) વેશ (૪) વાક્યમાં વાપરવા પ્રત્યય વગેરે લગાડી તૈયાર કરેલો શબ્દ, પદ (વ્યા.) (૫) વિ (સમાસને અંતે) સરખું, સમાન; ઉદા૦ દુઃખરૂપ
રેપ સ્ત્રી. આરોહની મીંડ (સંગીત)
રોપ પું. (રોપવું પરથી) રોપો, છોડ
લપ સ્ત્રી. (રવા૦) પીડા, ઉપાધ, લફરું (૨) અ. જલદી, ઝટ
લંપ ન. જુઓ 'લાંપડુ', લાંપડાપણું
લાંપ ન સૂકું કે ચિમળાયેલું નાનું ઘાસ
લેપ પું. (સં.) લેપવું એ, ઢીલા પદાર્થનો પાતળો થર, ખરડ (૨) ખરડ કરવાનો ઢીલો પદાર્થ (૩) (લા૦) અસર, વળગણ
લૅમ્પ પું. (અં.) દીવો
લોપ પું. (સં.) લુપ્ત થવું એ, દેખાતું બંધ થવું એ (૨) નાશ પામવું એ
વ્યાપ પું. (સં.) વ્યાપ્તિ, વિસ્તાર

શષ્પ (-સ્થ) ન (સં.) નાનું-કુમળું ઘાસ
શાપ પું. (સં.) બદદુઆ, કદુઆ
શિલ્પ ન. (સં.) કળા (૨) તાલીમ (૩) સ્થાપત્ય-બાંધકામની કારીગરી
શૂર્પ ન (સં.) સૂપડું [ શાપ
શ્રાપ પું. (સં. 'શાપ') બદ-દુઆ,
સર્પ પું. (સં.) સાપ, સરપ
સંપ પું. ઐક્ય, મેળ, હળીમળી રહેવું એ
સાપ પું. (સં. સર્પ) સરપ
સીપ સ્ત્રી. (પ્રા. સિપ્પી) છીપ
સૂપ ન. (અં.) ભડકી, રાબ (૨) એક પ્રકારનું શાકનું ઓસામણ
સેપ ન. (જુઓ 'સેબ') સફરજન
સ્ટાંપ પું. (અં.) જુઓ 'સ્ટેમ્પ'
સ્ટેમ્પ પું. (અં) સિક્કો કે એની છાપ (૨) (ખત દસ્તાવેજની) ટિકિટ કે એનો સરકારી કાગળ (૩) (લા૦) ખત દાવા વ૦ અંગે આપવો પડતો સરકારી વેરો કે એનો ખર્ચ
સ્તૂપ પું. (સં.) રાશિ, ઢગલો (૨) ઘુમ્મટ જેવું બાંધકામ (બુદ્ધના અવશેષો ઉપર)
સ્વલ્પ વિ. (સં.) થોડું, કિંચિત્
હુપ(-પ્પ) અ. (રવા૦) એવા અવાજ સાથે (ખાવું)
હૂપ અ. (રવા૦) વાંદરાનો એવો અવાજ (૨) પું.ન. મોટો વાંદરો (બાળભાષામાં)
કૃપા સ્ત્રી. (સં.) મહેરબાની, રહેમ
ક્ષપા સ્ત્રી. (સં.) રાત્રિ
જપા ન. (સં.) એક ફૂલઝાડ (૨) એનું ફૂલ, જાસદ
ઝંપા સ્ત્રી (સં.) કૂદકો, ઘુબાકો
ત્રપા સ્ત્રી. (સં) લજ્જા, શરમ
પપ્પા પું. બ. વ. બાપ (અંગ્રેજી અનુકરણમાં)
પાપા પું. (સર૦ મ. પાપ) રોટલી તાતા (બાળભાષા)
પાપા અ. (રવા૦) બાળકોને પગલાં મંડાવવાનો ઉદ્ગાર [ પરબ
પ્રપા સ્ત્રી. (સં.) પાણીનું પરબ (૨
બાપા પું (માનાર્થે બ. વ.) જુઓ 'બાપો
લોપા સ્ત્રી. (સં.) (સંજ્ઞા), અગસ્ત્ય ઋષિની પત્ની, લોપામુદ્રા
વપા સ્ત્રી. (સં.) ચરબી, મેદ
હુપ્પા અ. (રવા૦) હપ એવો અવાજ
કપિ પું. (સં) વાંદરો
કપિ સ્ત્રી (કા) એક જાતની ઘોડી
લિપિ(-પી) સ્ત્રી (સં.) અક્ષરો લખવાના સંકેત, વર્ણમાળા લખવાની રીત
ઇપિ સ્ત્રી. (તેલુગુ) એક વનસ્પતિ
કપ્પી ન. (પુસ્તુ) વાયવ્ય સરહદના પ્રાંતની પહાડીમાંનું એક સ્થાન
કપ્પી સ્ત્રી. જુઓ 'કુપ્પી'
કુપ્પી સ્ત્રી. (સં. કૂપી) નાનો કુપ્પો
કૂપી સ્ત્રી. (સં.) નાનો કુપ્પો (૨) કૂઇ
કૂપી સ્ત્રી. જુઓ 'કૂપી', નાનો કુપ્પો
ગપ્પી વિ. 'જુઓ' 'ગપ', ગપ્પાં મારે એવું
ગોપી સ્ત્રી (સં) ગોવાલણ (૨) વૃંદાવનની પૌરાણિક કૃષ્ણભક્ત ગોપાંગના
ચંપી સ્ત્રી. ('ચાંપવું' ઉપરથી) પગ કે શરીર મસળવા-દબાવવાં એ
ચેપી વિ. (જુઓ 'ચેપ') ચેપ લગાડે

એવું (૨) (લા૦) ચીકણું, દુરાગ્રહી (૩) કંજૂસ [ જપિયો
જાપી પું. ('જાપ' ઉપરથી) જપ કરનાર,
ઝાંપી સ્ત્રી. (પ્રા. ઝંપ=ઢાંકવું) ઝાંપ– વાંસ ખજૂરી વ૦ની પાતરીનો ગૂંથેલો દાબડો કે દાબડી (જેમાં પ્રવાસમાં ઠાકોરજીને રાખવામાં આવે છે)
ઝૂંપી સ્ત્રી. ચિતા, ઝૂંપ
ટાપી સ્ત્રી. (ગ્વા૦) ટપલી (૨) છો બેસાડવા ટીપવાનું ઓજાર
ટોપી સ્ત્રી (દે. ટોપ્પિઆ) માથાનો એક પહેરવેશ (૨) (લા૦) પું. અંગ્રેજ
તપી વિ. પું. ('તપ' ઉપરથી) તપસ્વી
તાપી સ્ત્રી (સં. તપતી) (સંજ્ઞા) ગુજરાતની એક પ્રખ્યાત મોટી નદી
થપ્પી સ્ત્રી. (સં. 'સ્થાપ' ઉપરથી) એક ઉપર એક ગોઠવીને કરેલો નાનો ગંજ
થાપી સ્ત્રી જુઓ 'થાપડી' (૨) તબલા ઉપરનો પૂરો ઠેકો
દ્વિપી પું. (સં. દ્વિપિન્) વાઘ (૨) દીપડો
પાપી વિ. (સં. પાપિન્) પાપ કરનાર
પીપી અ (ગ્વા૦) (૨) સ્ત્રી. ફૂંકીને વગાડવાની ભૂંગળી (ગાજર કે પાંદડાંની) પિપૂડી (૩) (લા૦)'પી' બોલાય એ, ફજેતી (૪) (બાળભાષા) પિપરમીટ જેવી ગોળી
ભોપી પું. શિવનો પૂજારી, ભરડો
ભોપો વિ સ્ત્રી જુઓ 'ભોપુ' રંબોળું(કા.)
રાંપી સ્ત્રી મોચીનું એક ઓજાર
–રૂપી વિ. (સં.–રૂપિન્) રૂપનું, રૂપવાળું (સમાસને અંતે); ઉદા૦ બહુરૂપી
લપ્પી વિ. જુઓ 'લપિયું'
લા(–લાં)પી સ્ત્રી (સર૦ મ. લાપી) સરેશ અને ખેલતેલની બનાવેલી લૂગદી
વાપી સ્ત્રી (સં.) વાવ (પગથીવાળી)
વીપી. ન. (અં) નક્કી કરેલ દામ આપે મળે તેવું ટપાલમાં આવતું પાર્સલ બુકપોસ્ટ ઇ૦, 'વેલ્યૂપેએબલ'
વ્યાપી વિ. (સં વ્યાપિન્) વ્યાપક (પ્રાયઃ સમાસને અંતે); ઉદા૦ વિશ્વવ્યાપી
શિલ્પી વિ. (સં. શિલ્પિન્) શિલ્પશાસ્ત્રી (૨) કારીગર (૩) શિલ્પને લગતું
સંપી વિ. સંપવાળું, સંપીલું (જુઓ 'સંપ')
કપુ સ્ત્રી. ટોળી, કંપની (૨) ફોજની
ગપ્પું ન જુઓ 'ગપ' [ છાવણી
ચપ્પુ પું. ન. (સર૦.હિં. ચપ્પા) ચાકૂ, કાપવાનું નાનું હાથઓજાર
ચાપુ પું ન. જુઓ 'ચપ્પુ'
ચાપું(–પ્પું) ન. હાથ–પગનું ચાપવું
ચાંપું ન. (સં. 'ચંપક' ઉપરથી) ફણસનું બિયું (૨) ચંપાનું ઝાડ, ચંપો (૩) ચંપાનું ફૂલ (૪) નાકની નથમાનો એક ભાગ (૫) માથાનું એક ઘરેણું
ચેપુ વિ કંજૂસ
છાપું ન. ('છાપવું' ઉપરથી) વર્તમાન પત્ર (૨) વર્તમાન પત્રના છપાયેલા
છૂપું વિ. ગુપ્ત છાનું, ખાનગી [કાગળ
ટાપુ પું. (સર૦ હિં. મ. ટાપૂ) બેટ, દ્વીપ
ટાંપું ન. મરવા જવું એ (૨) ફેરો, આંટો
ટીપું ન. (જુઓ 'ટપકુ') પ્રવાહીનું ટપકું, બુંદ [(તુચ્છકારમાં)
ટોપું ન આંખની ભમર (૨) ટોપી
ઢેપું(–પ્ફું) ન (સર૦ મ ઢેપ; હિં. ઢેપ)

જુઓ 'ઢેફલું', માટીનું નાનું ચોસલું
દાપું ન (સં. દાપ) દક્ષનું માગણું, લાગો (૨) લગ્ન કરાવનાર ગોરની હકસી [ઢીલું, પોચું
પેપું વિ. (સર૦ 'પોપું') મૂર્તિ વગરનું,
પોપું વિ. (જુઓ 'પોપલું') કાચું, પોચું (૨) ન. કાગાપણું, પોચાપણું
બાપું પું. જુઓ 'બાપો', બાપ (૨) વડીલ પ્રત્યે માનવાચક કે નાના પ્રત્યે વહાલસૂચક ઉદ્ગાર (૩) સૌરાષ્ટ્રમાં રાજવી ગરાસિયા મદ્દતી વગેરે માટે વપરાતો માનસૂચક ઉદ્ગાર
બોપું વિ. મૂર્ખ (૨) (કા) રબારી (તુચ્છકારમાં)
માપું ન. ('માપ' ઉપરથી) માપવાનું વાસણ કે સાધન (૨) મંદિર-બાવા સાધુ બ્રાહ્મણ વગેરેને રાજ્ય તરફથી મળતું અનાજના રૂપમાં. વર્ષાસન
રિપુ પું (સં.) શત્રુ
રૂપું ન. (સં. રૌપ્યક) એક ધાતુ, ચાંદી
વપુ ન. (સં. વપુસ્) શરીર
ચંપૂ સ્ત્રી. ન. (સ.) ગદ્ય અને પદ્ય બંનેવાળી સાહિત્યકૃતિ (કા૦શા૦)
ચૅંપે અ. (રવા૦) જુઓ 'ચૂંચાં'
આપો પું. ('બાપો' ઉપરથી) બાપ, પિતા (૨) વૃદ્ધ માણસ, વડીલ
કંપો પું. પડાવ, કંપુ, છાવણી
કાંપો પું. ઊંડળ, ઊંડળ માય એટલો જથ્થો (૨) એક માણસ ઊંચકી શકે એટલો બોજો (કા.)
કૂપો પું કૂલેલા પેટનું અને સાંકડા મોંનું ચામડાનું પાત્ર, કુલ્લું (૨) એ ઘાટનો કાચનો શીશો
કુંપો પું. જુઓ 'કૂપો'
ખાંપો પું (ખૂપવું ઉપરથી) કાપ્યા પછી રહેલું અણખોદાયેલું જડિયું (૨) ભાંગેલી ડાખળીનું ચડને વળગી રહેલું ઠૂંઠું (૩) કોઈપણ સપાટી ઉપર રહી ગયેલો કરચો, ખૂંપરો (૪) ખાંપ, ખોડ, ખામી (૫) (લા૦) રાશો
ચપ્પો પું. લખોટીની રમતમાં સામાની લખોટીને તાકવી એ
ચંપો પું. (સં. ચંપક) એક ફૂલઝાડ
ચાંપો પું. (જુઓ 'ચંપો') (સંજ્ઞા) ચાંપાનેર વસાવનાર એક વાણિયો (વનરાજનો સાથી)
છપ્પો પું. (સં ષટ્ પદ) ૭ પદનો એક છંદ જેમાં પહેલાં ચાર ચરણ 'રોળા'નાં અને પછી બે ચરણ 'ઉલ્લાલ'નાં છે)
છાપો પું ('છાપવું' ઉપરથી) છાપ વડે કરેલું ચિહ્ન (૨) લાગો, વેરો, (૩) વર્તમાનપત્ર, છાપું (૪) (લા૦) ઓચીંતો હુમલો
છીપો પું (દે. છિંપય) કપડાં છાપનારો, છાપગર (૨) એ કામ કરનારી મુસ્લિમ જાતનો માણસ
ઝાંપો પું. (પ્રા. ઝંપ=ઢાંકવું) (શેરી વાડા વગેરેનો) દરવાજો (૨) ગામની ભાગોળ
ટપ્પો પું. અમુક લંબાઈનો આંતરો (૨) મુસાફરી, મજલ, વિસામો (૩) ઘોડા કે બળદનું વાહન, ટાંગો (૪) ટીપું.
ટપ્પો પું ગપ્પું; ઉદા૦ ટોળટપ્પો
ટાપો પું (ટપ રવા૦) (લા૦) રોટલો
ટિપ્પો પું. ('ટીપવું' ઉપરથી) લખોટી કે

ભમરડા વડે રમતમાં બીજી લખોટી કે ભમરડાને મારવું એ (૨) ટપલો (૩) (લા૦) મહેણું

ટૂંપો પું. ('ટૂંપવું' ઉપરથી) ગળું દબાવવું એ, ગળાફાંસો (૨) હેડિયો

ટોપો પું. મોટી ટોપી

ડેપો સ્ત્રી. (અં.) ભંડાર, કોઠાર, વખાર (૨) દુકાન

ત્રાપો પું જુઓ 'તરાપો,' પાણી ઉપર તરી જવાની નેતર-ઘાસ વગેરેની બનાવટ

થપ્પો પું. (સર૦ હિં. ઠપ્પા) લપ્પો, (સાડી-કબજા પર લગાવાતો) કસબ-વાળો વણાટ

થાપો પું. ('થાપવું' ઉપરથી) પૂંઠનો ભાગ, ઢગરો (૨) ભોભારિયું (૩) કંકુવાળા પંજાની છાપ (૪) ઓચિંતો હુમલો

ધપ્પો(-બ્બો) પું. (ગ્રા૦) મુક્કાની થાપટ

ધોપો પું દમ (ચલમ વગેરેનો)

પપ્પો પું. 'પ' અક્ષર કે ઉચ્ચાર

પેપો પું. પીપળાનું ફળ

પોપો પું. કાજળનું ટપકું, નજરિયું (૨) અજાણ્યો ચોર(બાળકને ફોસલાવવામાં)

બાપો પું. જુઓ 'બાપ'

ભોપો વિ. પું. બેવકૂફ, મૂર્ખ (૨) (કા.) ગ્વારી (તુચ્છકારમાં) [ઝાડ

રોપો પું. (સં. રોપ) છોડ, નાનું ઊગતું

લપ્પો પું. (અ. લફ) ભરચક કસબવાળો લપેટો (૨) (લા૦) મોટું ઢંગધડા વગરનું થીગડું

લપ્પો(-ફ્ફો) પું. (જુઓ 'લપ,' લફ) મોટો ફાકો કે કોળિયો

સો(-સોં)પો પું (સં. સ્વાપ) રાત્રિના પહેલા પહોરમાં પ્રાણીઓ નિદ્રાવશ થતાં વળતો જંપ કે શાંતિ

ફ

ઉર્ફ(-ર્ફે) અ. (અ.) ઉરફે, ઉપનામે

કફ પું. (સં.) આયુર્વેદ પ્રમાણે શરીરની ત્રણ ધાતુઓમાંની એક, શ્લેષ્મ (૨) ખાંસી, ઉધરસ, ગળફો, બળખો

કફ પુ. ચકમકના તણખા ઝીલવાનું રૂ, જામગરી, કપ

કફ પું. ખમીસની બાંયનો છેડાનો અટન-વાળો અલેક અંસલામ

કેફ પું. સ્ત્રી. (ફા.) નશો, ઘેન

ખોફ પું. (અ.) ડર (૨) ગુસ્સો

ગુલ્ફ પું. સ્ત્રી. (સં.)ઘૂંટી (૨)ઘૂંટણ, ઢીચણ

ગુંફ પું. (સં.) ગૂંથણ (૨) ગૂમખું

ગોફ પું. (સં ગુમ્ફ) કોટનું એક ઘરેણું (૨) હાથનું એક ઘરેણું (૩) દાંડિયા-રાસ રમતાંની સાથે હાથમાંના રંગ-બેરંગી દોરડાં ગૂંથાતાં જાય છે તેવી રમત, અડીંગો

જુલ્ફ ન. (ફા.) (જુઓ 'જુલફું') વાળની લટનું ગૂંછળું

ઝૂંફ સ્ત્રી. ઝૂકવું-ઝોકાં ખાવાં એ

ડફ સ્ત્રી. ન. (ફા. દફ) એક વાદ્ય

ઢફ અ. (ગ્રા૦) એવો અવાજ

ઠાંફ સ્ત્રી. મોટું પગનું ભરવું એ

ઠફ અ. (રવા૦) પડવાનો અવાજ
પ્રૂફ ન. (અં.) છાપખાનામાં ગોઠવાયેલાં બીબાંની શુદ્ધિ તપાસવા લેવાતી અજમાયશની છાપ (૨) એવો કાગળ
બાફ પું. સ્ત્રી. (સં. બાષ્પ) વરાળ (૨) બફારો (૩) પરસેવો
બ્રીફ સ્ત્રી. (અં.) અસીલની વકીલાત કરવા અંગેનું સંક્ષિપ્ત ટાંચણ (૨) વકીલાતનામું
માફ વિ. (અ. મુઆફ) ક્ષમા કરેલું (૨) જવા દીધેલું (દોષ, માગતું, ફી વ૦)
રેફ પું. (સં.) 'ર' અક્ષર (૨) અક્ષર ઉપર કરાતું 'ર'નું (ˆ) આ ચિહ્ન
રોફ પું (સર૦ હિ. મ. રોબ) ભપકો, દમદમો (૨) રુઆબ, સત્તાદર્શક કડકાઈ
સફ સ્ત્રી. (અ.) બાજૂ, કોર (૨) હાર, [ઓળ
સંફ સ્ત્રી. જુઓ 'સફ'
સાફ વિ. (અ. સફા) સફા, સ્વચ્છ (૨) કચરા–કાંટાવગરનું (૩) (લા૦) સપાટ (૪) નિષ્કપટી (૫) સ્પષ્ટ (૬) અ. બિલકુલ ઘસીને
સિર્ફ અ. (અ.) ફક્ત, માત્ર, કેવળ
સૂફ ન. (અ) બકરાંના વાળ (૨) એનું વસ્ત્ર (૩) ઊનનું વસ્ત્ર
સોફ સ્ત્રી. (સં. શોફ) સોજો (૨) (લા૦) ભયનો ધ્રાસકો [વરિયાળી
સોંફ સ્ત્રી. (સં. શતપુષ્પા, હિં. સોંફ)
સ્ટાફ પું. (અં.) કાર્યાલયનું વહીવટી કામ કરતા સેવકોનો સમૂહ
હાંફ પું. સ્ત્રી. (સં. હાફિકા) ઉતાવળો શ્વાસ ચાલવો એ (૨) એવા શ્વાસથી થતી છાતીની રૂંધામણ
હૂંફ સ્ત્રી. (સં ઉષ્મન્) ગરમાવો (૨) (લા૦) ઉત્સાહક સહાયતા–આશ્રય
ઈફા અ. આ તરફ, અહીં (સુ ગ્રામ્ય)
કફા વિ. (ફા. ખફા) ખફા, ક્રોધાયમાન, નાખુશ
ખફા વિ. (અ.) નાખુશ, ક્રોધાયમાન
ગુફા સ્ત્રી. (સં. ગુહા) પહાડની કુદરતી કે મનુષ્યકૃત બખોલ, ગુહા
જફા સ્ત્રી. (ફા.) જુલમ, જબરદસ્તી
તોફા વિ. (અ. તુહફ્હ) સર્વોત્તમ, સરસ, કીમતી
ફાંફાં ન. બ. વ. (રવા૦) ડાફરિયાં (૨) વલખાં, મિથ્યા પ્રયત્ન
વફા સ્ત્રી. (અ) વચનને વળગી રહેવું એ, પ્રામાણિકપણું (૨) (લા૦) શ્રદ્ધા, વિશ્વાસ (૩) ભક્તિ
શફા સ્ત્રી (અ. શિફા) આરોગ્ય
સફા વિ૦ (અ) સાફ, સ્વચ્છ (૨) ખલાસ, પૂરું, કાંઈપણ બાકી ન હોય તેવું
સોફા પું. (અં.) ગાદીવાળી ખુરશીઘાટની એક બેઠક (એકથી વધુ બેસે તેવી) (૨) પલંગ
કાફી સ્ત્રી. એક રાગિણી
કાફી સ્ત્રી (અં.કૉફી) સેકેલા ભુંદદાણામાંથી બનાવાતું એક પીણું (૨) વિદેશથી આવતાં કુવાડિયા વર્ગનાં સેકેલાં બીના ભુક્કામાંથી બનાવાતું એક પીણું (૩) કાફી માટેનો એ ભૂકો
કાફી વિ (અ.) પૂરતું, જરૂર જેટલું
કૉફી સ્ત્રી. (અં.) સેકેલા ભુંદદાણા કે કુવાડિયાનાં બીના ભૂકાનું બનાવેલું પીણું (૨) એ માટેનો ભૂકો

માફી સ્ત્રી. (અ. મુઆફી) ક્ષમા (૨) જતું કરવું એ, મુક્તિ [રુઆબી
રોફી વિ. (જુઓ 'રોફ') રોફવાળું,
સાફી સ્ત્રી. (અ.) ચલમ પીવાનો કપડાનો કકડો
સાફી સ્ત્રી. (અ. 'સાફ' ઉપરથી) (લા૦) સાફાઇ, પતરાજી, બડાઈ
સાફી વિ. (અ.) વળતર વગરનું, 'અનડિસ્કાઉન્ટેબલ' (વ્યાજ)
સૂફી વિ. (ફા.) બકરાંના વાળનું કે ઊનનું (વસ્ત્ર) (૨) સૂફીમત સંબંધી (૨) (લા૦) પવિત્ર, નિર્દોષ (૪) પું. સૂફી મતનો અનુયાયી
ડાફું ન. જુઓ 'ડાફ', ડાફોડિયું
ડીફું ન. નાની જાડી લાકડી, કફણી (૨) (સુ.) લાકડાનું ડીમચું, ટાલકું
ફીફું ન. (ગ્રા૦) (ફા.) અનાજનું ફોતરું, ખોખું
રોફું ન. (ગ્રા૦) ખાલી ફોતરું (૨) મગફળી–ભોંયસિંગનું ખોખું (૩) (લા૦) ખાલી ફૂલેલું, શક્તિ વગરનું માણસ
રફુ વિ. (અ. રફ્અ) નાઠેલું, પલાયન કરી ગયેલું
રેફુ પુ. બાતમીદાર, જાસૂસ
રેફું સ્ત્રી. (ફા.) ઝીણી રેતીનો ઢગલો
સફું ન. (અ. સફ્હહ) પુસ્તકનો સફો, પૃષ્ઠ, પાનું
અફૂ ન. (મ. હિં.) જુઓ 'અફીણ.'
ડાફૂ ન. (ગ્રા૦) કરડવા પહોળું કરેલું મોં, ડાફોડિયું
રફૂ પું. (અ.) ફાટેલું કપડું વણવાનું કામ
દફે વિ. (અ. દફ્અ) વિખેરી નાખેલું (૨) નાશ કરેલું (૩) (લા૦) માંડી વાળેલું [બે દફે=બે વાર
દફે સ્ત્રી. (અ. દફ્અહ) વારી; ઉદા૦
ફેફેં અ. (ગ્રા૦) જુઓ 'ફેં'
તફો પું. (અ તાઇફહ) જથો, વિભાગ
ત્રોફો પું. સોપારીનો ડોડો (૨) નાળિયેરનું પાણી ભરેલું લીલું ફળ
ધફો પું. ઢગલો
નફો પુ (અ. નફ્અ) લાભ, ફાયદો
નેફો પું. (ફા.) જેમાં નાડી ઘાલવામાં આવે છે તે વસ્ત્રની કિનારી પરની પોલ
માફો પું. (ફા. મુઆફ્હ) ઢાંકેલો રથ (૨) ગાડાનો ઢાંકવાનો પાલો
લફ્ફો પું. (જુઓ 'લપ્પો') મોટો ફાફડો કે કોળિયો
લાફો પું. (ફા. લાફ) તમાચો.
લાફો પું. (સં. 'લફ્' ઉપરથી) (લા૦) ઉડાઉ માણસ
લાફો પું. (સર૦ 'લપ્પો') બારી બારણાં બંધ કરવામાં મુકાતો લાકડાનો આડો કકડો, ભોગળ (૪) ફાટેલાં લાકડાં આડે નખાતી લાકડાની ચીપ
લેફો પું. (લેપ' ઉપરથી) અંગને વળગેલો કાદવનો લોંદો
વાફો પું. (દ્રે. વપ્પિઅ=ક્યારો) વાડીમાં ધરુ કરવા તૈયાર કરેલો ક્યારો
સફો પું. (જુઓ 'સફું') પુસ્તકનું પાનું
સાફો પુ (સર૦ હિ. મ સાફ) ફેંટો
સુલ્ફો પું. (અં. સુલ્ફા) કોરી તમાકુ ભરેલી ચલમ

બ

અબ(-બી) અ. (હિં) અત્યારે
અબુ ન. (સં. અંબુ) પાણી
અંબ સ્ત્રી. (સં. અંબા) (સંજ્ઞા) અંબા મા, દેવી દુર્ગા
આબ ન. (ફા.) પાણી, જળ, (૨) (લા૦) તેજ, નૂર (૩) ધારની તીક્ષ્ણતા
ઊબ સ્ત્રી. ફૂગ, ઉચાટ
ઐબ સ્ત્રી. ખોડ ખાંપણ, ખામી (૨) (લા૦) દૂષણ, કલંક
કાંબ સ્ત્રી. (જુઓ 'કંબા') વાંસની ચીપ (૨) વાંસનો ગજ (૩) આંકડી (૪) બાવળના દાતણની છડી
કલબ સ્ત્રી. (અં.) મનોરંજન તથા હળવામળવા માટેનું મંડળ (૨) સ્વતંત્ર વ્યવસ્થાથી એક રસોડે જમતું મંડળ કે એવું રસોડું (૩) (લા૦) એવા મંડળનું મકાન
કલીબ વિ (સ.) નપુંસક, નામર્દ
ખાબ પું (ફા ખ્વાબ) ઊંઘ (૨) સ્વપ્ન
ખૂબ વિ. (ફા) સારું, સુંદર (૨) ઘણું, પુષ્કળ
ખ્વાબ પું. ન (ફા.) ખાબ, સ્વપ્ન
ગબ સ્ત્રી. (સં ગર્ભિકા) જુઓ 'ગબી'
ગબ(-પ) (સર૦ હિં. મ.; રવા૦) ગપ, ઝટ દઈને (કાંઈક ખોસવ.માં)
ગેબ વિ (અ ગાયબ) ન દેખાય એવું, અદશ્ય (૨) ન. ગેબ હોય એ અદષ્ટ
ચોબ સ્ત્રી. (ફા) નાની લાકડી, દંડૂકો (૨) રાજશાહી છડી (૩) તંબુનો વચલો વાંસ [ વાનો અવાજ
છબ અ (રવા૦) પાણીમાં કાંઈ અફળા-
છબ(-બી) સ્ત્રી. (જુઓ 'છબિ') કાંતિ, સૌન્દર્ય (૨) તસવીર
છાબ સ્ત્રી. વાંસ કે નાળિયેરીનાં તાડાં વ૦ ની છાબડી રોપલી
જબ અ. (હિં.; સં. યાવત્) જ્યારે
જેબ ન. (ફા) ખીસું, ગજવું
જેબ સ્ત્રી. (ફા) શોભા, સુંદરતા
ઝબ અ. (રવા૦; જુઓ 'ઝપ') ઓચીંતું, [ એકદમ
ઝાબ સ્ત્રી. છાબ
ઝાબ સ્ત્રી. દૂધ ભરવાનું મોટું વાસણ
ટબ ન (અં.) લાકડાનું અથવા પતરાંનું એક ઘણું પહોળું વાસણ
ટિંબ પુ. અનુસ્વાર (૨) ટપકા જેવું-પૂર્ણવિરામનું ચિહ્ન
ટીબ ન એક જાતનુ ભરત
ઠમ અ. (રવા૦) એવો અવાજ, ડપ
ઠીબ સ્ત્રી. (રવા૦) ભાગેલા હાંલ્લાનો તળિયાનો ભાગ, મોટું ઠોબડું
ડબ અ. (રવા૦) ડૂબવાનો અવાજ (૨) ટપ, ઝટ દઈને
ઢબ સ્ત્રી. (સર૦ મ. હિં.) રીત, પદ્ધતિ.
ઢબ અ. (રવા૦) પડવાનો અવ.જ (૨) શૂન્ય, ધબ [ અ. ધીબ
ઢીબ પું. (રવા૦) મોટો પથરો (૨)
તુંબ ન. (સં.) તુંબડીનુ ફળ (૨) એનું બનાવેલું પાણી ભરવાનું પાત્ર (૩) (લા૦) માથું (તિરસ્કારમાં)
દાબ પું. (દાબવું પરથી) દાબવું એ, દબાણ (૨) (લા૦) અંકુશ, ધાક (૩) આગ્રહ
ધબ અ. (રવા૦) કાંઈ પડવાનો પછડાવાનો

કે ઢોકાવાનો અવાજ (૨) શૂન્ય, ટ્બ (૩) ધબ્બો મારવાનો અવાજ
ધીબ અ. (રવા૦) એવો અવાજ (૨) સ્ત્રી. ધીબવું એ
ધૂબ અ. (રવા૦) ધબ અવાજ
નિંબ પું. (સં.) લીમડો
બંબ વિ. (સર૦ મ, સં. 'બ્રહન' ઉપરથી લા૦) મોટું, કદાવર
બંબ પું. (રવા૦) બાંધું, મૃદંગનો એ ભાગ (૨) ડંકો
બાબ પું. (અ.) પ્રકરણ, ભાગ (૨) વિષય, મુદ્દો, બાબત (૩) કરિયાવર (૪) ગોરનું મહેનતાણું
બિંબ ન. (સં.) ચંદ્ર, ઉપરતી ગોળાકાર સપાટી (૨) જેનું પ્રતિબિંબ પડ્યું હોય તે (૩) સૂર્યચંદ્રનું મંડળ (૨) ઘિલોડું, ઘોલું-ફળ (૪) છાયા,
બુંબ સ્ત્રી (દે. બુંબા) બૂમ [પ્રતિમા
બૉમ્બ પુ. (અં.) સ્ફોટક દ્રવ્યોથી ભરેલું વિનાશક ગોળાકાર એક શસ્ત્ર
રબ પું (અ રબ્બ) પરમેશ્વર, પરવરદિગાર
રાબ સ્ત્રી. (દે. રબ્બા) લોટનું પકવેલું પ્રવાહી પીણું, પતલી ઘેંસ (૨) ઉકાળીને જાડો રાબ જેવો કરાતો શેરડીનો રસ [આતુરતાથી દોડવું
રૂંબ સ્ત્રી. (રવા૦) (કા.) કોઈની પાછળ
રોબ પુ. જુઓ 'રોફ.'
લબ પું. (ફા.) હોઠ (૨) સ્ત્રી લાળ
લબ અ. (રવા૦) એવા અવાજ સાથે (મોંમાં મૂકવું) (૨) લપ, જલદી
લંબ વિ. (સં.) લાંબું (૨) પું. 'પર્પેંડિક્યુલર' (ગ.) (૩) પું ઓળંબો (૪) દરિયાનું પાણી માપવાની દોરી
લાંબ સ્ત્રી. જુઓ 'લાબી'
લૂંબ સ્ત્રી. (દે. લુંબી) જુઓ 'લુમ,' ફળનું ઝૂમખું
લોબ સ્ત્રી 'યાદદાસ્ત (૨) આદત
શબ (–વ) ન. (સં) મડદું
સાંબ પું. (સં સ+અંબા=પાર્વતી) (સંજ્ઞા) શિવ (૨) (સંજ્ઞા) કૃષ્ણનો જાંબુવતીમાં થયેલો પુત્ર
સાંબ સ્ત્રી. (સં. શમ્બા) સાંબેલાની નીચલી લોખંડની ખોલી
સેબ ન. (ફા.) (જુઓ 'સેપ') સફરજન
સ્તંબ પુ (સં.) વનસ્પતિનું થુમડું (૨)
અબ્બા પું. (ફા.) બાપા [ઝુંડ
અબ્બા સ્ત્રી મા (૨) ડોસી (૩) ચુઈ.
અંબા (સ્ત્રી.) (સં.) મા. (૨) (સંજ્ઞા) દુર્ગા દેવી, માતા
આબા પું. (અ) આપો, પિતા (૨) દાદો
કબા સ્ત્રી. (અ.) ઝબ્બો (અમીરી)
કંબા સ્ત્રી. (સં. કંબી) વાંસની ચીપ (૨) સુતારનો ગજ
કાબા ન. (અ.) મક્કામાં આવેલું મુસલમાનોનું એક જાત્રાનું સ્થાન
ચબાં અ. ('જબાન' ઉપરથી) મોંમાંથી ઉચ્ચાર નીકળતો હોય એમ
છેબાં ન. બ. વ. છિદ્ર. દૂષણ
તોબા અ. (૨) સ્ત્રી. (અ. તોબાહ્) 'હવે તો બસ હદ વટાવાઈ ગઈ' એવો અર્થ બતાવતો ત્રાસ કે કંટાળાનો
બાબા પું. એક જાતનો ભીલ [ઉદ્ગાર
બાબા પું. (ફા.) સંત સાધુ કે વૃદ્ધ

માટે વપરાતો આદરસૂચક શબ્દ

**ખિંબા** પું. એક છંદ

**શુબા(-ભા)** પું સ્ત્રી. (અ શુબ્હા) શંકા, અંદેશો, વહેમ (૨) ભ્રમ

**શિબિ** પું (સં) (સંજ્ઞા) હોલાને માટે બાજને શરીર આપનાર એક પૌરાણિક રાજા (૨) (લા૦) દાનેશ્વરી

**ઉંબી** સ્ત્રી. (દે) ઘઉં જવ વ૦ ધાન્યનું ડૂંડું

**કબી** અ. (હિં. કભી) કદી

**કાંબી** સ્ત્રી. (સં. કંબી) સ્ત્રીઓના પગનું જૂના પ્રકારનું એક ઘરેણું (૨) કોસના મોનો કાંઠલો (૩) ચામડાની ડોલચી (૪) સારણ ગાંઠ દબાવવાનો કદોરો (૫) જુઓ 'કાંબ'-વાંસની ચીપ વ૦ અર્થો

**ખૂબી** સ્ત્રી. (ફા.) ખાસ ગુણ, રહસ્ય (૨) મજા, વિલજ્જત (૩) ચતુરાઈ (૪) સૌંદર્ય, ચમત્કાર (૫) ભલાઈ

**ગબી** સ્ત્રી (સં. ગર્ભિકા) લખોટી કે મોઈદંડાની રમતમાં કરાતો નાનો ખાડો, ગબ

**ગેબી** વિ. (જુઓ 'ગેબ') (લા૦) અદૃશ્ય, ગૂઢ (૨) દેવતાઈ

**છબી** સ્ત્રી. (જુઓ 'છવિ') તસવીર

**ડબી(-બ્બી)**સ્ત્રી (જુઓ 'ડબો')નાની દાબડી (૨) દીવડાનો નાનો ડબો

**તુંબી** સ્ત્રી. (સં.) તુંબડીનો વેલો (૨) તંબૂરા વ૦ વાદ્યનું તુંબડું

**ધોબી** પું. (સં. ધાવક) કપડાં ધોવાનો ધંધો કરનારી જાતનો

**નબી** પું. (અ) પેગંબર

**બબી** સ્ત્રી (જુઓ 'બાબુ') છોકરીને અપાતું વહાલસોયું નામ

**બીબી** સ્ત્રી. (ફા.) મુસલમાનની સ્ત્રી, બૂ (૨) ખાનદાન મુસલમાન સ્ત્રી

**બેબી** ન. (અં.) નાનું બાળક (૨)સ્ત્રી. નાની બાળકી માટે લાડનું નામ

**રબી** વિ. પું. (અ.) વસંત ઋતુ કે ત્યારનો પાક, રવીપાક

**રોબી** વિ. જુઓ 'રોફી'

**લાબી** સ્ત્રી. જુઓ 'લાપી'

**લાંબી** સ્ત્રી ('લાંબુ' ઉપરથી) (લા૦) યાદદાસ્ત, સ્મૃતિ (૨) બુદ્ધિ

**લાંબી** સ્ત્રી. જુઓ 'લાપી', લાંપી, લાખી

**સબી** સ્ત્રી. ('છબી' ઉપરથી) શોભા, કાંતિ (૨) છબી, તસવીર

**સુબી** સ્ત્રી ('છબી' ઉપરથી) શોભા, કાંતિ (૨) મોઢાની આકૃતિ

**અંબુ** ન. (સં.) પાણી [ફળ, કેરી

**આંબુ** ન. (સં. આમ્રક) આંબાનું

**કંબુ** પું. (સં) શંખ (૨) વિ (લા૦) ચોટ્ટું, ઠગારું [કૂંજો, મોટવો

**ચંબુ** પું. (સર૦ હિં. મ ચંબૂ; ફા.)

**ચીબું** વિ. (સં. ચિપિટ) બેઠેલા ચપટા નાકવાળું [ઘાટનું ઢાંકણું

**છીબુ** ન. (દે છબ્બ) તપેલીનું ત સક

**જંબુ (-બૂ)** ન (સં.) જાંબુ રાયણું (૨) પું. (સંજ્ઞા) પ્રાચીન એક ખંડ, જંબુદ્વીપ (જેમાં ભરતખંડ પણ આવી જતો)

**જાંબુ** ન. (સં. જંબુ) જાંબુડાનું ફળ, રાયણું

**ઠીબું** ન. (જુઓ 'ઠીબ') માટીનું ઠામ

**ઠેબું** ન. (સર૦ મ. ઠેપ) પગની ઠેસ,

ઠોકર [ઠુંસો
ડબ્બું ન. ( સર૦ હિં. ડબ્બૂ ) કડછી,
ડાબ્બું વિ. (દે. ડબ્બ ) જમણાનું ઊલટું (૨) (લા૦) અળખામણું
ડીબ્બું ન. ( સર૦ પ્રા. ડિંબ=ગોળો ) ગાંઠ, ઢેકો, ઢીમણું
ડૂબ્બું ન. ( સં. 'ડિંબ' ઉપરથી ) કમરથી નીચેનો પીડનો ભાગ
ડોબ્બું વિ. કાંઈ ન સમજે એવું તદ્દન બોથડ (૨) (લા૦) ન. ભેંસ
ઢબ્બુ (-બ્બુ) પું. (સર૦ મ. ઢબ્બૂ) ઢબુવો, બેવડિયો પૈસો (૨) (લા૦) જુઓ 'ઢબો', બેવકૂફ આદમી
તંબ્બુ (-બૂ) પું ( સર૦ હિં. મ. ) દોરડાં અને થાંભલાને ટેકે કરેલું લૂગડાના પાટનું ઘર
તાંબ્બું-ન ( સં. તામ્ર ) મેલા રાતા રંગની એક ધાતુ, ત્રાંબું ( જેના વાસણ તારનો દોરડાં વ૦ થાય છે )
ત્રાંબ્બું ન. ( સં. તામ્ર ) જુઓ 'તાંબ્બું'
ધાબ્બું ન (સ્વા૦) અગાસી (૨) ડાઘો (૩) ફંદો, છટકું (૪) ફૂલનું બેડું, ઝાલ
ધોબ્બું વિ. ઠોઠ, કમઅક્કલ, ડોબ્બું (૨) ન. ઇંટાકું, રોડું
નિંબ્બુ ન. (સં.) લિંબુ
બાબ્બુ પું. (બંગાળી) વડીલ માણસ (૨) હિંદી-ભાષીઓમાં સ્ટેશન માસ્તર-અમલદાર વ૦ માટે વપરાતો માનવાચક શબ્દ (૩) ( સંજ્ઞા ) દુલામણાનું ગુજરાતી એક નામ
બામ્બુ પું. (અં.) પોલો વાંસ, બાંબુ
બાંબ્બુ પું. (અં. 'બામ્બુ') જુઓ 'બામ્બુ'
બીબ્બું ન. ( સં. બિંબ ) કોઈ આકૃતિ ઢાળવાનું ચોકઠું (૨) કોઇ આકૃતિ છાપવાનું કોતરેલું સાધન (૩) છાપવાનો સીસાનો અક્ષર, 'ટાઈપ' (૪) (લા૦) નમૂનો, પ્રતિકૃતિ
બોબ્બું વિ. ( જુઓ 'બોબડું' ) બોબડું
બોબ્બું ન. 'બોખું, ફોકું (૨) સ્ત્રીનું સ્તન, ધાઈ (અશિષ્ટ ભાષામાં)
લાબ્બું ન. ( સર૦ 'લાબરુ' ) કુંવારના છોડનું પાતું-પાન
લાંબ્બું વિ. ( સં. લંબ ) માપ સમય વગેરેમાં ઘણું (૨) ન. લંબાણ
લિં(-લી)બ્બુ ન. ( સં. નિંબુ ) એક ખાટું ફળ
સાબ્બુ (-બુ) પું ( અ. સાબૂન્ ) ક્ષાર અને તેલની મેળવણીથી બનાવેલો મેલ કાપે એવો ઘટ્ટ પદાર્થ
કબ્બૂ અ. ( હિં. કભી ) કદી, કોઈવાર
કાબ્બૂ પું. (તુર્કી) સત્તા, અખત્યાર (૨) અંકુશ (૩) કબજો (૪) વજન, વગ
નિંબ્બૂ ન. ( સં. ) લિંબુ
યાબ્બૂ પું ( તુર્કી ) એક જાતનો ઘોડો
સાબ્બૂ પું. જુઓ ' સાબ્બુ '
અબ્બે અ. (હિં.) ઓ, અલ્યા ! ( તિરસ્કારથી તુચ્છકારમાં )
ઝબ્બે સ્ત્રી ( અ. ઝબ્હ ) વધેરવું-ભોગ આપવો એ, કુરબાનીની કતલ
તાબ્બે અ. (અ.) તાબામાં, હુકમ તળે
બબ્બે વિ. (જુઓ 'બે') પ્રત્યેક બે બે
બાબ્બે અ. ( ફા. ) બાબતમાં, વિશે
આંબ્બો પું. (સં. આમ્ર) કેરીનું ઝાડ (૨) (લા૦) છોકરાંની એક રમત (૩) વંશવૃક્ષ

કાબો પું. દ્વારકા આસપાસ વસતી એક લુટારુ અને ચાંચિયા જાતનો આદમી, વાઘેર જાતનો પુરુષ
કાબો વિ. પું. ('કાબિલ'પરથી) કાબેલ,
કૂબો પું. એક છોડ-ઝાડ [પક્ષી
કૂબો પું. (અ. કુબ્બહ્=ઘુમટ)પક્ષીએ બાંધેલો માળો (૨) ઘુમટવાળું ઘાસનું ઝૂંપડું
કૂબો પું. (ફા. કૂબહ્=મોગરી) છો-ફાંકરેટવાળી જમીન, રસ્થડ (૫) એ ટીપવાનું લાકડાના કે લોઢાના વજનદાર ચકામાં ડાંડો ખોસી બનાવેલું સાધન
ગબો (-બ્બો) પું. (રવા૦) જુઓ 'ગબ્બો' (૨) (લા૦) મૂરખો, બેવકૂફ
ગબ્બો પું મોટી ગબી (૨) શેરડીની ગાંઠ
ગબ્બો પું. (રવા૦) ધપ્પો (૨) જુઓ
ઘુબો પું. (રવા૦) ઘુબો ['ગબો.'
ચોબો પું. (હિં. ચૌબે; સં. ચતુર્વેદી) મથુરા તરફનો એ જાતનો બ્રાહ્મણ
ચોબો પું. (ફા. ચોબ) ઢોલ વગાડવાનો દંડૂકો (૨) ઢોલ ઉપર પડેલો દંડૂકાનો મેળ
ચોબો પું. ('ચોબવું' ઉપરથી) ચપકો, ડામ (૨) છુંદણું
જાબો (-બો) પું જીવ ઊંડો ઊતરી જવો-મૃત્યુવત્ બેભાન થઇ જવું એ
જુબો (-બ્બો,-ભ્ભો,-ભો) પું લાંબો અને ખૂલતો ડગલો
ઝબ્બો પું. જુઓ 'જબો'
ઝબ્બો પું પત્તાંની એક રમત
ઝાબો (-ભો) પુ (સર૦ હિં. મ. ઝાબા) કુલ્લામાં તેલ ભરવાનું લાંબા મોંવાળું નાળચું [-અર્થ (જૈન)
ટબો પું. પાનાંના હાંસિયામાં લખેલી ટીકા
ટિ (-ટી)બો પું. (સર૦ હિં. ટિબ્બી, ટીબા (-લા); મ. ટિબ્બા) ઇમારતોના કટાઇ હાઇને થયેલો ટેકરો
ટુ (-ટૂ)બો પું (દે. ટુંબય) ટાણો, મહેણું
ડબો (-બ્બો) પું. (ફા. દબ્બહ્) ધાતુનું એક પાત્ર, દાબડો (૨) ટિનનો ડબો દાબડો (૩) રેલગાડીનો ડબો (૪) ઘડિયાળનો ડબો (૫) દીવડાની મોટી ડબી (૬) હરાયાં ઢોર પૂરવાનો સરકારી વાડો (૭) પાઘડી (તુચ્છકારમાં)
ડબો(-બ્બો) પું. ('ડબ' રવા૦ ઉપરથી) કોળિયો, ગફ્ફો
ઢીબો પું. (જુઓ 'ઢીબુ') ઢૂંસો (૨) મોટો લખોટો
ડોબો પું. (જુઓ 'ડોબું') મૂર્ખ, મંદબુદ્ધિ માણસ
ઢબો (-બ્બો) પુ (રવા૦)(લા૦) બેવકૂફ આદમી (૨) બાયલો, નામર્દ આદમી
ઢબો પું સોજો, ગડબ, ટેકો (૨) ઢેબલો
તબો પું. (જુઓ 'તવો') (ગ) ચલમનો તવો .
તાબો પુ (જુઓ 'તાબે') કબજો, હવાલો
દાબો પું. ('દાબવું' પરથી) દબાવીને ભરવું એ (૨) ધૂળનો ઢગલો
દીબો પુ ડૂંસો, છાતી ભરાઇ આવવી એ
ધબ્બો પું. જુઓ 'ધપ્પો', મુક્કો (૨) મોટો ડાઘ, ધાબું
ધાબો પુ (રવા૦) ચૂનો પણીઆ વગના રસ્થડને ટીપવો એ (૨) એનો કૂબો કરવો એ (૩) મોહનથાળ વગેરે બનાવવા

લોટને દૂધનો પાસ આપવો એ (૩) જુઓ 'ધાબું' અગાસી વ૦ અર્થ

**ધુંબો** પું. (રવા.) ગડદો, મુક્કો

**ધોબો** પું. ('ધોબી' ઉપરથી) (લા૦) ઠોઠ માણસ [આકારનું ચાંદીનું પાત્ર

**ધોબો** પું. ખોબો, અંજલિ (૨) ખોબાના

**બબો** પું. (જુઓ 'બાબુ') છોકરાને અપાયેલું વહાલસોયું નામ

**બબ્બો** પું. 'બ' અક્ષર, બક્કાર

**બંબો** પું. (સર૦ હિં. બંબા; મ બંબ; અ. મંબા; પો. પોંપા) પાણી કાઢવાનું યંત્ર (૨) આગ ઓલવવા માટે પાણી ફેંકવાનું યંત્ર (૩) પાણી ગરમ કરવાનું વચ્ચે પોલી પાઈપવાળું વાસણ

**બાબો** પું. તાતા, રોટલો (બાળભાષા)

**બાબો** પું. (બંગાલી 'બાબુ') (લા૦) નાનો છોકરો, બાળક (૩) ધાવણો છોકરો

**બોબો** પું. (સર૦ હિં. બોબા) સ્તન

**સંબો** પું. (સં. સમવાય) જ્ઞાતિનો સમૂહ-જથો, સંવા

**સૂબો** પું. (અ.) ઇલાકો, પ્રાંત (૨) ઇલાકા કે પ્રાંતનો હાકેમ, સૂબેદાર

## ભ

**અંભ** ન. (સં. અંભસ્) પાણી

**આભ** ન. (સં. અભ્ર=વાદળ) (લા૦) [આકાશ

**ઇભ** પું. (સં.) હાથી

**કુંભ** પું. (સં.) ઘડો (૨) હાથીના માથા પર બે બાજૂ ઊપસી આવેલો ભાગ, ગંડસ્થળ (૩) સ્ત્રી. એક રાશિ (જ્યો) (૪) પું. ચૌદ શેરનું એક વજન–માપ

**ક્ષોભ** પું. (સં.) ખડભડાટ (૨) (લા૦) મનનો ગભરાટ, વ્યગ્રતા (૩) ઓસારો ખાનો–શરમાવું એ

**ખંભ (–ભો)** પું. (સં. સ્કંભ) થાંભલો,

**ખાંભ** પું. (સં. સ્કંભ) થાંભલો [સ્તંભ

**ગર્ભ** પું. (સં.) કોઈ પણ વસ્તુનો અંદરનો ભાગ (૨) માના પેટમાં રહેલું જીવનું રૂપ (૩) ગર, અંદરનો માવો (૪) નાટકની એક સંધિ (કા૦ શા૦)

**ગાભ** પું. (સં. ગર્ભ) ગર્ભ (પશુની માદાનો) (૨) (લા૦) કાચું વરસી જાય કે ન વરસે તેવું વાદળું

**જીભ** સ્ત્રી. (સં. જિહ્વા) બોલવાની તેમજ સ્વાદની કર્મેંદ્રિય (૨) (લા૦) વાચા, વાણી (૨) જોડા પહેરવા માટે એડી આગળ વપરાતી પટ્ટીનું સાધન (૪) ટાંક, અણિયું (૫) અગ્રભાગ

**ઝાભ** પું. ખેતર વચ્ચે પાણી ભરાઈ રહે તેવી ખાડાવાળી જગ્યા, ડોઝું

**ઠાભ** વિ. જાણીતું, માલૂમ હોય એવું

**ડાભ** પું. (સં. દર્ભ) એક જાતનું જંગલી ઘાસ, દર્ભ

**ડિંભ** ન. (સં.) નાનું છોકરું, બાળક

**થંભ** પું. (સં. સ્તંભ) થાંભલો [ચાંત

**થોભ** પું. (સં. સ્તોભ) અટકવાપણું,

**દર્ભ** પું. (સં.) એક જંગલી ઘાસ, ડાભ

**દંભ** પું. (સં.) ડોળ, સટાટોપવાળું વર્તન [દર્ભ, ડાભ

**દાભ** પું. (સં. દર્ભ) એક જંગલી ઘાસ,

**નભ** ન. (સં. નભસ્) આકાશ

**ભભભ** અ. (રવા૦) ભપ, એવો અવાજ

**લાભ** પું. (સં.) પ્રાપ્ત (૨) ફાયદો, નફો

**લાંભ** વિ. (જુઓ 'લાંગમાત') અડબાઉ

**લોભ** પુ (સં.) આર્થિક સંકોચશીલ વર્તન, કંજૂસાઈ (૨) (લા૦) લાલચ, તૃષ્ણા

**વાંભ** સ્ત્રી. (સર૦ અંભાં) વાછરડાં કે ઢોરને વાળીને એકઠાં કરવા કરાતો અવાજ .

**વાંભ** સ્ત્રી. (ફા.) જુઓ 'વામ,' માણસના બે હાથ એક લીટીમાં કરતાં થતું માપ (ખાસ કરી પાણીનું માપ કહેવામાં)

**શુભ** વિ. (સં) મંગળમદ, કલ્યાણકારી (૨) ન. ભલું, કલ્યાણ

**શુંભ** પુ. (સં.) (સંજ્ઞા) દેવી દુર્ગાએ મારેલો એક દૈત્ય

**સોભ** ન. (સં. શુભ) સૌભાગ્યનું ગીત (વરકન્યા પરણી ઊઠયા પછી ગવાતું)

**સ્તંભ** પું. (સં.) થાંભલો (૨) (લા૦) જડતા, નિશ્ચેષ્ટતા (૩) પ્રતિબંધ, રુકાવટ, નિયમન (૪) કાવ્યના અષ્ટ-ભાવમાંનો એક (કા૦ શા૦)

**અભા** સ્ત્રી. (સં. આભા) આભા, તેજ

**અંભાં** અ (રવા૦) ગાય વાછરડાંનું બરાડવું એ

**ઓભા** સ્ત્રી.મુશ્કેલી, ઉપાધિ, પીડા

**દભા** પુ (અ કબા) જરીનો જામો-વાઘો (૨) વેવાણને મળતી લગ્નની પહેરામણી

**દાભા** સ્ત્રી.જુઓ 'ફુભારજા', ખરાબ પત્ની

**ચાંભાં** ન. બ. વ. ચાંદાં

**થોભા** પું. બ. વ. (મ. થોમ, સં. સ્તોમ) મૂછના બને છેડા આગળ ગાલના ભાગ ઉપર વધારેલા વાળના ગુચ્છા, થોભિયાં (૨) સ્ત્રીઓનાં કલ્લાનાં ટેકણ

**પ્રભા** સ્ત્રી. (સં) તેજ, કાંતિ (૨) લા૦ દમામ, 'ઓ'

**રંભા** સ્ત્રી. (સં.) સુંદર સ્ત્રી (૨) કેળ (૩) (સંજ્ઞા) એક અપ્સરા [કિરણ

**વિભા** સ્ત્રી. (સં.) પ્રકાશ (૨) શોભા (૩)

**શંભા** પું (સં. સમવાય) સમૂહ, સંવા

**શુભા** સ્ત્રી (અ.) (જુઓ 'શુબા') શંકા

**શોભા** સ્ત્રી (સં.) સુંદર દેખાવ, સૌંદર્ય (૨) (લા૦) પ્રતિષ્ઠા, આબરૂ

**સભા** સ્ત્રી. (સં.) માણસો એકઠાં થાય તેવું બાંધેલું સ્થાન (૨) મેળાવડો, પરિષદ (૨) સમાજ, મંડળી

**સંભા** પુ. (જુઓ 'સંવા') જ્ઞાતિ-સમૂહ, સંવા [ અવાજ

**હુભા** અ. (રવા૦) ગાયના ભાંભરવાનો

**અભિ** ઉપ (સં) 'પાસે' 'તરફ' 'ની ઉપર' એવા અતિવાચક અર્થમાં; ઉદા૦ અભિગમન, અભિનંદન, અભિક્રમણ, અભિમુખ (૨) સ્વતંત્ર શબ્દ જોડે 'શ્રેષ્ઠ' 'અધિક' એવા ભાવના અર્થમાં; ઉદા૦ અભિધર્મ, અભિનવ

**નાભિ** સ્ત્રી. (સં.) દૂંટી (૨) કેંદ્ર, મધ્ય ભાગ (૩) પૈડાનો મધ્યભાગ જ્યાં આરાઓ મળે છે, નાઈડી (૪) પુ (સંજ્ઞા) એક પૌરાણિક પ્રાચીન રાજા

**કુંભી** સ્ત્રી. (સં. કુંભિકા) નાનો કુંભ, ઘડો (૨) નાનું કુલ્લું (મસાલમાં તેલ પૂરવા માટે) (૩) થાંભલા નીચેની પથ્થર અથવા લાકડાની બેસણી (૪) ચાર વંપે ભરાતો નાનો કુંભમેળો

ફૂંભી સ્ત્રી.જુઓ 'ફુંભી',થાંભલાની બેસણી
ખાંભી સ્ત્રી. (સં.સ્કંભિકા) ખોડેલો પથ્થર (૨) પાળિયો (૨) બોભણુ, પાટિયાં બેસાડવા લાકડામાં પાડેલી ખાંચ
દંભી વિ. (સં. દંભિન્) દંભવાળું,ઢોંગી
ભાભી સ્ત્રી. (ગ. ભ્રાતૃજાયા) ભાઈની સ્ત્રી, ભોજાઈ [વડો માણસ
મોભી પુ. ('મોભ' ઉપરથી) (લા૦) ઘરનો
લોભી વિ. (સં. લોભિન્) લોભવાળું, કંજૂસ
ઊભું વિ. (સં. ઊર્ધ્વક) ઊભેલું (૨) (લા૦) થંભેલું, ચોભેલું, ચાલતું બંધ થયેલું (૩) ટટાર સીધું (૪) સીધા એકદમ બહુ ઢાળના ચઢાણવાળું (૫) અપૂર્ણ, ચાલુ, ચાગળ ચાલવાની કે પૂરું થવાની રાહ જોતું કે કરવાનું બાકી (૬) આખું એક લાંબા પટમાં પડેલું (૭) હયાત, મોજુદ (૮) સપાટીની લંબદિશાએ સીધું આવેલું
ફૂંભું ન. લગભગ એકર જેટલું જમીનનું માપ
ખાંભું ન. (સં. સ્કંભક) (લા૦) ખાતર પૂંજો નાખવાનો ખાડો
પ્રભુ પું. (ગ.) માલિક,સ્વામી (૨)પરમેશ્વર
ભાભુ સ્ત્રી. (જુઓ 'ભાભી') ભાભી માટે માનવાચક શબ્દ (૨) મોટા કાકાની વહુ (પિતા એને 'ભાભી' કહેતા હોય તેથી) [ગામડિયું
રાભુ વિ. (રવા૦) અણઘડ (૨) (લા૦)
લાંભું ન. (સં. લંભક) વિભાગ, હિસ્સો (૨) ભાગિયાઓના ભાગ વહેંચવામાં નાખવામાં આવતી ચિઠ્ઠી
વિભુ વિ. (સં.) સર્વવ્યાપી (૨) શક્તિમાન, સમર્થ (૩) મહાન, શ્રેષ્ઠ (૪) પું. પ્રભુ, ભગવાન, પરમાત્મા
શંભુ પું. (સં.) (સંજ્ઞા) શિવ
ભૂભૂ અ. (રવા૦) એવો અવાજ
અભે પું. (સં. અભય) અભય
ખ(-ખ)ભો પું. (સં. સ્કંભ) ધડ ને હાથ જ્યાં જોડાય છે તે અવયવ
ખાંભો પું. (સં. સ્કંભક) સીમાડાની હદ બતાવતો ખોડેલો પથ્થર (૨) ખાંભી, પાળિયો
ગાભો પું. (સં. ગર્ભક) જેનાથી વસ્તુની અંદરનું પોલાણુ પૂરવામાં આવે તે (૨) પાપડીનું ભીતાનું (૩) ઘરેણાની અંદરનો તાંબા-પિત્તળનો સળિયો (૪) અંદરનો ગર-ગરભ (૫) રદ્દી કપડાનો ડૂચો
જભો(-ભ્ભો) પું. જુઓ 'જભ્ભો'
જોભો પું. (જુઓ 'જોબો') જીવ ઊંડો ઊતરી જવો એવી સ્થિતિ, મૃતસુવત્ બેભાન થઈ જવું એ
ઝભો(-ભ્ભો) જુઓ 'જભ્ભો'
ઝાભો પું. જુઓ 'ઝાબો'
ટેભો પું. દોરાનો લાંબો ટાંકો
ડા(-ડાં)ભો પુ (સર૦ મ. ડાભ, ડાંભા) એક જાતનું શાક (રાજગરો સામો વ૦ પ્રકારનો એક છોડ)
થાંભો પું. (સં. સ્તંભ) જુઓ 'સ્તંભ' (૨) વરક-પાને સ્નાન કરાવતાં ચારે બાજૂ ચાર દહીંથરાં ઉતારે છે એ
થોભો પું. (થોભવું ઉપરથી) થોભિયો (૨) થાંભલો, ટેકો

દાંસો પું. (જુઓ 'ડાભો') ડાંભો
નીભો પું. જુઓ 'નિભાડો' 'નીભાડો
ભક્ભો પું. 'ભ' અક્ષર, ભકાર
ભંભો પું. (જુઓ 'ભંભલી') પાણી રાખવાનું (સાંકડા મોંનું) માટીનું વાસણ
ભાભો પું. ('ભાઈ' ઉપરથી) વૃદ્ધ માણુસ (૨) (લા૦) કણબી (૩) બર્ડા ડુંગરમાં રહેતી બર્ડાઈ બ્રાહ્મણ કોમનો માણસ (વહાલભોયું સંબોધન)
મોભો પું. (અ. મુહાબા) દરજ્જો, માનમરતબો[ જેવું) ઓજાર (૨)
રંભો પું. હાથાવાળું ખોદવાનું (કોશ
રાંભો પું. (પ્રા. રંભ) ખોદવાનું એક ઓજાર
રાંભો વિ. પું. (જુઓ 'રાભું') રાભો
વભો પું. (સં. વિભવ) સાહેબી (૨) પ્રતિષ્ઠા, વજન (૩) (લા૦) મર્યાદા, અદબ

## મ

અમ સ. (સં. અસ્મત્) અમે (૨) અમારું (૫)
અશ્મ પું. (સં. અશ્મન્) પથ્થર
આત્મ પું. (સં. આત્મન્) તત્પુરુષ સમાસના પૂર્વ પદ તરીકે આત્મા કે પોતાની જાત એવા અર્થમાં આવે, ઉદા૦ આત્મધર્મ, આત્મજ
આમ અ. આ પ્રમાણે (૨) આ તરફ
આમ ન. સ્ત્રી. (સ. આમ્ર) કેરી
આમ પું. (સં.) કાચો મળ, જરસ
આમ વિ. (અ) સામાન્ય, ખાસ નહિ એવું (રાજાને લગતું નહિ પણ પ્રજાને લગતું); ઉદા૦ આમ જનતા
આશ્મ વિ. (સં.) પથ્થરનું બનેલું (૨) (૨) એવી કોઈપણ વસ્તુ
ઇમ અ. (કા.) એમ (૨) એ તરફ
ઇધ્મ પું. (સં.) કામદેવ (૨) વસંત ઋતુ [પોઈંટ'ના કદનું એક માપ
એમ પું. (અં.) છાપકામમાં બાર
એમ અ. (સં. એવમ્, અપ. એમ) એ રીતે, એ પ્રમાણે (૨) એ તરફ
ઓમ્ પું. (સં.) વેદનો પહેલો અને પવિત્ર ઉચ્ચાર, પ્રણવ, ૐ (૨) અ. હા.
કમ વિ. (ફા.) ઓછું (૨) (લા૦) ખરાબ
કર્મ ન (સં. કર્મન્) ક્રિયા, કાર્ય, કામ (૨) પ્રવૃત્તિ, ધંધો (૩) (લા૦) નસીબ, કરમ
કામ પું. (સં.) ઇચ્છા, કામના (૨) ચાર પુરુષાર્થમાંનો ત્રીજો (૩) ઇંદ્રિયસુખ, વિષયસુખ (૪) (સંજ્ઞા) કામદેવ, મદન (૫) એક છંદ
કામ ન. (સં. કર્મન્) કર્મ, કૃત્ય (૨) નોકરચાકરનું કાર્ય (૩) કર્તવ્ય (૪) વ્યવસાય, ધંધો (૫) (લા૦) મૈથુનકર્મ (૬) જરૂર, ખપ, ઉપયોગ (૭) કેસ, મુકદ્દમો (૭) અ કાજે, માટે
કિમ અ. (કા.) જુઓ 'કેમ'
કીમ ન. એક પક્ષી
કુમ સ્ત્રી. (તુર્કી) મદદ
કૂર્મ પું. (સં.) કાચબો
કેમ અ. (સં. કથમ્, અપ. કેમ) શા કારણે, શા માટે (૨) કેવી રીતે (૩)

પ્રશ્નાર્થસૂચક નિરર્થક અવ્યય; ઉદા૦ 'તમે જશો; કેમ?'

**કોમ** સ્ત્રી. (અ) એક જ નામેથી ઓળખાતો લોકસમૂહ (જ્ઞાતિ ધર્મ કે

**કુચમ** અ. જુઓ 'કેમ'(પ.) [જાતવારનો)

**ક્રમ** પું (સ.) એક પછી એક આવે એવી સંકલના (૨) શ્રેણી, હારમાળા (૪) ધારો, રિવાજ (૫) સંગીતમાં એક અલંકાર (૬) ન. ડગલું, પગલું

**ક્રૂ(-ક્રો)મ** ન. (અં.) ચામડું કેળવવાનો એક પ્રકાર (એ રંગવાળું બને છે) કે એવી રીતે કેળવાયેલ ચામડું કે એની જાત

**ક્લીમ્** ન. (સં.) કામદેવના મંત્રનું બીજ

**ક્ષમ** વિ. (સં.) સહન કરી શકે એવું (૨) સાધી શકે એવું (૩) સમર્થ, શક્તિમાન (૪) યથાર્થ, યોગ્ય (૫) ધીરજવાળું

**ક્ષેમ** વિ. (સં. ક્ષેમન્) સુખશાંતિ આપનાર (૨) સુખશાંતિવાળું, આબાદ (૩) ન. સુખશાંતિ (૪) કલ્યાણ, શ્રેય (૫) આરોગ્ય

**ખમ** સ્ત્રી. (ફા.) બાહુ (કુસ્તી વખતે જે ભાગ થાબડવામાં આવે છે તે) (૨) એ ભાગનો સ્નાયુ, 'બાઇસેપ્સ'

**ખાંમ** પું. સ્ત્રી (સં. સ્કંભ) ટેકો, થાંભલો (૨) ખાણો

**ખામ** વિ (ફા.) કાચું, અધૂરું

**ગમ** અ બાજુ

**ગમ** સ્ત્રી. મનનું વલણ (૨) ગતિ, પ્રવેશ (૩) (લા૦) સમઝ

**ગમ** સ્ત્રી. (અ.) શોક, દુઃખ (૨) ગમખારી

**ગામ** ન. (સં. ગ્રામ) માણસના વસવાટનું સ્થળ (નગરથી ખૂબ નાનું)

**ગીમ** સ્ત્રી. (અં.) ગંજીફાના પત્તાંની

**ગુમ** વિ. (ફા.) ખોવાયેલું [એક રમત

**ગુલ્મ** ન. (સં.) ગાંઠ (૨) ગાંઠવાળો વેલો (૩) ઝુંડ, ઝાડી (૪) ગોળાનો રોગ

**ગોમ** સ્ત્રી. (સર૦ હિં. મ.) ખોડ (ખાસ કરીને ઘોડાની) (૨) આનાકાની

**ગ્રામ** પું. (સં.) સમૂહ (૨) મૂર્છનાના આશ્રયરૂપ સ્વરસમૂહ (૩) ન. ગામડું

**ગ્રીષ્મ** પું સ્ત્રી. (સં. ગ્રીષ્મન્) (૭ ઋતુમાંની) ગરમીની મોસમ (જેઠ અને આષાઢ) [બફારો, ઘામ

**ઘર્મ** પું. (સં.) સૂર્યની ગરમીથી થતો

**ઘામ** પું. (સં. ઘર્મ) સૂર્યની ગરમીથી થતો બફારો (૨) પરસેવો

**ઘીમ** પું. વહેમ, શંકા (ફા.) (૨) સ્ત્રી. હોળી પછીને દિવસે કરવામાં આવતી એક ક્રિયા

**ઘૂમ** સ્ત્રી. તર્કની ઘૂરી (૨) નશાથી બેભાન–ચકચૂર થવું એ

**ચર્મ** ન. (સં. ચર્મન્) ત્વચા, ચામડી

**ચશ્મ** સ્ત્રી. (ફા.) આંખ [(૨) ચામડું

**ચામ** ન. (સં. ચર્મન્) ચામડી (૨) ચામડું

**છદ્મ** ન. (સં. છદ્મન્) છળકપટ (૨) બનાવટ, ઢોંગ (૩) બહાનું

**છુમ** અ. (રવા૦) એવો અવાજ (જેમ કે વઘારનો)

**જન્મ** પું. (સં. જન્મન્ ન.) જન્મવું–પેદા થવું એ (૨) જનમારો, ભવ

**જમ** પું. જુઓ 'યમ,' યમદેવ (૨)

બ. વ. યમના દૂત

**જામ** પું. ન. (ફા) પ્યાલો

**જામ** પું. (ફા જામહ્) જામનગરના જાડેજારાજવંશનો ઈલકાબ (૨) લા૦)

**જામ** (સં. યામ) એક પહોર [સરદાર

**જિમ** અ. (ફા) જુઓ 'જેમ'

**જુગ્મ** ન. (સં. યુગ્મ) યુગલ, જોડું (૨) વિ. બે

**જુલમ** પું. (અ) બળજબરી, અત્યાચાર (૨) અન્યાય (૩) કેર

**જેમ** અ. જે રીતે (૨) જેમકે, દાખલા તરીકે (૩) જે તરફ

**જોમ** ન. (અ. જઅમ) ઓજસ, બળ, શક્તિ, જુસ્સો

**ઝમ્** અ. (રવા૦) રણકવાનો રવ

**ઝામ** સ્ત્રી (સં. યામ=પહોર) (લા૦) સમય

**ઝૂમ** વિ. ધૂમ, ઘણું (૨) સ્ત્રી. ઝામ, સમય (૩) કેફ, નશો (૪) ઝઝૂમવાની તાકાત

**ઝૂમ** સ્ત્રી. પું. [ 'ઝૂમવું' (સર૦ લૂમવું) ઉપરથી ] ઝૂમખું, લૂમ (૨) ઝૂમખાની પેઠે એકઠું થયેલું

**ટીમ** ન. ગચિયું, ટીમચું

**ટીમ** સ્ત્રી. (અં) ખેલાડીઓની (જેમકે ક્રિકેટની) ટુકડી

**ટ્રામ** સ્ત્રી (અ.) ( ઘોડાથી કે હવે ઘણે ભાગે યાંત્રિક બળથી પાટા ઉપર ચાલતું) એક વાહન

**ઠમ** અ. (રવા૦) ( ચાલ-ગતિને અંગે વપરાય છે. ) ઝાંઝર વગેરેનો પગના ઠેકાથી થતો અવાજ

**ઠામ** પું. ન. (સં. સ્થામન્) સ્થાન, ઠેકાણું (૨) ન. આમન, જમવાની જગ્યા (૩) વાસણ

**ડામ** પું. (પ્રા. ડંભ) ગરમ ગરમ વસ્તુ ચામડી ઉપર ચાંપી દેવી એ ચપકો (૨) (લા૦) ડાઘ, કલંક, લાંછન (૩) કાંઈ નહિ એમ કહેવું (અંગૂઠો બતાવી)

**ડ્રામ** પું. (અં.) પ્રવાહીનું એક અંગ્રેજી માપ ( જેમકે દવામાં ચાલે છે-લગભગ એક આનીભાર જેટલું )

**ઢમ** અ. (રવા૦) એવો અવાજ (૨) ન. ( બાળભાષામાં ) ઢોલ [ઢીમચું

**ઢીમ** સ્ત્રી. ન. સોનાની લગડી (૨)

**તમ** ન. (સં. તમસ્) અંધારું (૨) તમોગુણ (૩) (લા૦) અજ્ઞાન

**—તમ** વિ. (સ.) પ્રત્યય વિશેષણને લાગતાં "સૌથી શ્રેષ્ઠ" એવો અર્થ બતાવે છે; ઉદા૦ ગુરતમ, લઘુતમ

**તમ** સ. (સં. વૈ તુષ્મ) તમે (પ.) (૨) તમારું (પ.)

**તેમ** અ. (સં. તથા, અપ. તેમ) એ રીતે, એ પ્રમાણે (૨) તે બાજૂ

**ત્યમ** અ. જુઓ 'તેમ,' તે પ્રમાણે

**દમ** પું. (ફા.) શ્વાસ, પ્રાણ (૨) શ્વાસનો એક રોગ (૪) (લા૦) સત્ત્વ, શક્તિ, પાણી (૫) ધમકી, સજાની શેહ

**દમ** પુ. (સં.) ઇંદ્રિયોને દમવી-તાબે રાખવી એ, સંયમ (મુમુક્ષુની ૭ સંપત્તિમાંની એક )

**દામ** પુ. (સં. દ્રમ્મ) (લા૦) પૈસો, ધન (૨) ન. કીમત, મૂલ્ય

**દામ** ન (સં. દામન્) દોરડું (૨) સ્ત્રી. માળા

**દુમ** સ્ત્રી. (ફા) પૂછડી

**દ્રમ્મ** પું. (સં.) એક પ્રાચીન સિક્કો-નિષ્કનો સોળમો ભાગ
**દ્રામ** ન. (સં. દ્રમ્મ) ધન, દોલત
**દ્રુમ** ન. (સં. પું.) ઝાડ
**ધમ** અ. (રવા૦) કાંઇ પડવાનો કે ધમકવાનો અવાજ (૨) (લા૦) ન. નગારું, ઢમ
**ધર્મ** પું. (સં). કર્તવ્ય, ફરજ (૨) ઈશ્વરાદિ ગૂઢ તત્ત્વો વિશેનું જ્ઞાન શ્રદ્ધા કે માન્યતા (૩) શાસ્ત્રોક્ત વિધિનિષેધ આચાર (૪) સદાચારમય વર્તન (૫) પુણ્યદાન (૫) ચાર પુરુષાર્થો માંહેનો પહેલો (૬) ગુણ, લક્ષણ, સ્વભાવ (૭) (સંજ્ઞા) યમદેવ (૭) ધર્મપુત્ર યુધિષ્ઠિર
**ધામ** ન. (સં. ધામન્) રહેવાનું સ્થળ, ઘર (૨) દેવસ્થાન, તીર્થ (૩) તેજ
**ધુમ** અ. (રવા૦) પુષ્કળ, સખત (૨) આવેશભેર (૩) સ્ત્રી. શોર, ધમાલ
**ધૂમ** પું. (સં.) ધુમાડો
**ધોમ** પું. (સં. ધૂમ) સખત તડકો (૨) (લા૦) ક્રોધ
**નમઃ** અ. (સં. નમસ) 'નમન હો'
**નર્મ** ન. (સં. નર્મન્) આનંદ, વિનોદ (૨) હળવી મશ્કરી
**નામ** અ. (સં. નામન્) એટલે કે, અર્થાત્
**નામ** ન. (સં. નામન્; ફા.) સંજ્ઞા (૨) (વ્યા.) વસ્તુની સંજ્ઞારૂપ શબ્દ (૩) (લા૦) યાદગીરી (૪) કીર્તિ
**નીમ** વિ. (ફા., સં. નેમ) અડધું
**નીમ** પું. (સં. નિયમ) (કા.) નેમ, નિયમ
**નીમ** પું. ભૂતપ્રેત વગેરેને અપાતો બલિ
**નેમ** સ્ત્રી. (સં. નિયમ) નિશાન (૨) આશય, હેતુ (૩) પું. નિયમ
**નેમ** સ. (સં.) અર્ધું
**નોમ** સ્ત્રી. (સં. નવમી) (સંજ્ઞા) સુદિ-વદિની નવમી તિથિ
**પક્ષ્મ** ન. (સં. પક્ષ્મન્) પાંપણ
**પદ્મ** ન. (સં.) કમળ, રાતું કમળ (૨) વિષ્ણુનું એક આયુધ (૩) શરીરનાં ષટ્ ચક્રોમાંનું એક (૪) આંગળીનાં ટેરવાં કે પગનાં તળિયાં ઉપરનું એક સામુદ્રિક ચિહ્ન-આકૃતિ (૫) નાગની ફેણ ઉપરનું ચિહ્ન (૬) હાથીનાં સૂઢ અને કુંભસ્થળ ઉપરની રંગદાર છાંટ (૭) કુબેરના નવ નિધિઓમાંનો એક (૮) હજાર અબજ
**પૂમ** સ્ત્રી. (ફા. પુમ્બહ્) રૂ પીંજતાં ઊડતી ઝીણી રજ,-રૂંવાંટી (૨) કાપડ ઉપરની રૂંવાટી
**પ્રેમ** પું. (સં. પ્રેમન પું. ન.) પ્રીતિ (૨) હેત (૩) ચાહ, રુચિ
**ફામ** સ્ત્રી (અ. ફહમ્) ફેમ, સ્મરણ, યાદ
**ફેમ** સ્ત્રી. (જુઓ 'ફામ') યાદ
**બમ** અ. (રવા૦) ઠસોઠસ ભરાયેલું હોવાનો અવાજ ('સજડ'ની પછી વપરાય છે)
**બમ** અ. (સં. 'બ્રહ્મન્'પરથી) મહાદેવને સંબોધનરૂપે કરતો અવાજ, બંબ
**બાઢં** અ. (સં. બાઢમ્) ભલે, ઠીક
**બાંમ** ન. એક જાતનો વેલો
**બામ** પું. (હિં) વામ (૨) સર્પાકાર માળખી [ ડાલો મલમ
**બામ** પું. (અં.) દુખાવો મટાડવા ચોપ-

**બૂમ** સ્ત્રી. (હિં. બુંબા) મનુષ્યે કરેલો પોકાર. ઘાંટો (૨) (લા૦) અફવા

**બ્રહ્મ** ન. (સં. બ્રહ્મન્) જીવ-જગતનું આદિ કારણ. અનાદિ અનંત તત્ત્વ (૨) પરમાત્મા (૩) વેદ (૪) પું. બ્રહ્મા (૫) બ્રાહ્મણ

**બ્રાહ્મ** વિ. (સં.) બ્રહ્મનું—ને લગતું (૨) પરોઢનું (મુહૂર્ત)

**ભમ** અ. (રવા૦) એવો અવાજ (૨) જાડાપણાનું કે પોલાપણાનું વધારા-પણું બતાવવા શબ્દની આગળ કે પાછળ વપરાતો શબ્દ; ઉદા૦ 'જાડું ભમ' 'ભમપોલ'

**ભમ્મ** અ. (રવા૦) એવા અવાજથી

**ભસ્મ** સ્ત્રી. (સં. ભસ્મન્) રાખોડી (૨) યજ્ઞની કે મંત્રેલી રાખ (૩) ધાતુની વૈદકીય રીતે મારીને કરેલી રાખ, ખાખ

**ભામ** પું. (સં. ભ્રમ=ફરવું) કામને માટે સરકાર તરફથી મજૂરોને ફગાતી ફરજિયાત વરણી (૨) ચામડા ઉપરનો વેગ

**ભામ** સ્ત્રી. (સં. ભામા) જુઓ 'ભામા'

**ભીમ** વિ. (સં.) ભયંકર, વિકરાળ (૨) પું. (સંજ્ઞા) પાંચ પાંડવોમાંનો બીજો, ભીમસેન

**ભીષ્મ** વિ. (સં.) ભયંકર (૨) પું. (સંજ્ઞા) શંતનુ અને ગંગાના પુત્ર ભીષ્મપિતામહ

**ભોમ** પું. (સં. ભૌમ) મંગળ ગ્રહ (૨) મંગળવાર [ જ-મભૂમિ

**ભોમ** સ્ત્રી. (સં. ભૂમિ) ભૂમિ (૨)

**ભૌમ** વિ. (સં.) પૃથ્વી સંબંધી (૨) મંગળનું (૩) પું. મંગળગ્રહ (૪) મંગળવાર (૫) સાટોડીનો છોડ

**ભ્રમ** પું (સં.) ગોળ ફરવું એ (૨) ભ્રાંતિ

**મમ** પું. બ. વ., ન. (રવા૦) ખાવાનું (બાળભાષામાં), મામ

**મમ** સ. (સં.) મારું

**મર્મ** પું. (સં. મર્મન્ ન.) છૂપી વાત, ભેદ (૨) રહસ્ય, તાત્પર્ય (૩) શરીરનું પ્રત્યેક અત્યંત કોમળ અંગ, મર્મસ્થળ

**મામ** સ્ત્રી. (સં. 'મમ' ઉપરથી) મમતા (૨) મમત, ટેક (૨) (લા૦) નવાઈ, તાજુબી (૩) ઐશ્વર્ય, દઢતા

**મામ** ન. (રવા૦) મમ, ખાવાનું

**મોમ** ન. (ફા.) મીણ

**યક્ષ્મ** પું. (સં. યક્ષ્મન્) ક્ષયરોગ, ઘાસણી

**યમ** પું. (સં.) નિગ્રહ, સંયમ (૨) અહિંસા સત્ય બ્રહ્મચર્ય અપરિગ્રહ અને અસ્તેય એ-પાંચ વ્રત (૩) પું. (સંજ્ઞા) મૃત્યુનો દેવ, જમરાજા

**યામ** પું. (સં.) ત્રણ કલાક, પહોર

**યુગ્મ** ન. (સં.) જોડું, જુગલિયું

**રામ** પું. (સં.) (સંજ્ઞા) દશરથ રાજાના પુત્ર, વિષ્ણુનો એક અવતાર (૨) પરશુરામ (૩) બળરામ (૪) પરમેશ્વરનું એક નામ (૫) (લા૦) જીવ, દમ (મોટે ભાગે બ. વ. માં) (૬) વ. કૃને અંતે લાગતાં 'એ ક્રિયા કરવાની ટેવવાળું—મસ્ત માણસ' એવો અર્થ સૂચવે છે; ઉદા૦ રમતારામ (૭) 'એ વર્ગમાં મોટું' એ અર્થ બતાવવા નામની પહેલાં મુકાય છે;

ઉદા૦ રામકુંડાળું ઇ૦
**રીમ** ન. (અં.) વીસ ધા (કાગળ)
**રૂમ** ન. (અ.) (સંજ્ઞા) યુરોપી તુર્ક-
સ્તાન, પ્રાચીન રોમનો પ્રદેશ
**રૂમ** સ્ત્રી. (અં.) ઓરડો (૨) ખોલી,
ઓરડી
**રોમ** પું ન. (સં. રોમન્) રુંવાડું, રૂંવું,
શરીર ઉપરના ઝીણા વાળ
**રોમ** ન (અં.) (સંજ્ઞા) ઇટાલીનું
જાણીતું શહેર
**લૂમ** સ્ત્રી. ( જુઓ 'લૂંબ') ફળનું ઝૂમખું
**લોમ** પું. ન. (સં. લોમન્) વાળ, રૂવું. રોમ
**લોમ** વિ. (સં.) સવળું, સીધું
**વર્મ** ન. (સ. વર્મન્) બખ્તર, કવચ
**વામ** સ્ત્રી. (સં. 'વામા') સ્ત્રી (પ.)
**વામ** પું. સ્ત્રી. (સં. વ્યામ) બે હાથ
પહોળા કરી છાતી સાથે થતી લંબાઇ-
નું માપ, વાંભ
**વામ** વિ. (સં.) સુંદર (૨) ડાબું (૩)
ઊલટું, પ્રતિકૂળ (૪) (લા૦) સ્વભાવથી
વાંકું (૫) અધમ, નીચ
**વેશ્મ** ન. (સં. વેશ્મન્) ઘર, મકાન
**વ્યોમ** ન. (સં. વ્યોમન્) આકાશ
**શમ** પું (સં.) શાંતિનો ગુણ (૨) ઇંદ્રિયો
અને વાસનાઓનું શાંત થવું એ
(૩) ક્ષમા [ કલ્યાણ
**શર્મ** ન. ( સં. શર્મન્ ) સુખશાંતિ,
**શર્મ** પું. (સં. શ્રમ) શ્રમ (પ.)
**શામ** સ્ત્રી. ( સં. શમ્બ ) સાંબેલાની
નીચેની લોઢાની ચકરી
**શ્યામ** વિ. (સં.) કાળું (૨) પું. કાળો
રંગ (૩) (લા૦) (સંજ્ઞા) શ્રીકૃષ્ણ (૪)
પતિ, ધણી
**શ્રમ** પું. (સં.) થાક (૨) મહેનત, તકલીફ
**શ્લેષ્મ** ન. (સં. શ્લેષ્મન્) કફ (૨) સેડાં,
**સદ્મ** ન. સં. (સદ્મન્) ઘર, મકાન [લીંટ.
**સમ** પું. બ. વ. (સર૦ અ. કસમ) સોગન
**સમ** વિ. (સં.) સરખું, સમાન (૨) પું.
તાલનું આરંભસ્થાન (સંગીત) (૩)
ગીતનો એક અલંકાર
**સામ** પું. (સં. સ્વામિન્) સ્વામી, પતિ (પ.)
**સામ** સ્ત્રી. (સં. સમ્બ) સાંબેલાની
નીચેની લોખંડની ચકરી
**સામ** પું. (સં. સામન્) સામવેદ (૨)
રાજનીતિના ચાર ઉપાયોમાંનો એક
–મીઠી વાતોથી સમજાવીને મેળવી
લેવું એ, સમજાવટ [(વૈદક)
**સામ** વિ. ( સં. સ+આમ ) આમવાળું
**સીમ** સ્ત્રી. સં. સીમન્ ) ખેતર કે ગામની
હદ (૨) એ ભાગની ફરતી જમીન
**સૂક્ષ્મ** વિ. (સં.) અણુ, ઝીણું,
બારીક (૨) ન બ્રહ્મ
**સૂમ** વિ. (અ. શૂમ) કંજૂસ, લોભિયું (૨)
**સૂમ** વિ. શૂન્ય [ મૂઢ, જડ
**સોમ** પું. (સં.) ચંદ્રમા (૨) સોમવાર
(૩) સંગીતમાં એક અલંકાર
**સ્તોમ** પુ. (સં.) સ્તુતિ, સ્તવન (૨)
યજ્ઞ (૩) સમૂહ
**સ્વામ** પું. જુઓ "સ્વામી.' (પ.)
**હામ** સ્ત્રી. હિંમત
**હિમ** ન. (સં.) બરફ (૨) ઘણો સખત
ઠાર (૩) અતિશય ઠંડી
**હેમ** ન. (સં. હેમન્) સોનું
**હેમ** વિ. ('ખેમ' સાથે) હેમખેમ, કુશળી

**હૈમ** વિ. (સં.) હિમ સંબંધી, બરફનું કે બરફ જેવું ઠંડું (૨) સોનાનું કે સોના જેવા રંગનું (૩) સુપ્રસિદ્ધ ગુજરાતી પ્રાચીન પંડિત જૈનાચાર્ય 'હેમચંદ્ર'ને લગતું

**હોમ** પું. (સં.) હવન

**હ્રીમ્** અ. (સં.) લક્ષ્મીનો બીજમંત્ર

**અમ્મા** સ્ત્રી. (સં. અમ્બા, અ ઉમ્મ) માતા (વહાલનો શબ્દ)

**અશ્મા** પું. (સં. અશ્મન્) પથ્થર

**આત્મા** પું. (સં. આત્મન્) જીવ, જીવન તત્ત્વ (૨) વ્યષ્ટિજીવ, જીવાત્મા (૩) તત્ત્વ–સારભૂત તત્ત્વ (૪) પરમાત્મ તત્ત્વ (૫) (લા૦) અંતઃકરણ (૬) પોતાની જાત [પાર્વતી

**ઉમા** સ્ત્રી (સં.) (સંજ્ઞા) શિવનાં પત્ની

**ઉ (–ઊ)ષ્મા** સ્ત્રી. (સં. ઉષ્મન્-ઊષ્મન્) ગરમી (૨) હૂંફ (૩) વરાળ [પંડિત

**ઓલમા** પું. જુઓ 'ઉલેમા' મુસ્લિમ

**કામા** સ્ત્રી. (સં. કામિની) સુંદર સ્ત્રી

**કામા** પું. એક પારસી અટક

**ક્ષમા** સ્ત્રી (સં.) ખામોશી (૨) માફી–દરગુજર કરવું એ

**ખમા** સ્ત્રી. (સં. ક્ષમા) ક્ષમા, સબૂરી (૨) અ. જુઓ 'ખમ્મા' અ.

**ખમ્મા** અ. (સં. ક્ષમા) 'ક્ષેમ'નો ઉદ્‌ગાર

**ખિમા** સ્ત્રી (સં. ક્ષમા) ક્ષમા (જૈન)

**ગમા** પું. બ. વ. શક્તિ (૨) શરીરના સાંધા

**ચશ્માં** ન. બ. વ (ફા. 'ચશ્મ' આંખ ઉપરથી) આંખની દૃષ્ટિને નિયમિત કરવા વપરાતા બે કાચની માંડણી

**જમા** વિ. (અ) એકઠું થયેલું (૨) બાજુનું (૩) સ્ત્રી. આવક, ઊપજ, વસૂલ (૪) સરવાળો, જુમલો

**જુમા** પું. (અ. જુમઅહ) શુક્રવાર

**તમા** સ્ત્રી. (અ.) પરવા, દરકાર (૨) કમીના, ખોટ

**પદ્મા** સ્ત્રી. (સં.) લક્ષ્મી

**પામા** સ્ત્રી. (સં.) ખસ

**પ્રમા** સ્ત્રી. (સં.) માપ (૨) યથાર્થજ્ઞાન

**બ્રહ્મા** પું. (સં. બ્રહ્મન્) સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર વેદધર્મની ત્રિમૂર્તિમાંના એક દેવ

**ભામા** સ્ત્રી. (સં.) ભામિની, રૂપાળી જુવાન સ્ત્રી (૨) પત્ની

**ભામાં** ન. બ. વ. ('ભમવું' ઉપરથી) ફાંફાં (૨) પાખંડ (૩) ભ્રમણા, વહેમ

**ભીમા** સ્ત્રી. (સં.) (સંજ્ઞા) દુર્ગા દેવી

**ભૂમા** પું. (સં. ભૂમન્) અનંતતા, વિશાળતા (૨) પરમાત્મા

**મામા** પું. બ. વ. (દે. મામ) મામો (માનાર્થે) (૨) (લા૦) શત્રુ, ચોર (૩) ઉંદર

**યક્ષ્મા** પું. (સં. યક્ષ્મન્) ક્ષયરોગ, ધાસણી

**રમા** સ્ત્રી. (સં.) (સંજ્ઞા) લક્ષ્મી (૨) સુંદર સ્ત્રી [(સામાન્ય)

**રામા** સ્ત્રી. (સં.) સુંદર સ્ત્રી (૨) સ્ત્રી

**લામા** પું. (તિબેટી. બ્લામ) તિબેટનો વડો બૌદ્ધ આચાર્ય

**વર્મા** પું. (સં. વર્મન્) ક્ષત્રિય (૨) હિંદુઓમાં એવી ક્ષત્રિયવાચક અટક

**વામા** સ્ત્રી. (સં.) સુંદર સ્ત્રી (૨) સ્ત્રી (સામાન્ય) (૩) (સંજ્ઞા) લક્ષ્મી (૪) સરસ્વતી

**શમા** સ્ત્રી. (અ.) મીણબત્તી (૨) (લા૦) દીવો

**શર્મા** પું. (સં. શર્મન્) બ્રાહ્મણ (૨) બ્રાહ્મણના નામને અંતે આવતી અટક (૩) હિંદુ વાળંદ જાતિએ બ્રાહ્મણોની સ્વીકારેલી અટક

**શામા** સ્ત્રી. એક પક્ષી

**-શામા** સ્ત્રી. (સં. શ્યામા) (લા૦) જુવાન સ્ત્રી (જરા ભીને વાને)

**શ્યામા** સ્ત્રી. (સં.) સોળ વર્ષની જુવાન સ્ત્રી (૨) (જરા ભીને વાને) સ્ત્રી

**સમા** સ્ત્રી. (સં. સમ) પૂરી ભરતી આવ્યે બાર મિનિટ પાણી થોભે છે એ

**સીમા** સ્ત્રી. (સં. સીમન્) હદ, મર્યાદા

**હુમા** ન. એક જાતનું પક્ષી

**હુમા** ન. (ફા) એક પૌરાણિક પંખી

**ઊર્મિ** સ્ત્રી. (સં) તરંગ, મોજું (૨) પ્રવાહ (૩) (લા૦) લાગણીનો તરંગ—ઉછાળો (૪) સંગીતમાં એક અલંકાર

**કૃમિ** પું. ન. (સં.) કીડો (સામાન્ય), જિવાત (૨) પેટમાંનો એક જીવ, કરમિયું

**નેમિ(-મી)** (સં.) સ્ત્રી. પૈડાનો પરિઘ (૨) કૂવા પરની ગરગડી

**ભૂમિ** સ્ત્રી. (સં.) પૃથ્વી (૨) જમીન (૩) દેશ, પ્રદેશ

**રશ્મિ** પું. ન. (સં. પુ) કિરણ (૨) સ્ત્રી. લગામ, રાશ

**વમિ** સ્ત્રી. (સં.) વમન, ઊલટી

**અમી** ન. (સં અમૃત) અમૃત (૨) (લા૦) મીઠાશ (૩) કૃપા (૪) થૂંક (૫) રસકસ, પાણી

**કમી** વિ. (ફા.) કમ, ઓછું (૨) ઊણું, અધૂરું (૩) ઓછપ, ઊણપ

**કર્મી** વિ. (સં. કર્મિન્) (લા૦) નસીબદાર (૨) ઉદ્યોગી [સક્ત

**કામી** વિ. (સં. કામિન્) વિષયી, વિષયા-

**ખામી** સ્ત્રી. (ફા.) ખોડખાંપણ, કસર, ઊણપ (૨) ભૂલ, દોષ (૩) ખોટ, ઘટ

**ગમી** સ્ત્રી. (અ. 'ગમ' ઉપરથી) દિલગીરી

**ગમી** અ. તરફ, ભણી (સુ)

**ગામી** પું. (સં. ગ્રામિક) ગામનો માલિક (૨) મુખી (૩) વાણિયામાં એક અટક

**ગામી** પું. (હિં. ઉન્છિષ્ય) આળી

**–ગામી** વિ. (સં. ગામિન્) (સમાસને અંતે) 'જાતું' 'પહોંચતું' એવા અર્થમાં; ઉદા૦ ક્ષેત્રગામી

**ચશ્મી** વિ. સ્ત્રી. (ફા. 'ચશ્મ' ઉપરથી) આંખના આકારની (કોર)

**ચૂમી** સ્ત્રી. ('ચૂમવું' ઉપરથી) બચ્ચી, બોકી, ચુંબન

**જીમી** સ્ત્રી. (કા) ઘાઘરાને બદલે કાઠી સ્ત્રીઓ કથ્થાઈ રંગનું જે કપડું પહેરે છે તે

**જોમી** વિ (ફા. 'જોમ' ઉપરથી) જોમવાળું, જુસ્સાદાર

**ઝીમી** સ્ત્રી. (દે. ઝામિઅ=કાળું કરેલું) એક જાતની કાળી સાડી

**ડમી** વિ. મીંઢું, કપટી

**ડમી** વિ. (અં.) (છાપવાના) કાગળનું એક કદ (૧૭॥"×૨૨॥"નું)

**દામી** વિ ('દામ' ઉપરથી) દામવાળું, પૈસાદાર [જોડિયું

**દામી** સ્ત્રી. ન. સમોવડિયું, બરોબરિયું,

**ધમીં** વિ (સં. ધર્મિન્) અમુક ધર્મ કે ગુણવાળું (૨) ધર્મિષ્ઠ (૩) ધર્મને લગતું (બહુધા સમાસને અંતે), ઉદા૦ ઇસ્લામધર્મી, જૈનધર્મી
**ધામી** વિ. (સં. ધામિન્) ધામવાળું (૨) ધામનું માલેક [સુંદર
**નામી** વિ. (ફા.) પ્રખ્યાત (૨) (લા૦)
**નીમી** સ્રી. ('નીમવું' ઉપરથી) દૂંડી
**નેમી** સ્રી (સં) પૈડાનો પરિઘ (૨) કૂવા પરની ગગડી [પ્રેમ કરનારું
**પ્રેમી** વિ. (સં પ્રેમિન્) પ્રેમવાળું,
**બર્મી** વિ. (સં. બ્રહ્મન્; અં. બર્મા) બ્રહ્મદેશનું (૨). સ્રી ત્યાંની ભાષા (૩) પું બ્રહ્મદેશનો વતની
**બ્રાહ્મી** સ્રી. (સં.) (સંજ્ઞા) સરસ્વતી (૨) વાણી (૩) ભારતવર્ષની જૂનામાં જૂની લિપિ (૪) એક વનસ્પતિ (૪) વિ. સ્રી બ્રહ્મને લગતી (સ્થિતિ વ૦)
**ભૂમી** સ્રી. (સ.) જુઓ 'ભૂમિ'
**મમી** સ્રી ન (અં) સંઘરી રાખેલું મડદું-(મિસરી) રિવાજ પ્રમાણે
**મામી** સ્રી (દે) મામાની વહુ
**યક્ષ્મી** વિ (સ. યક્ષ્મિન્) ક્ષયરોગી
**યમી** વિ (સં. યમિન્) સયમી
**યમી** સ્રી (સ.) (સંજ્ઞા) યમદેવની પત્ની
**યમી** સ્રી (સ) યમુના નદી (સંજ્ઞા) (૨) યમદેવની બહેન [પરથી) માળી
**રામી** પુ (સં. આરામ= બગીચા
**રામી** સ્રી (સ. 'રામ' પરથી) વિધવાઓને પહેરવાનું એક વસ્ત્ર (૨) સ્રીઓનું એક નામ
**રૂમી** વિ (જુઓ 'રૂમ') રોમને લગતું
**લક્ષ્મી** સ્રી (સં.) (સંજ્ઞા) વિષ્ણુની પત્ની, ધનની અધિષ્ઠાત્રી દેવી, ચૌદ રત્ન માંનું એક (૨) ધન, દોલત (૩) સૌભાગ્યવતી સ્રી (૪) શોભા
**વમી** સ્રી. (સ.) વમન, ઊલટી
**શમી** સ્રી. (સં) એક ઝાડ, ખીજડો (૨) એની ખીજડી
**સ્વામી** (પું. સં. સ્વામિન્) પતિ (૨) માલિક (૩) રાજા (૪) સાધુસંતને બોલાવતાં વપરાતું સંબોધન
**હમી** પું. જુઓ 'હામી'
**હામી** પું. (અ) હામીદાર, જામીનદાર (૨) સ્રી. જામીન, બાંયધરી
**કામું** ન (જુઓ 'કામ') કામ, કાર્ય (૨) વ્યાપાર, ક્રિયા
**ખામું** ન. આકાર, કદ (૨) અનુકૂળ જગ્યા કે દિશા (ફા.) (૩) ખામડું
**ચશ્મું** ન. (ફા. ચશ્મ=આંખ) આંખે બરાબર દેખાય એ માટે પહેરવાના કાચની માંડણી (પ્રાય બહુવચનમા)
**ડીમું** ન. ('ડામ' ઉપરથી) ડામ્યાનું કે ડામ્યા જેવું ચિહ્ન (૨) કાળો ડાઘ
**ઢીમું** ન ઢીમણું (૨) ગૂમડું
**ધીમું** વિ ધીરું (ક્રિયાની ગતિ વેગ અવાજ વગેરેમાં) (૨) ઉગ્ર નહિ એવું, શાંત (જેમકે ગરમી, સ્વભાવ) (૩) ઠંડું (સ્ફૂર્તિ ચપળતા જોશ વગેરેમાં)
**નામું** ન. (ફા. નામહ્) જમે ઉધારનો હિસાબ (૨) હક દાપું (૩) વર્ણન, ઇતિહાસ (કાવ્ય) (૪) નામ લખવાંએ

ભામુ' ન, ( સં. 'ભ્રમ ઉપરથી) ખોટો વહેમ (૨) (લા૦) ગાંડપણ
સમુ' વિ. ( સં. સમ ) સમાન, સરખુ' (૨) વ્યવસ્થિત (૩) દુરસ્ત (૪) (લા૦) સીધુ' નહિ એમ રહેલું (૫) સાંથોસથ સહિત
સામુ' વિ. ( સં. સમુખ ) સામે આવેલુ (૨) વિરુદ્ધ
ચમૂ સ્ત્રી. ( સં. ) સેના, લશ્કર
કિમે અ (ફા.) કેમેય
ગેમે અ. (ફા.) સમૃદ્ધિથી ભરપૂર, સર્વ પ્રકારે અનુકૂળ
જમે સ્ત્રી. (અ. જમઅ) જુઓ 'જમા'
તમે(-મો) સ. (સં. વૈ. તુષ્મ) બીજો પુરુષ સર્વનામ 'તું' નુ. પ્ર. બ. વ
ધીમે અ. (જુઓ 'ધીમુ') ધીરે, આસ્તે, હળવે [નામઉપસર્ગને ખાતે
નામે અ (જુઓ 'નામ') નામથી (૨)
નીમે અ. (સં. નેમ, ફા નીમ) અડધો-
સમે પું. (જુઓ 'સમો') સમય [અડધ
સામે અ. (જુઓ 'સામુ') રૂબરૂ (૨) નજર તરફની દિશામાં (૩) વિરુદ્ધમાં
અમે(-મો) સ. (સં. અસ્મદ્) અમ, 'હું'નું પ્ર. બહુવચન
કામો પું. ('કામ' ઉપરથી) (કા.) બહાદુરીનું કામ, પરાક્રમ (કટાક્ષમા)
ખીમો પું. (અ. કીમહ્) (તુચ્છકારમાં) માંસનો છૂંદો [રુચિ
ગમો પું. ('ગમવુ' ઉપરથી) ગમવુ એ,
ગુમ્મો પું. (ગ્રા૦) મુક્કી
ઘુમ્મો પું. (ગ્રા૦) ગુમ્મો, મુક્કો
ચશ્મો(-સ્મો) પું. (ફા.) પાણીનો ઝરો
જામો પું. (ફા) મોટા ઘેરવાળો—ઘણો જ નીચો એવો એક જાતનો અંગરખો (મોગલશાહી પહેરતા એવો)
જુમ્મો પું. (અ. જિમ્મહ્) જુમ્મેદારી, જોખમદારી, જવાબદારી
ડૂમો પુ. (જુઓ 'દૂમો') લાગણીના આવેશથી છાતીમાં ભરાતો ડચૂરો
દૂમો પું. જુઓ 'ડૂમો'
ધામો પું. ('ધામ' ઉપરથી) લાંબ વખત માટેનો પડાવ (તુચ્છકારમાં)
નમો અ (સં. નમસ્) જુઓ 'નમઃ
નીમો પું. (ફા) વરરાજાને પહેરવાનો એક જાતનો પોશાક
નીમો પું. નિમાડો, નીંભાડો
નીમો પું. વાણિયાની એક જાત
ભામો પું. (સં. ભ્રમ) ભ્રમણા, મોહ
મમ્મો પું. 'મ' અક્ષર (૨) (લા૦) 'મા'સમી ગાળ આપવી એ
મામો પું. (દે. મામગ) માનો ભાઈ (૨) (લા૦) શત્રુ, ચોર (૩) ઉંદર
રામો પું. (સં. 'રામ' ઉપરથી) (લા૦) ઘરકામ કરનાર રામોશી નોકર, ઘાટી (૨) ઘરકામ કરનાર હરકોઈ નોકરની અમદાવાદી સંજ્ઞા
વીમો પુ (ફા બીમહ્) વસ્તુ કે જિંદગીને નુકસાન પહોંચતાં એ બદલ પૈસાથી થતી ભરપાઈ (૨) એનો કરાર (૩) એ પેટે ભરવાનો હપતો (૪) (લા૦) જોખમભર્યું સાહસ
સમો પું. (સં. સમય) વખત (૨) પ્રસંગ, અવસર
સામો પુ. (સં. શ્યામાક) એક ખડધાન્ય, સામો

ય

અખ્ય વિ. (સં. અક્ષય) કદી નાશ ન પામે એવું, અવિનાશી (૨) કદી ક્ષીણ ન થાય એવું, અખૂટ
અગ્રય વિ. (સં.) સૌની આગળ રહેલું (૨) (લા૦) શ્રેષ્ઠ
અદ્ય અ. (સં.) આજ, હમણાં [ભિન્ન
અન્ય વિ. (સં. અન્યત્) બીજું (૨)
અય અ (અ) હે, અરે
અર્ઘ્ય વિ (સં.) પૂજ્ય (૨) મૂલ્યવાન (૩) ન. પૂજા, સંમાન [(૨) ઉચિત
અર્હ્ય વિ. (સં.) પૂજનીય (૨) સ્તુત્ય
અંત્ય વિ. (સં.) છેવટનું, છેલ્લું
આજ્ય ન. (સં.) ઘી (૨) યજ્ઞદ્રવ્ય
આઢ્ય વિ. (સં.) ભરપૂર (૨) ધનવાન, માલદાર [પહેલું
આદ્ય વિ. (સં.) પ્રથમનું, આરંભનું,
આર્ય વિ. (સં.) સંસ્કારી (૨) કુલીન (૩) આર્ય લોકોને લગતું (૪) એ નામની વેદકાલીન પ્રાચીન સંસ્કારી પ્રજા (૫) કુલીન સદાચારી માણસ (૬) 'આર્ય સમાજ' એ ધર્મમાં માનતું (૭) એ ઉપરથી એક અટક
આસ્ય ન (સં.) મુખ (૨) ચહેરો
ઓય અ. (ગ્રા૦) આશ્ચર્ય અથવા શોકનો ઉદ્ગાર
ઓષ્ઠ્ય વિ. (સં.) હોઠ સંબંધી (૨) હોઠથી જેનો ઉચ્ચાર થતો હોય તેવું (અક્ષર) (વ્યા.)
ઓઠ્ય વિ. (સં) જુઓ 'ઓષ્ઠ્ય'
ઔષ્ણ્ય ન (સં.) ઉષ્ણતા, ગરમી
કર્ત્ય વિ (સં) કરવા યોગ્ય, કરવાનું

કવ્ય ન. (સં) પિતૃઓને આપેલ પિંડ ભોજન વગેરે
કંઠ્ય વિ. (સં.) કંઠને લગતું, કંઠનું (૨) કંઠસ્થાનીય (અક્ષર) (વ્યા)
કમ્પ્ય વિ. (સં.) કંપિત થાય તેવું, ચલ
કામ્ય વિ. (સં.) ઇચ્છા કરવા યોગ્ય (૨) કામનાથી ઇચ્છા કરેલું (૩) (લા૦) સુંદર કમનીય
કાય સ્ત્રી. (સં. કાય પું.) શરીર
કાર્ય ન. કરવાનું હોય તે, કામકાજ (૨) પ્રયોજન, હેતુ (૩) કુંડળીમાંનું દસમું સ્થાન (જ્યો) (૪) કારજ (૫) પાંચ અર્થપ્રકૃતિમાંની છેલ્લી (બીજ બિંદુ પતાકા પ્રકરી અને કાર્ય) (કા૦ શા)
કાવ્ય ન. (સં.) કવિતામાં જે કલાત્મક રસનું તત્ત્વ હોય છે તે (૨) રસાત્મક વાક્ય કે પદબંધ (કા૦ શા૦) (૩) પદ્ય, કવિતા
કાશ્ય વિ. (સં.) કાશ જાતના ઘાસનું
કાંસ્ય ન (સં.) કાંસું [બનેલું
કૃત્ય ન. (સં.) કાર્ય, કામ (૨) આચરણ (૩) ભૂમિતિમાં રચના કરવાને અંગેનો સિદ્ધાંત 'પ્રૉબ્લેમ' (ગ.)
કોય સ. (સં. કોપિ) કોઈ (પ.)
ક્યાંય અ. કોઈપણ જગ્યાએ
ક્રય પું (સં.) ખરીદવું એ, ખરીદી
ક્લૈબ્ય ન. (સં) કલીબપણું, નપુંસકતા
ક્ષમ્ય વિ (સં.) ક્ષમા આપી શકાય એવું, ક્ષમાપાત્ર

ક્ષય પું. (સં.) ક્ષીણ થવું એ, ઘસાઈ જવું એ (૨) ઘટાડો, નાશ (૪) ક્ષય-રોગ, ધાસણી
ખાદ્ય વિ. (સં.) ખવાય એવું, ખાવા લાયક (૨) ન. ખાવાનું, ખાજ
ગણ્ય વિ. (સં.) ગણનામાં લેવા જેવું, ગણનીય
ગદ્ય ન. (સં.) છંદમાં બાંધેલું નહિ એવું ('પદ્ય'થી ઊલટું), સાદું સીધું લખાણ
ગમ્ય વિ. (સં.) જવાય-પહોંચાય એવું (૨) સમજી શકાય એવું (૩) ઔષધ વગેરેથી મટાડી શકાય તેવું, સાધ્ય (૪) સ્ત્રીસંગ-ગમનને યોગ્ય
ગર્હ્ય વિ (સં.) નિંદ્ય
ગવ્ય ન. (સં.) ગાયમાંથી નીપજતા દૂધ દહીં ઘી માખણ છાણ મૂત્ર વ૦ પદાર્થ
ગળ્યું વિ. (સં. ગલિત) (લા૦) ગોળ સાકર મધ વગેરેના જેવા સ્વાદવાળું, મીઠું
ગાય સ્ત્રી. (સં. ગો) દૂધ દેતું એક ચોપગું પશુ, ધેનુ
ગાંગ્ય વિ. (સં.) ગંગાને લગતું
ગુણ્ય વિ. (સં.) ગુણવાળું (૨) જેને ગુણવાનું હોય તે (રકમ), 'મલ્ટિપ્લિકન્ટ' (ગ.)
ગુહ્ય વિ (સં.) છુપાવવા યોગ્ય, છાનામાં છાનું (૨) ન. રહસ્ય, મર્મ (૩) છૂપી વાત
ગૃહ્ય વિ. (સં.) ગૃહ સંબંધી (૨) ઘર વ્યવહાર સંબંધી (શાસ્ત્ર, સૂત્ર ગ્રંથો)
ગેય વિ. (સં.) ગવાય એવું કે ગાવા જેવું
ગોપ્ય વિ. (સં.) ગુપ્ત રાખવા યોગ્ય, ગોપનીય (૨) ગુહ્ય, છાનું
ગ્રામ્ય વિ. (સં.) અશ્લીલ (૨) ગ્રામીણ, ગામડિયું [સ્વીકાર્ય
ગ્રાહ્ય વિ. (સં.) ગ્રહણ કરવા યોગ્ય,
ચય પું. (સં.) ઢગલો (૨) વધારો (૩) 'કૉમન ડિનોમિનેટર' (ગ.)
ચૈત્ય ન. (સં.) દેવાલય (૨) બુદ્ધદેવના અવશેષ ઉપર બાંધેલો મિનારો, બૌદ્ધ-મંદિર (૩) દેરાસર (જૈન) (૪) હદ-સીમા બતાવતો પથ્થર, ખાંભો (૫) સ્મરણસ્તંભ, પાળિયો
ચોષ્ય વિ. (સં.) ચૂસવા લાયક (૨) ન. ચૂસીને ખાવાનું ખાદ્ય
ચૌર્ય ન. (સં.) ચોરી [થયેલું
જન્ય વિ. (સં.) -થી જન્મેલું, પેદા
જય પું. સ્ત્રી: (સં. પું.) જીત, ફતેહ
જય્ય વિ. (સં.) જીતવા જેવું (૨) જિતાય એવું [આળસ
જાડ્ય ન. (સં.) જડતા (બુદ્ધિની) (૨)
જાત્ય વિ. (સં.) મૂલકોણીય, 'રાઇટ ઍંગલ' (ગ.)
જેય વિ. (સં.) હરાવાય એવું
જ્ઞેય વિ. (સં.) જાણવા યોગ્ય (૨) (લા૦) ન. પરમ તત્ત્વ, પરમાત્મા
ઝાંય સ્ત્રી. (જુઓ 'ઝાંઈ') પ્રકાશનું પ્રતિબિંબ (૨) (લા૦) ઝલક, તેજ
તથ્ય વિ. (૨) ન. સત્ય, સાચું
તાર્ક્ષ્ય પું (સં.) (સંજ્ઞા) ગરુડ (વિષ્ણુનું વાહન) (૨) અરુણ (સૂર્યનો સારથિ)
તિષ્ય ન. (સં.) આઠમું-પુષ્ય નક્ષત્ર(જ્યો.)
તુર્ય વિ. (સં.) જુઓ 'તુરીય', ચોથું
તુલ્ય વિ. (સં.) સરખું, સમાન

**તૂર્ય** ન. (સં.) એક જાતનું વાદ્ય, તૂરી

**તોય** ન. (સં.) પાણી, જળ

**તોય** અ. (સં. તતોપિ) તોપણ

**ત્યાજ્ય** વિ. (સં.) તજવા યોગ્ય

**ત્રય** ન. (સં.) ત્રણનો સમૂહ (૨) વિ. ત્રણ

**ત્રાહ્ય** અ (જુઓ 'ત્રાહિ') 'રક્ષણ કરો' 'બચાવો' એવો ઉદ્ગાર

**દમ્ય** વિ. (સં.) દમવા યોગ્ય [ પાત્ર

**દંડ્ય** વિ. (સં.) દંડને પાત્ર, સજાને

**દંત્ય** વિ. (સં.) દાંત સંબંધી (૨) દંતસ્થાનીય (અક્ષર) (વ્યા.)

**દાય** પું (સં.) વડીલોપાર્જિત મિલકતમાંનો હિસ્સો

**દાસ્ય** (ન.) (સં.) દાસપણું, ગુલામી (૨) દાસભક્તિ (નવધા ભક્તિમાંની)

**દાહ્ય** વિ. (સં.) બાળવા જેવું (૨) સળગી ઊઠે એવું

**દિવ્ય** વિ. (સં.) દૈવી, અદ્ભુત (૨) (લા૦) પ્રકાશમાન, સુંદર (૨) ન. (પ્રાચીન કાળમા) માણસ ગુનેગાર છે કે નહિ એ નક્કી કરવા પાણી કે અગ્નિ વડે કરવામાં આવતી પરીક્ષા

**દૃશ્ય** વિ. (સ ) જોવા જેવું (૨) દેખાવ એવુ (આ વિશ્વ વગેરે) (૩) ન. દેખાવ, (૪) જોણું (૫) નાટકમાં 'સીન' (કા૦ શા૦) [ શકાય એવું

**દેય** વિ. (સં.) આપવા યોગ્ય (૨) આપી

**દેશ્ય** વિ. (સં ) દેશના મૂળ વતનીઓનું (૨) એમની ભાષામાંથી આવેલું, (૩) સ્થાનિક, પ્રાંતિક

**દૈત્ય** પુ (સં.) (સંજ્ઞા) કશ્યપની પત્ની દિતિથી થયેલા મનાતી જાતિનો પુરુષ, દેવોની વિરોધી જાતિ ('દાનવો' વળી જુદા, ને 'રાક્ષસો' ત્રીજા જ પ્રકારના છે. આ હિંદની પ્રાચીન અનાર્ય જાતિઓ હતી.)

**દૈન્ય** ન. (સં.) દીનતા, નમ્રતા (૨) [ ગરીબી

**દૈવ્ય** ન. (સં.) દૈવ, નસીબ

**દ્રવ્ય** ન. (સં) પૈસો, નાણું (૨) વસ્તુ, પદાર્થ (૩) મૂળ તત્ત્વ (ન્યા)

**દ્વય** વિ. (સં.) બે

**દ્વેષ્ય** વિ (સં.) દ્વેષ કરવા યોગ્ય (૨) (લા૦) ન. ન ગમતું, અપ્રિય

**ધન્ય** વિ (સં.) ભાગ્યશાળી (૨) (લા૦) વખાણવા યોગ્ય (૩) કૃતાર્થ (૪) અ સાબાશ, વાહવાહ

**ધર્મ્ય** વિ (સં.) ધર્મને અનુસરતું, ધર્મવાળું, ધાર્મિક

**ધાન્ય** ન (સં.) અનાજ

**ધાર્ષ્ટ્ય** ન. (સં.) ધૃષ્ટતા, નીડરપણું (૨) (લા૦) નફ્ફટાઈ

**ધુર્ય** વિ. (સં.) મહત્ત્વની જવાબદારી ઉઠાવનારું, અગ્રેસર (૨) પું. બળદ, ધોરી

**ધૈર્ય** ન (સં) ધીરજ (૨) સ્વસ્થતા

**ધૌર્ત્ય** ન (સં.) ધૂર્તતા, છેતરપિંડી (૨) શઠતા

**ધ્યેય** વિ. (સં.) ધ્યાન કરવા યોગ્ય, ચિંતનીય (૨) લક્ષ્ય, નેમ (૩) આદર્શ

**નય** પું. (સં.) સદ્વર્તન (૨) રાજનીતિ (૩) દાર્શનિક મત=સિદ્ધાંત (૪) અનેકધર્મી વસ્તુનો એના કોઈ એક ધર્મદ્વારા સ્વરૂપનિશ્ચય કરવામાં આવે એ (જૈન)

**નવ્ય** વિ. (સં.) નવું, નવીન

નાટ્ય ન. (સં.) નૃત્ય અને અભિનય મળી થતું વસ્તુ (કા૦ શા૦)
નાવ્ય વિ. (સં.) વહાણ જેમાં ફરી શકે એવું (નદી વ૦)
નિત્ય વિ. (સં.) શાશ્વત, અવિનાશી (૨) રોજનું (૩) ન. રોજ કરવાનું (કર્મ વ૦) (૪) અ દરરોજ [ખરાબ
નિંદ્ય વિ. (સં.) નિંદાને લાયક (૨) (લા૦)
નૃત્ય ન. (સં.) નાચ (૨) શાસ્ત્રીય નાચ (કા૦ શા૦)
ન્યાય પું. (સં.) ધારો, રિવાજ (૨) યોગ્યતા, વાજબીપણું (૩) ઇન્સાફ, તપાસપૂર્વકનો સમતોલ ફેંસલો (૪) દષ્ટાંત, કહેવત; ઉદા૦ કાકતાલીય ન્યાય (૫) પ્રમાણદ્વારા વસ્તુની પરીક્ષા (૬) તર્કશાસ્ત્ર, 'લૉજિક'
ન્યાય્ય વિ. (સં.) બરાબર ન્યાય આપે એવું (૨) વાજબી, ન્યાયઃપુરસરનું
પણ્ય વિ. (સં.) વેચવા લાયક (૨) ન. વેચવાની ચીજ-માલ
પથ્ય વિ. (સં.) અનુકૂળ આવે તેવું, હિતકર (૨) ન. પથ્ય ખોરાક (૩) કરી, પરહેજી [પદબંધ
પદ્ય ન. (સં.) છંદોબદ્ધ રચના (૨)
પય ન. (સં. પયસ્) પાણી (૨) દૂધ
પાચ્ય વિ. (સં.) પચી શકે એવું (૨) પકાવી શકાય એવું
પાઠ્ય વિ. (સં.) ગાવાનું ન હોય તેવું માત્ર પાઠ કરી જવાનું (૨) ભણવાનું, નિશાળમાં અભ્યાસનું
પાદ્ય ન (સં.) પગ ધોવાનું પાણી વ૦
પાન્ય સ્ત્રી. (સં. પર્ણિકા) પાણીમાં થતી એક વેલ (૨) દોરડું ભાગતાં જેમજેમ વળ આવે તેમતેમ ઉમેરાતા રેસા, ફેલું (૩) (લા૦) ફેલું, પાનો, પલીતો (ઉશ્કેરણીનો)
પાય પું. (સં. પાદ) પગ
પુણ્ય વિ. (સં) પવિત્ર (૨) પુણ્ય પ્રાપ્ત થાય એવું (૩) ધર્મ્ય (૪) ન. સત્કર્મ (૫) સત્કર્મનું ફળ
પુષ્ય ન. (સં.) આઠમું નક્ષત્ર (જ્યો.)
પેય વિ. (સં.) પીવા યોગ્ય (૨) પીવાનું (૩) ન. સરબત વ૦ પી શકાય એવું પીણું (૩) ચા-કૉફી વ૦ પીણું
પોષ્ય વિ. (સં.) પોષવા યોગ્ય (૨) પોષણનો આધાર મેળવનારાં (સ્ત્રી બાળકો વગેરે)
પ્રાપ્ય વિ. (સં.) લભ્ય, મળે તેવું
-પ્રાય વિ. (સં.) લગભગ સરખું (સમાસને અંતે); ઉદા૦ મૃતપ્રાય
પ્રાયઃ અ. (સં. પ્રાયમ્) મોટે ભાગે (૨) બધી રીતે
પ્રાંત્ય વિ. (સં.) પ્રાંતિક, પ્રાંતનું
પ્રિય વિ. (સં.) વહાલું, ગમતું (૨) પું. પિયુ, કાંત (૩) ન. હિત, કલ્યાણ (૪) મિષ્ટ વચન
પ્રેય ન. (સં. પ્રેયસ્) ઐહિક-પાર્થિવ સુખભોગાદિક ઇષ્ટ વસ્તુ
પ્રેષ્ય વિ. (સં.) મોકલવા લાયક (૨) પું નોકર, દાસ [બળપ્રદ
બલ્ય વિ. (સં.) બળવાન, વીર્યવાન (૨)
બાલ્ય ન. (સં) બાળપણ, બચપણ
બાહ્ય વિ. (સં.) બહારનું
બાંય સ્ત્રી. (સં. બાહુ પું) બાહુ, બાવડું

(૨) (લા૦) હાથને ઢાંકતો અંગરખા ચોળી વગેરેનો ભાગ (૩) (લા૦) મદદ, સહાય [ભક્ષ, ખાવાનું
**ભક્ષ્ય** વિ. (સં.) ખાવાયોગ્ય (૨) ન.
**ભય** પું. ન (સં. ન.) બીક
**ભવ્ય** વિ (સં.) ગૌરવશાળી, પ્રભાવશાળી (૨) મોક્ષનું અધિકારી (જૈન) (૩) ભવિષ્યનું
**ભાગ્ય** ન. (સં.) નસીબ
**ભાજ્ય** વિ. (સં.) ભાગી શકાય તેવું (૨) ન. ભાગવાની રકમ (ગ.)
**ભાષ્ય** ન (સં.) વિષય સંશય પૂર્વપક્ષ ઉત્તરપક્ષ ને સંગતિ એમ પાંચ ખંડ પાડી કરવામાં આવતું વિસ્તૃત વિવરણ
**ભૂંય** સ્ત્રી (સં. ભૂમિ) ભૂમિ, ભોંય (ગ્રામ્ય), જમીન
**ભૃત્ય** પું. (સં.) નોકર
**ભેદ્ય** વિ. (સં.) ભેદી શકાય તેવું (૨) ભેદવા યોગ્ય [ન. ધન, પૂંજી
**ભોગ્ય** વિ. (સં.) ભોગવવા લાયક (૨)
**ભોજ્ય** વિ. (સં.) ભોજનીય (૨) ન. ખાવા કે ભોગવવાની વસ્તુ
**ભોંય** સ્ત્રી. (સં. ભૂમિ) ભૂમિ, જમીન
**મત્સ્ય** પું. ન (સં.) માછલું
**મદ્ય** ન. (સં.) મદિરા, પીવાનો દારૂ
**મધ્ય** વિ. (સં.) વચ્ચેનું (૨) ન. વચલો ભાગ (૩) પું. મધ્યમસર અવાજ કે સ્વર (સંગીત); જુઓ 'મંદ્ર'
**–મન્ય** વિ. (સં.) તત્સમ સમાસને અંતે 'આભાસવાળું' 'માનતું' એવા અર્થમાં; ઉદા૦ પંડિતંમન્ય, સાક્ષરંમન્ય
**મય** પું. (સં.) (સંજ્ઞા) દાનવોનો શિલ્પી
**–મય** વિ. (સં.) નામને લાગતાં '–થી ભરપૂર' 'નું બનેલું' 'તે–રૂપ' એવા અર્થનું વિશેષણ બનાવે છે; ઉદા૦ સુખમય, દુ:ખમય, રસમય
**મય** પું. (ફા.) શરાબ, પીવાનો દારૂ
**મર્ત્ય** વિ. (સં.) નાશવંત, મરવાના નસીબવાળું (૨) ન. માણસ જાત
**માન્ય** વિ. (સં.) કબૂલ કરવા યોગ્ય (૨) સ્વીકારેલું (૩) માનનીય, શિષ્ટ
**માંદ્ય** ન. (સં.) મંદતા (૨) (લા૦) બીમારી
**માંહ્ય** અ. (જુઓ 'માંહી') અંદર
**મુખ્ય** વિ. (સં.) પ્રધાન, પહેલું
**મૂલ્ય** ન. (સં.) મૂલ, કીમત
**મેધ્ય** વિ. (સં.) યજ્ઞનું, યજ્ઞમાં હોમવાનું (૨) પવિત્ર (૩) પું. બકરો
**મૌગ્ધ્ય** ન. (સં.) મુગ્ધતા
**મૌર્ખ્ય** ન. (સં.) મૂર્ખતા
**મૌર્ય** પું. (સં.) (સંજ્ઞા એક પ્રાચીન હિંદુ રાજવંશ (નંદવંશના છેલ્લા રાજાની શૂદ્ર પત્ની 'મુરા'માં થયેલા સમ્રાટ ચંદ્રગુપ્તનો વંશ)
**મૌલ્ય** ન. (સં.) મૂલ
**યાજ્ય** વિ. (સં.) યજ્ઞમાં હોમવાનું (૨) યજ્ઞ સંબંધી
**યામ્ય** વિ. (સં.) યમસંબંધી (૨) દક્ષિણ દિશાનું–ને લાગતું [(૨) પાત્ર
**યોગ્ય** વિ. (સં.) છાજતું, ઘટતું, લાયક,
**રમ્ય** વિ. (સં.) રમણીય, સુંદર
**રાજ્ય** ન. (સં.) રાજાની હકૂમતનો પ્રદેશ (૨) (લા૦) સત્તા, ચલણ
**રાય** સ્ત્રી. (ફા.) ધારણા, અભિપ્રાય, મત

**રાય** પું. (સં. રાજન્) રાજા (૨) ધનવાન માણસ (૩) કેટલાંક વિશેષ નામોના અંતમાં આવે છે; ઉદા૦ કલ્યાણરાવ (મુખ્યત્વે નાગરો અને બ્રહ્મક્ષત્રિયો કાયસ્થો વ૦માં)

**રૌપ્ય** વિ. (સં.) રૂપાનું (૨) રૂપા જેવું, રૂપેરી (૨) (લા૦) ૨૫ વર્ષ થયે ઊજવાતું

**લક્ષ્ય** વિ. (સં.) લક્ષ આપવા જેવું (૨) તાકવાનું, તાકી શકાય તેવું (૩) જોઈ શકાય-જાણી શકાય તેવું, દશ્ય (૪) ન. ધ્યેય (૫) હેતુ (૬) નિશાન (તાકવાનું) (૭) લક્ષ્યાર્થ (કા૦ શા૦) (૮) જેનું લક્ષણ બાંધવાનું હોય તે (ન્યા)

**લભ્ય** વિ. (સં.) મળી શકે એવું

**લય** પું. (સં.) નાશ, પ્રલય (૨) વિરામ, વિશ્રામ (સંગીતમાં) (૩) (લા૦) લીનતા, એકતાર થઈ જવું એ (૪) નૃત્ય ગીત અને વાદ્યની સમતા (સંગીત) (૫) કોઈપણ સ્વર કાઢવામાં લાગતો સમય (દ્રુત મધ્ય અને વિલંબિત) (૬) ગાવાનો ઢંગ, સ્વર કાઢવાનો ઢંગ

**લંઘ્ય** વિ. (સં.) લંઘનીય, ઓળંગી શકાય તેવું (૨) તરી શકાય એવું

**લાય** સ્ત્રી. (સં. દાહ) આગ (૨) બળતરા

**લાસ્ય** ન. (સં.) સંગીત સાથેનું નૃત્ય (પાર્વતીનું નૃત્ય 'લાસ્ય' કહેવાય છે જ્યારે શિવનું તાંડવ)

**લેખ્ય** વિ. (સં.) લખવા યોગ્ય કે લખી શકાય તેવું (૨) ન. લખાણ

**લેહ્ય** વિ. (સં.) ચાટવા યોગ્ય, ચટાય તેવું (૨) ન. ચાટણ

**લૌલ્ય** ન. (સં.) લોલુપતા

**વદ્ય** અ. (૨). સ્ત્રી. (સં. વદિ) જુઓ 'વદ'

**વધ્ય** વિ. (સં.) વધ કરવા યોગ્ય

**વન્ય** વિ. (સં.) જંગલનું, જંગલી

**વય** ન. સ્ત્રી. (સં. વયસ્) ઉમર

**વર્જ્ય** વિ. (સં.) વર્જનીય, ત્યાજ્ય, અગ્રાહ્ય, છોડી દેવા પાત્ર

**વર્ણ્ય** વિ. (સં.) વર્ણનીય (૨) જેનું વર્ણન કરવાનું છે તેવું

**-વર્ય** વિ. (સં.) પ્રધાન, શ્રેષ્ઠ (સમાસને અંતે); ઉદા૦ બ્રાહ્મણવર્ય.

**વશ્ય** વિ. (સં.) વશ કરાય તેવું (૨) તાબે, અધીન [કરવા યોગ્ય, પૂજ્ય

**વંદ્ય** વિ. (સં.) વંદનીય, નમસ્કાર

**વંધ્ય** વિ. (સં.) વાંઝિયું (૨) (લા૦) નિષ્ફળ

**વંશ્ય** વિ. (સં.) વંશનું, વંશજ

**વાક્ય** ન. (સં.) પૂર્ણ અર્થ બતાવતો શબ્દસમૂહ (વ્યા૦) (૨) વચન, કથન

**વાચ્ય** વિ. (સં.) બોલવા જેવું (૨) કહેવા ધારેલું (૩) શબ્દનો સ્પષ્ટ સીધો (અર્થ) (કા૦ શા૦)

**વાદ્ય** ન. (સં.) વાજું [ફતેહ

**વાય** સ્ત્રી. (સં. વાચા) (લા૦) જીત,

**વાર્ય** વિ. (સં.) વારી શકાય તેવું, નિવાર્ય

**વાહ્ય** વિ. (સં.) વહી શકાય એવું, હલકું (૨) ચલાવી શકાય એવું

**વિંધ્ય** પું. (સં.) (સંજ્ઞા). દક્ષિણાપથ

ઉત્તરાપથ વચ્ચેની પર્વતમાળા
વીર્ય ન (સં.) શુક્ર, ધાતુ (૨) (લા૦) વીરતા, બળ, પરાક્રમ
વેદ્ય વિ. (સં.) જાણવાનું, જાણવા યોગ્ય
વૈદ્ય પું. (સં.) રોગ જાણી દવા કરનાર
વૈશ્ય પું (સં.) ચાર વર્ણોમાંનો ત્રીજો ખેતી ગોરક્ષા અને વેપાર કરનારો વર્ણ (૨) વાણિયો
વ્યય પું. (સં.) ખરચ, વાપર
વ્યંગ્ય વિ. (સં.) આડકતરી રીતે સૂચિત (૨) કટાક્ષથી કહેલું (૩) ન. વક્રોક્તિ, કટાક્ષવચન (૪) વ્યંગાર્થ (કા૦ શા૦)
વ્યાપ્ય વિ. (સં.) વ્યાપવા યોગ્ય
વ્રાત્ય પું. (સં.) જેને સંસ્કાર કરવામાં ન આવેલા હોય તેવું (૨) વર્ણસંકર
શક્ય વિ. (સં.) બની શકે કે કરી શકાય એવું
શલ્ય ન. (સં.) તીર (૨) કાંટો (૩) પું. (સંજ્ઞા) માદ્રીનો ભાઈ
શસ્ય ન. (સં.) ખેતરમાંનો ઊભો મોલ, લીલું અનાજ
શાક્ય પું. (સં) (સંજ્ઞા) ગૌતમ બુદ્ધ
શાઠ્ય ન. (સં.) શઠતા, લુચ્ચાઈ
શિષ્ય પું. (સં.) અંતેવાસી, વિદ્યાર્થી (૨) ચેલો [(અનિશ્ચિતાર્થક)
શુંય સ. (જુઓ 'શું') શું, કંઈ
શૂન્ય વિ. (સં.) ખાલી (૨) અસત્ (૩) ભાન કે સંજ્ઞા વિનાનું (૪) (સમાસને છેડે) રહિત, વિનાનું; ઉદા૦ જ્ઞાનશૂન્ય (૫) ન. મીંડું (૬) (લા૦) અભાવ
શૈક્ષ્ય ન. (સં.) શિક્ષણ, ભણતર
શૈત્ય ન. (સં.) ઠંડક
શોચ્ય વિ. (સં.) શોચનીય, શોકપાત્ર
શૌર્ય ન. (સં.) શૂરતા, પરાક્રમ, બહાદુરી
શ્રાવ્ય વિ. (સં) સાંભળવા યોગ્ય (૨) સાંભળીને માણવાનું (નાટક)('દૃશ્ય'થી ઊલટું) (કા૦ શા૦) [હિત, શુભ
શ્રેય ન. (સં. શ્રેયસ્) મોક્ષ (૨) કલ્યાણ,
શ્લાઘ્ય વિ. (સં.) વખાણવા યોગ્ય, પ્રશંસા પાત્ર
સખ્ય ન. (સં.) મિત્રતા, દોસ્તી
સત્ય વિ. (સં.) વાસ્તવિક, ખરું (૨) ન. ખરાપણું, તથ્ય, સાચી વાત, સાચ
સદ્ય અ. (સં. સદ્યસ્) તરત જ, જલદી
સભ્ય વિ. (સં.) સંભાવિત, શિષ્ટ (૨) વિવેકી (૩) પુ. સભાસદ
સવ્ય વિ. (સં.) ડાબું (૨) ડાબે ખભે રહેલું (જનોઈ)
સસ્ય ન. (સં) ધાન્ય, અનાજ (૨) શસ્ય
સહ્ય વિ. (સં.) સહી શકાય એવું
સહ્ય પું. (સં.) (સંજ્ઞા) મહારાષ્ટ્રમાં પશ્ચિમઘાટની પર્વતમાળા, સહ્યાદ્રિ
સાધ્ય વિ. (સં.) સાધી શકાય તેવું (૨) સિદ્ધ કરવાનું (૩) ન. સિદ્ધ કરવાનું તે
સામ્ય ન. (સં.) સમાનતા, સરખાપણું
સાષ્ટર્ય ન. (સં.) સરખી શક્તિ કે ઐશ્વર્યવાળા હોવું એ (૨) મુક્તિનો ચારમાંનો એક પ્રકાર
સાહ્ય સ્ત્રી. (સં. માં 'સાહ્ય' ન છે; ગુજરાતીમાં તો 'સહાય' (સં.)- મદદગાર ઉપરથી જ 'સાહ્ય' સ્ત્રી. મળ્યો છે.) સહાયતા, મદદ

સાંખ્ય ન. (સં.) કપિલ મુનિએ રચેલું દર્શનશાસ્ત્ર, ૭ વૈદિક દર્શનોમાંનું એક (જેમાં ૨૫ તત્ત્વ ગણ્યાં છે.)
સાંખ્ય વિ (સં.) સંખ્યા સંબંધી, સાંઝતું
સૂચ્ય વિ. (સં.) સૂચવવા યોગ્ય
સૂર્ય પું. (સં.) પૃથ્વીને પ્રકાશ ગરમી વ૦ આપતો આકાશીય ગ્રહ, સૂરજ
સેવ્ય વિ. (સં.) સેવવા યોગ્ય (૨) પું. શેઠ, માલિક (૩) પ્રભુ, ભગવાન
સૈન્ય ન. (સં.) સેના, લશ્કર, ફોજ
સોય સ્ત્રી. (સં. સૂચી) શીવવાનું નાકાવાળું પાતળું અણીદાર સાધન
સોય સ. (સં. સોપિ' (=સઃ+અપિ)) તે (પ.)
સૌખ્ય ન. (સં.) સુખ (૨) આરોગ્ય
સૌમ્ય વિ. (સં.) સુશીલ, શાંત (૨) મનોહર, સુંદર
સ્તન્ય ન. (સં.) દૂધ
સ્તવ્ય વિ. (સં.) સ્તુતિ કરવા યોગ્ય
સ્તુત્ય વિ. (સં.) સ્તુતિપાત્ર, વખાણવા [જેવું
સ્તેય ન. (સં.) ચોરી
સ્થાય પું. (સં.) આધાર, પાત્ર (૨) સામર્થ્ય (૩) સ્થાન, ઠેકાણું (૪) રાગનો એક અવયવ (સંગીત)
સ્થૈર્ય ન. (સં.) સ્થિરતા, અડગપણું
સ્પૃશ્ય વિ. (સં.) અડકવા યોગ્ય (૨) (લા૦) અત્યંજો સિવાયનું (હિંદુ વર્ણનું), સવર્ણ
સ્વયં અ. (સં. સ્વયમ્) પોતાની મેળે, પોતે, આપોઆપ
સ્વાસ્થ્ય ન. (સં.) સ્વસ્થતા (૨) તંદુરસ્તી
સ્વીય વિ. (સં.) પોતાનું

હય પું. (સં.) ઘોડો, અશ્વ [હવેલી
હર્મ્ય ન. (સં.) મોટું સુંદર મકાન,
હવ્ય વિ. (સં.) હોમવા યોગ્ય (૨) ન. હોમવાની સામગ્રી (દેવો માટે)
હાય અ દુઃખ ત્રાસ કે અફસોસનો ઉદ્ગાર (૨) સ્ત્રી (લા૦) અંતરના ઊંડા દુઃખની બદદુવા, શાપ
હાસ્ય ન. (સં.) હસવું એ, હાસ (૨) (લા૦) હાંસી, મશ્કરી
હૃદ્ય વિ. (સં.) પ્રિય, ગમે તેવું, ગમતું
હેય વિ. (સં.) ત્યાજ્ય
હોય અ. ક્રિ. 'હોવું'નું વિધ્યર્થ (૨) અ. (લા૦) હશે, ખેર
અન્યા સ્ત્રી. (સં.) પરસ્ત્રી
અન્યા પું (સં. અન્યાય) અન્યાય
અલ્યા (-લ્યો) (સં 'હે અરય'નું પ્રા. 'હેયરો' ઉપરથી પંજી) એક તુંકારભર્યું પુરુષવાચક સંબોધન
આખ્યા સ્ત્રી (સં.) નામ (૨) અટક (૩) (લા૦) નામના (૪) અફવા
આયા સ્ત્રી. (પો.) છોકરાંને સંભાળવા રાખેલી બાઇ, દાયણ
ઇજ્યા સ્ત્રી. (સં.) યજ્ઞ (૨) પૂજા
કન્યા સ્ત્રી (સં.) કુંવારી છોકરી (૨) પુત્રી, દીકરી (૩) એક રાશિ (જ્યો.) (૪) મોટી એલચી (૫) (સંજ્ઞા) દુર્ગા, પાર્વતી
કન્યા સ્ત્રી. જુઓ 'કન્ના'
કાયા સ્ત્રી. (સં. કાય પું.) શરીર (૨) (લા૦) ગર્ભાશય
કુલ્યા સ્ત્રી. (સં.) સુશીલ સ્ત્રી (૨) નાની નદી, નહેર અથવા ઝરણું

કૃત્યા સ્ત્રી (સં.) મેલી દેવી, ગેલડી (૨) ડાકણ, વંતરી, ચૂડેલ (૩) (લા૦) નિંદા કરનારી સ્ત્રી (૪) કર્કશા, શંખણી
ક્રિયા સ્ત્રી (સં.) કાર્ય, કર્મ (૨) સંસ્કાર, વિધા, ક્રિયમાણ (૩) કામ કરવાની રીત, કૃતિ, અમલ
ખુધ્યા સ્ત્રી. (સં. ક્ષુધા) ભૂખ (૨) વરંવાર ખાવાની વૃત્તિ
ઘૈયાંન. બ. વ. (વ્રજ) દૂધની તરની વાની (વૈષ્ણવ મંદિરમાં ઠાકોરજીને ધરાય છે)
ચર્યા સ્ત્રી. (સં.) કામકાજ વ્યવહાર (૨) રીતભાત, વર્તણુક (૩) (લા૦) સેવા (૪) અંદરનો ભાવ સમજાય તેવો દેખાવ—ચહેરો
છાયા સ્ત્રી (સં.) પડછાયો (૨) (લા૦) આશ્રય, ઓથ (૩) અસર, છાપ
જયા સ્ત્રી. (સં) (સંજ્ઞા) દુર્ગા, પાર્વતી
જાયા સ્ત્રી. (સં.) પત્ની, ભાર્યા
ઠાયા અ. ('ઠળવું' ઉપરથી ભૂ. કૃ) ('મૂઆ'ની જેમ મા પોતાના છોકરાને કહે છે.) મૂઆ
તુર્યા સ્ત્રી. (સ.) ચોથી (ક્રમમાં)
ત્રિજ્યા સ્ત્રી. (સ) વર્તુલના મધ્યબિંદુથી પરિધના કોઈ બિંદુ સુધીની સુરેખા કે એનું અંતર, 'રેડિયસ' (ગ)
ત્રિયા સ્ત્રી. (સં. સ્ત્રી) સ્ત્રી, નારી
દયા સ્ત્રી. (સં.) અનુકંપા, કરુણા (૨) કૃપા, મહેર
દાયા સ્ત્રી. (ફા. ધાવ) જુઓ 'દાઇ' સ્ત્રી. (૨) સ્ત્રી. આયા, 'નર્સ'
દિવ્યા સ્ત્રી. (સં.) દૈવી સ્ત્રી, અપ્સરા
ધન્યા વિ. સ્ત્રી. (સં.) સુખી—સુભાગી
પંડ્યા પું. (માનાર્થક) (જુઓ 'પંડ્યો') તીર્થનો ગોર (૨) એક બ્રાહ્મણ અટક
પ્રિયા વિ. સ્ત્રી. (સં.) વહાલી સ્ત્રી
ભયા પું. (સં. ભ્રાતૃ) ભાઇ, ભિયા (પુરુષ માટે સંબોધન) (૨) કેટલીક નાતોમાં જમાઈ માટે સંબોધન
ભાર્યા સ્ત્રી. (સં.) પત્ની
ભિયા પું. જુઓ 'ભયા'
મધ્યા વિ. સ્ત્રી. (સં.) શ્રુતિના પાંચ પ્રકારમાંનો એક (દીપ્તા, આયતા, મૃદુ, કરુણા, મધ્યા) (૩) વચલી આંગળી (૪) જુઓ 'મધ્યમિકા' (૫) જુઓ મુગ્ધા અને પ્રૌઢાની વચ્ચેની સ્ત્રી કે નાયિકા (કા૦ શા૦) [માયા, સ્નેહ
મયા સ્ત્રી. ('માયા' ઉપરથી) (લા૦)
માયા સ્ત્રી. (સર૦ મ) ભાંગ
માયા સ્ત્રી (સં.) ઈશ્વરની બાર શક્તિ માંની એક જેનાથી બ્રહ્માંડ રચાયું (૨) (લા૦) છળ, કપટ, પ્રપંચ, ઇંદ્રજાળ (૩) મમતા, સ્નેહ (૪) મમતાનો કોઈપણ વિષય (૫) ધન, દોલત (૬) (સંજ્ઞા) લક્ષ્મી (૭) બુદ્ધની માતા
મિથ્યા વિ અ. (સં.) અસત્ય, અવાસ્તવિક (૨) ફોગટ
મિયાં પું (હિં.) મુસલમાન ગૃહસ્થ (નામની પાછળ વપરાય છે) (૨) મુસલમાનનું સંબોધન
મૈયા સ્ત્રી. (હિં.) માતા
રખ્યા સ્ત્રી (સં. રક્ષા) રાખ, ભસ્મ
રથ્યા સ્ત્રી (સં) ધોરીમાર્ગ, રાજમાર્ગ

(૨) શેરી
**રસ્યા** વિ. સ્ત્રી.(સં) રાત્રિ (૨) મધ્યા શ્રુતિનો એક આવાંતર ભેદ (સંગીત)
**રીત્યા** અ.(સં. તૃ. વિ એ.વ) રીતથી, [રીતે
**વદ્યા** સ્ત્રી. જુઓ વદી'
**વંધ્યા** સ્ત્રી. (સં.) વાંઝણી સ્ત્રી
**વિદ્યા** સ્ત્રી. (સં.) ઈશ્વરની બાર શક્તિમાંની એક જ્ઞાન શક્તિ (એનાથી ઊલટી તે 'અવિદ્યા') (૨) જ્ઞાન, (૩) એનું શાસ્ત્ર કે કળા; ઉદા૦ 'સમાજવિદ્યા' (૩) વિજ્ઞાન, 'સાયન્સ'
**વિદ્યા** સ્ત્રી. જુઓ 'વદ્યા', વદી
**વેશ્યા** સ્ત્રી. (સં) ગણિકા, પાતર
**શય્યા** સ્ત્રી (સં.) પથારી (૨) પદોનો પરસ્પર સુમેળ, સંગતતા (કા૦ શા૦)
**શલ્યા** સ્ત્રી. (સં) પથ્થરની છાટ-પાટ
**શિયા** વિ.(અ) એ નામના મુસલમાની સંપ્રદાયનું [વિદ્યાર્થિની
**શિષ્યા** વિ સ્ત્રી. (સં.) સ્ત્રી શિષ્ય,
**સત્યા** સ્ત્રી (સં) (સંજ્ઞા) કૃષ્ણની આઠ પટરાણીઓમાંની એક
**સભ્યા** વિ સ્ત્રી (સં.) સ્ત્રી સભ્ય
**સંખ્યા** સ્ત્રી. (સં.) રકમ આંકડો (૨) ગણના, ગણતરી
**સંધ્યા** સ્ત્રી. (સં.) બે સમયને જોડનારો વચમાળાનો ટૂંકો સમય (૨) સાંઝ (૩) (લા૦) ત્રણે સંધ્યા વખતે કરાતું નિત્યકર્મ (બ્રાહ્મણોનું) [સ્વકીયા
**સ્વીયા** વિ સ્ત્રી. (સં) પોતાની સ્ત્રી,
**હત્યા** સ્ત્રી (સં) ઘાત, વધ, જીવ લેવો એ (૨) પ્રાણી મારવ થી લાગતો દોષ
**હીંયાં** અ. અહીંયાં (પ.)
**જયી** વિ. (સં. જયિન્) જય મેળવનાર
**ત્રયી** સ્ત્રી (સં.) ત્રણનું જૂથ (૨) ઋક્ યજુસ્ સામ એ ત્રણ વેદોનો સમૂહ
**-દાયી** વિ. (સં. દાયિન્) 'આપનારું' એવા અર્થમાં સમાસને અંતે; ઉદા૦ સુખદાયી ['ન્યાય્ય'
**ન્યાયી** વિ. (સં. ન્યાયિન્) જુઓ
**વ્યયી** વિ. (સં. વ્યયિન્) વ્યયવાળું, ખરચાળ (૨) પદને અંતે વિકાર થાય તેવું (પદ) (વ્યા.)
**-શાયી** વિ (સં -શાયિન્) (સમાસને અંતે) 'સૂનાર' 'પોઢનાર' એવા અર્થમાં; ઉદા૦ શેષશાયી, ધરાશાયી
**સ્થાયી** વિ. (સં. સ્થાયિન્) ઘણીવાર ટકે તેવું, ટકાઉ (૨) સ્થિર (૩) પું સંગીતમાં ગાવાનો એક પ્રકાર
**અરડ્યું** વિ. અરડી રહેવું એ
**આયુ** ન. (સં. આયુસ્) આયુષ, જિંદગી (૨) વય, ઉમર
**ઇશ્યુ** પુ (અં) (અદાલતના કેસના) વાદનો મુદ્દો (૨) મુદ્દો, તર્ક
**ઓલ્યું** સ. જુઓ 'ઓલું'માં, પેલું
**કયુ** સ. (સ. ક+એવ) કોણ, શું (પ્રશ્નવાચક)
**કહ્યુ** ન (સં. કથિત) કહેવું એ, વચન (પ્રત્યેક વ્યકિત બતાવે છે) (૨) શિખામણ (૩) આજ્ઞા
**કાહ્યું** વિ (ફા. કાહિલ) ચિડાયેલું (૨) થાકેલું, કાયર (૩) માંદું, આજારી
**ક્યું** સ જુઓ, 'કયુ' સ.
**કોહ્યું** વિ. (સં. ક્વથિત) સડેલું લા૦ (૨) કોહપણભર્યું

ખોયું ન. (જુઓ 'ખોયણું') બાળકને ઊંઘાડવા માટે કરેલું કે બાંધેલું કપડું
ગયું વિ. (સં. ગત) ગયેલું, વીતેલું, ભૂતકાળનું (૨) (લા૦) મરી ગયેલું
ઘેયું ન (સં. શ્વાત) ખાડો, ખાધરો
ઘોયું ન. જખમ (૨) (લા૦) ભમરડાની આરથી બીજા ભમરડામાં મરાતો ટોચો (૩) ગપ [બળદ
ઘોલ્યું ન. ખરસી નહિ કરેલો નાનો
ઘોળ્યું વિ ઘોળેલું, ઘૂંટેલું (૨) (કા.) નષ્ટ બળ્યું મૂઉં (એવા અર્થમાં શ. પ્ર. માં); ઉદા૦ ઘોળ્યો પગાર!
ચાહ્યું વિ. ('ચાહવું'નું ભૂ. કૃ.) ઇચ્છા કરી, પ્રેમ કર્યો
ચેયું ન. ખાટલાની દોરી,–વાણ
છૈયું ન. (સર૦ હિં. છૈયા) છોકરું
જાયું વિ (સં. જાત=જન્મેલું) જન્મેલું (૨) સંતાન
ટોયું ન. દાથાનું માપિયું [ગયેલું
ઠઠ્યું વિ. (રવા૦) (કા) નિરર્થક રહી
ઠાયું વિ. (સં. 'સ્થા' ઉપરથી) ઠરેલ, ઠાવકું, ડાહ્યું
ડાહ્યું વિ. ડહાપણવાળું, સમજુ
ડૈયું ન જુઓ 'ડિંગો'
ઢંઢક્યું વિ ('ઢાંકવું'નું ભૂ. કૃ.) ઢંકેલું ગુપ્ત (૨) ન. ઘેર પહોંચાડેલું
ઢેયું ન. મોટું ઢેકું [પી-સણુ
થયું વિ. ('થવું'નું ભૂ. કૃ.) બન્યું (૨) અ. બસ, પૂરતું
દસ્યુ પુ. (સં.) પ્રાચીન અનાર્ય લોકોની એક જાતનો માણસ (૨) ચોર, ડાકુ
ધાયું ન. સ્ત્રીનું સ્તન, ધાઈ, બોણું
ધાર્યું વિ ('ધારવું' નું ભૂ. કૃ.) ધારેલું, મનસૂબો કરેલું, નક્કી કરેલું (૨) ધારણા, સંકલ્પ [(૨) ન નમવું
નમ્યું વિ. ('નમવું'નું ભૂ કૃ) નમેલું,
નર્યું વિ. (પ્રા. ણવર) કેવળ તદ્દન. (૨) (લા૦) તંદુરસ્ત, નીરોગી, નરવું
નૈયું ન. (જુઓ 'નહિયું') નખને લગની ચામડીનો ભાગ [પ્રારંભિક ફળ
નૈયું ન. વેલામાં લાગતાં ફૂલમાંનું
પયું ન. (સં. પદ) કૂવાનું ઓવારણું
પિયુ પું. (સં. પ્રિય) (લા૦) વહાલો પતિ, કાંત
પોયું ન. (જુઓ 'પોલું') ગેડીદડાની રમતમાં જ્યાં દડો પહોંચાડવાથી જીત ગણાય તે મુકરર કરેલી હદ 'ગોલ'
પોયું ન. (સં. પોત-બચ્ચું) (લા૦) કેળનો નાનો છોડ
બા(–બાં)યું ન. (સર૦ હિં. બાયાં, મ. બાયા,) નરઘાંની જોડમાંનું નાનું (ડાબે હાથે વગાડાતું), ભોણિયું
બાંયું ન. ('બાંય' ઉપરથી) કમાડને જડવામાં આવતો આડો લાટો
બિયું ન. (સં. બીજ) બી, બીજ
બોયું ન. જેમાંથી ભીંડી થાય છે તે છોડનો (ભીંડી ઉતારી લીધેલો) સાંઠો
બોયું ન. (અં. બોઈ) પાણીમાંના ખરાબાની ચેતવણી આપવા માટે દરિયામાં તરતો રાખેલો લોઢાનો મોટો ગોળો
બીન્યું વિ ('બીવું'નું ભૂ. કૃ.) બીધું, બીધેલું [થયું, બન્યું
ભયું ભૂ કૃ. (હિં. ભયા, સં ભૂત) (૫)

ભૂખ્યું વિ. ('ભૂખ' ઉપરથી) જેને ભૂખ લાગી હોય એવું (૨) (લા૦) લાલચુ (૩) ગરીબ
મન્યુ પું. (સં.) અગ્નિ (૨) ગુસ્સો
માયું ન. (સર. મ. માયફલ; હિં. માયા-ફલ) માજુફળ, માયફળ
માર્યું વિ. ('મારવું' નું ભૂ. કૃ.–સં. મારિત) મરાયેલું, ત્રાસેલું; ઉદા૦ 'વખાનો માર્યો'; 'દુ:ખનું માર્યું'
મૃત્યુ ન. (સં. પું.) મરણ
-મોયું વિ. (સં. 'મુખ' ઉપરથી) નામને અંતે '–ની તરફ મોં વાળું' '-ની ચાહનાવાળું' એવો અર્થ બતાવતો અનુગ
રડયું વિ. ('રડવું' નું ભૂ. કૃ.) રડજી (અણગમો બતાવતાં કદીક લાડમાં સ્ત્રીઓ વાપરે છે)
રહ્યું વિ (૨) અ. ('રહેવું' નું ભૂ. કૃ.) નકારવાચક વાકય પાછી 'તો ભલે' 'બસ' એવા ભાવનો ઉદ્ગાર; ઉદા૦ ન બોલ તો રહ્યું.
રોયું વિ ('રોવું'નું ભૂ. કૃ.) પીટયું, રડયું (સ્ત્રીઓની ગાળ)
વાયુ પું. (સં.) પવન (૨) પું. ન બાદી (૩) ન. વાય, મૃગી
વાયું ન ('વા' પરથી) વાથી દીવો ઓલવાઇ ન જાય એ માટે અંદર મૂકવા દોયકા જેવો– પડખે કાણાં-વાળો બનાવેલો માટીનો ઘાટ
સ્નાયુ પું. (સં.) માંસનો પ્રત્યેક તંતુ–જેનાથી અવયવો હલાવી શકાય છે.
હૈયું ન (સં.) હૃદય, દિલ, અંત:કરણ
સાંયું ન. સ્ત્રીઓનું પરસ્પર આલિંગન
જયે, જેયે અ. (કા.) જ્યારે
તયે, તેંયે અ. (કા) ત્યારે, તો પછી
નિત્યે અ. (સં. નિત્ય સ. એ. વ.) દરરોજ
ભાગ્યે અ. (સં. ભાગ્ય સ. એ. વ) (લા૦) કદાચ, કવચિત્
મધ્યે અ. (સં. મધ્ય સ. એ. વ.) વચ્ચે, મધ્યમાં (૨) માં, અંદર
વાગ્યે અ. ('વાગવું'નું ભૂ કૃ. સ. એ વ.) વાગતાં, વાગે ત્યારે (કલાક)
ઐયો વિ. પું. આ, પેલો (કહેવતમાં)
હાયો પું. એક જાતની પીળી માટી (કા.)
ખાયો પું. (ફા.) અંડ વૃષણ
ઘાયો વિ, પું. ('ઘા' ઉપરથી) ઘાયલ થયેલો (૨) ઘાયલ થવાથી મરી ગયેલો (૩) (લા૦) દિલ પર અસર કરે તેવું માર્મિક લખાણ (૪) કાળનો ઘા
ચીયો પું. એક કાળો કડણ પથ્થર, 'ચીચો (૨) એક જાતનું નદીના પાણીમાં ઊગતું ઘાસ, છૈયો
ચૂયો પું. (સં. શ્ચ્યુત) એક સુગંધીદાર, પદાર્થ, ચૂવો
છા(-છાંયો) પુ. (સં. છાય) પડછાયો,
છૈયો પું. છોકરો [ ઓળો
છૈયો પું પાણીમાં ઊગતું એક ઘાસ, ચીયો
છોયો પું. (જુઓ 'છોઇ') શેરડી વગેરેના સાંઠા ઉપરથી ઉતારેલી છાલ, છોઇ
જાયો પું. (સં. જાત) જન્મેલો (જુઓ 'જાયું')
ટોયો પું. ('ટોવું" ઉપરથી) બૂમો પાડી ખેતરમાંથી પંખી ઉડાડનારો
ઠોયો પું. ખાંપો, સપાટી પર નીકળેલો

ગોદા જેવો ડોયો
ડોયો પું. (દે. ડોઅ) નાળિયેરને કોતરીને કરેલું વાસણ (૨) નાળિયેરનું ખોખું જેમાં હુકાનો મેર ઘલાય છે (૩) ડોઇ (૪) (સર૦ ટોયો) મોટો ખાલીસો, ગરજો
ઢૈયો પું. ઢગલો, ટેકરો
પંડ્યો પું. (સં. પંડિત)ગામડી નિશાળનો બ્રાહ્મણ મહેતાજી (૨) તીર્થગોર
પાયો પું. (ફા.; સં. 'પાદ') ખુરશી ટેબલ વ૦નો પગ (૨) ઘોડિયું (૩) જે મૂળ ચણતર ઉપર ઇમારત ઊભી કરવામાં આવે તે (૪) જે બાજુ ઉપર ત્રિકોણ ઊભો રહે છે તે બાજુ (ગ.) (૫) (લા૦) આધાર, મૂળ
પાયો પુ.(સં. પાક, પ્રા પાય ) સુખડી બનાવવા માટે કરેલો ઘી ગોળનો મૂળ પાક; પ્રાગો
પીયો પું. (સં. પીત) આંખને ખૂણે બાજતો ચીકણો પદાર્થ, ચેપડો
ફાયો પું. (હિં. ફાયા) અત્તરમાં બોળેલું પૂમડું
ફિયો પું. (સં. પ્લીહા) બરોળ
બિયો પું. (સં. બીજ) હળિયો (૨) એક ઝાડ
ભયો પું. (જુઓ 'ભયું')(લા૦) માનતા પૂરી કર્યા પછી પૂજારીની આશિષ મેળવવી એ (૨) અ. કૃતાર્થતાનો સંતોષ થયો હોય એમ સંતુષ્ટ
ભાયો પું.('ભાઈ' ઉપરથી)ભાઈ (લાડમાં)
ભૈયો પું. (સં. ભ્રાતૃ, હિં. ભૈયા, મ. ભૈય્યા) ભાઈ (૨) ઉત્તર હિંદનો વતની (સામાન્ય)
મયો પું. સોરઠની સોરઠમાં રહેતી એક હિંદુ કાઠિયાવરણ જાતનો પુરુષ
માયો પું (ફા.) પૂંજી, ધનનો જમાવ
સાયો પું (ફા.) છાયો (૨) (લા૦) મદદ, આશરો (૩) ફકીરનો ઝભો
સોયો પું (જુઓ 'સોય' સ્ત્રી) મોટી સોય, સોયો
અગ્ર વિ. (સં.) આગળ રહેલું, પહેલું, મોખરાનું (૨) મુખ્ય (૩) ન. અણી,
અગ્રે અ. (સં.) અહીં [ટોચ
અભ્ર ન (સં) વાદળું
અર વિ. (સં.) ઉતાવળું, ત્વરિત (૨) પું. આરો (પૈડાનો)
અસ્ત્ર ન. (સં.) ફેંકવાનું હથિયાર (૨) યાંત્રિક હથિયાર
અસ્ર ન. (સં.) આંસુ (૨) લોહી (૩)
અંત્ર ન. (સં.) આંતરડું [ખૂણો
આમ્ર પું. (સં) આંબો
આર પું. પાણીનો વેગ—તાણ
આર સ્ત્રી. (લોઢાની) અણી (૨) પરોણી (૩) મોચીનું ટાંચણું (૪) વીંછીનો કાંટો
આર પું. સ્ત્રી. કાંછ, ખેડ
આર્દ્ર વિ (સં.) ભીનું (૨) દ્રવતું (૩) (લા૦) મૃદુ (૪) માયાળુ, લાગણીવાળું
આંત્ર વિ. (સં.) આંતરડાને લગતું (૨) ન. આંતરડું
આંધ્ર પું. (સં.) (સંજ્ઞા) તેલુગુપ્રદેશ, તૈલંગણ (૨) વિ. ત્યાંનું વતની
ઈંદ્ર પું. (સં.) દેવોનો રાજા (૨) સમાસમાં નામને અંતે 'શ્રેષ્ઠ' એવો અર્થ

બતાવે છે; ઉદા૦ માનવેંદ્ર, મૃગેંદ્ર, ગજેંદ્ર
ઉગ્ર વિ. (સં.) આકરું, જલદ (૨) (લા૦) ક્રોધી (૩) બિહામણું (૪) જબરું
ઉર ન. (સં. ઉરસ્) હૃદય (૨) છાતી (૩) (લા૦) ધ્યાન, લક્ષ (૪) લાગણી
ઉષ્ટ્ર ન. (સં. પું.) ઊંટ
ઐંદ્ર વિ (સં.) ઇંદ્રનું—ને લગતું
ઓર સ્ત્રી. ઉરાઉરી, ચડસાચડસી (૨) પું. દરિયાનાં પાણીની ઓટ (૩) નદીના કાંઠા ઉપરનો કૂવો, ઓરિયો
ઓર સ્ત્રી. ગર્ભના રક્ષણ તરીકે એના ઉપર રહેતું પાતળી ચામડીનું પડ (૨) કેરી પકવવા નાખવી એ
કબ્ર સ્ત્રી (અ.) કબર (જેમાં મુસ્લિમ—ખ્રિસ્તી વ૦ નું મડદું દટાયેલું હોય) (૨) (લા૦) મૃત્યુ
કર પું. (સં.) હાથ (૨) વેરો, મહેસૂલ, જગાત (૩) લાગો (૪) કિરણ (૫) (હાથીની) સૂંઢ (૬) બેની સંજ્ઞા (પદ્યમાં)
કાર પું. (સં.) ક્રિયા, કાર્ય (૨) નિશ્ચય (૩) યત્ન (૪) સંબંધ, વ્યવહાર (૫) વકર, સાખ (૬) ગજું (૭) ફેરફાર
-કાર વિ. (સં.) નામને અંતે 'કરનાર' એવા અર્થમાં; ઉદા૦ કલાકાર (૨) વર્ણને અંતે 'એ વર્ણ કે એનો ઉચ્ચાર' એવા અર્થમાં; ઉદા૦ અકાર (૩) રવાનુકારી શબ્દને અંતે 'એ રવ' એ અર્થમાં: ઉદા૦ કુંકાર, હુંકાર, ધુત્કાર, ફિટકાર વગેરે
કાર પું. (ફા.) કાર્ય, કામ (૨) કામ-કાજ, ધંધો [સાલિકીની પ્રાયઃ)
કાર સ્ત્રી. (અ.) મોટરગાડી (ખાનગી
કિર્ર વિ. (મ.; રવા૦) વાંસની ઝાડીવાળું ગીચ (૨) અ. પક્ષીનો અવાજ
કીર પું. (સં.) પોપટ
કૂર પું. (સં.) ભાત, રાંધેલા ચોખા
કૃચ્છ્ર વિ. (સં.) કષ્ટ પડે એવું (૨) ન. કષ્ટ (૩) પ્રાયશ્ચિત્ત (વ્રતોપવાસાદિ૦)
કેર પું. (અ કહર) મહાનાશ, ગજબ (૨) જુલ્મ
કેંદ્ર ન (સં.) મધ્યબિંદુ (૨) મધ્યમુખ્ય સ્થાન (૩) ઇષ્ટ લગ્નથી અહનું પહેલું ચોથું અને દસમું સ્થાન (જ્યો)
કોર સ્ત્રી. (મ હિં.) વસ્તુનો છેડો, કિનાર (૨) ત્યાં મૂકવાની ભાત કે પટ્ટી (૩) બાજુ, બાજુ પરનો થોડોક ભાગ, હાંસ
-કોર સ્ત્રી. ('કુંવર' ઉપરથી) સ્ત્રીઓના નામને છેડે મુકાતો શબ્દ; ઉદા૦ 'જેકોર' 'પ્રેમકોર'
ક્રૂર વિ (સં) અતિ નિર્દય
ક્ષત્ર ન. પું. (સં) ક્ષત્રિય
ક્ષર વિ. (સં.) નાશ પામે એવું (૨) પું. ભૂત—પ્રાણી
ક્ષાત્ર વિ. (સં. ન.) ક્ષત્રિયને લગતું (૨) ન. ક્ષત્રિયનું કર્મ (૩) ક્ષત્રિયપણું (૪) ક્ષત્રિયનો સમૂહ, જાતિ (૫)
ક્ષાર વિ. (સં.) ખારું (૨) પું. ખરાશ-વાળું તત્ત્વ (૩) ખારો
ક્ષિપ્ર અ. (સં.) તરત જલદી
ક્ષીર ન. (સં.) દૂધ (૨) પાણી (૩)

ખીર (૪) ઝાડનું દૂધ, ચીક

ક્ષુદ્ર વિ. સં. તુચ્છ, પામર, ક્ષુલ્લક (૨) નજીવું [પગની ખરી

ક્ષુર પું. (સં.) અસ્ત્રો (૨) જાનવરના

ક્ષેત્ર ન. (સં.) જમીન, ખેતર (૨) સ્થાન, જગ્યા, જાત્રાનું તીર્થ (૪) (લા૦) કાર્ય કે ધંધાનો અવકાશ (૫) શરીર, દેહ (૬) રણભૂમિ, લડવાનું મેદાન (૭) સ્ત્રી, નારી

ક્ષૌર ન. (સં.) હજામત, મુંડન

ખર ન. (સં.) ગધેડો (૨) (સંજ્ઞા) રાવણનો ભાઈ (૩) (લા૦) વિ. ઠોઠ, મૂર્ખ (૪) (ર૦લા૦) ખોખરું (૫) તીક્ષ્ણ (૬) કઠોર

ખાર પું. (ફા.) કાંટો (૨) વેર, દ્વેષ, (૩) ઈર્ષા, અદેખાઈ [પદાર્થ, ક્ષાર

ખાર પું. (સં. ક્ષાર) ખારાશવાળો

ખીર વિ. રસહીન, નકામું

ખીર સ્ત્રી. (સં. ક્ષીરા) દૂધભાતની એક વાની (૨) ન. ક્ષીર, દૂધ

ખીર ન. એક પક્ષી

ખુર પું. (સં.) ખરી

ખેર ન. (સં. ખદિર) એક ઝાડ (જેમાંથી 'કાથો' થાય છે.

ખૈર અ. (અ.) ભલે, હશે, ફિકર નહિ (૨) સ્ત્રી. ખેરિયત, સલામતી

ખેર સ્ત્રી. ('ખરવું' ઉપરથી) ધૂળ, ખેરો

–ખોર વિ. (ફા.) 'ખાનારું' 'ની ટેવવાળું' 'ખાઉ' એવા અર્થમાં; ઉદા૦ – સકરખોર (૨) પ્રાયઃ નામનો અંતે – અનિષ્ટ ભાવ સૂચવે છે; ઉદા૦ હરામખોર, શરાબખોર

ગર પું. (સં. ગર્ભ) ફળની કે ઝાડના થડની અંદરનો ગર્ભ (૨) (લા૦) મનનો ભેદ, મર્મ

ગર પું. (સં.) ઝેર (૨) ઝેરી દગર

–ગર વિ, (ફા) 'કરનાર' એવો અર્થ સૂચવતો અનુગ; ઉદા૦ 'સોદાગર', 'કારીગર'

–ગર પું. જુઓ 'ગીર' પું.; ઉદા૦ શિવગર

ગાત્ર ન. (સં) શરીર (૨) શરીરનો ભાગ, અવયવ

ગાર સ્ત્રી. (સં. ગૈરિકા–ગેરુને લગતું ઉપરથી) લીંપવા માટે બનાવેલો છાણ માટી વ૦ નો ગારો

–ગાર વિ. (ફા; સર૦ આ–ગાર; સં. કાર) 'કરનાર' એવા અર્થનો અનુગ ઉદા૦ મદદગાર, જુલમગાર

–ગાર વિ. (મ.)(પ્રાયઃ 'ઢંઢુ' સાથે) ઘણું ઢંઢુ; ઉદા૦ ઢંઢુંગાર

ગીર પું. (સં. ગિરિ) દસનામી ગોસાઈ બાવાઓના એક વર્ગનાં નામને અંતે વપરાય છે; ઉદા૦ કેશવગીર

ગીર સ્ત્રી. (સં. ગિરિ પું. ઉપરથી) (સંજ્ઞા) સૌરાષ્ટ્રમાં ગિરનાર પર્વતની દક્ષિણે શરૂ થતી ઊના દેલવાડા સુધીની એક પર્વતમાળા (૨) ન. એ પ્રદેશ

–ગીર (ફા.) 'વાળું' 'ઝાલનાર' એવા અર્થમાં નામને અંતે આવતો એક અનુગ; ઉદા૦ જહાંગીર, દસ્તગીર

ગૂર સ્ત્રી. ('ગર'–'ગર્ભ' ઉપરથી) હાડકાંની અંદરનો ગર, મેદો

ગૃધ્ર ન. (સં.) ગીધ, ગરઝાડું

ગેર(–રો) પું. ('ગરવું' ઉપરથી) ગરેલો

ભૂકો, ખેરો

**ગેર** પૂર્વ. (ફા.) નિષેધ અભાવ ખોટું જુદું એ વ૦ અર્થ દર્શાવનાર પૂર્વગ; ઉદા૦ ગેરહાજર, ગેરવર્તન, ગેરમુલક

**ગોત્ર** ન. (સં.) વંશ, કુળ, 'ટ્રાઈબ' (કોઇ ખાસ મુનિથી શરૂ થતું) (૨) ગાયો વ૦ની ગમાણ

**ગોર** પું. (ફા) વિચાર, મનન

**ગોર** પું. ('ગરવું' ઉપરથી) (છાણાંનો) ભૂકો, ગેરો

**ગોર** પું. જુઓ 'ઘોરી', ઢોરનો સમૂહ

**ગોર** પું. (સં. ગુરુ) પુરોહિત (૨) તીર્થનો પંડ્યો

**ગોર** સ્ત્રી. (સં: ગૌરી) જુઓ 'ગોરમા' (૨) ગૌરીપૂજન કરનારી કન્યા, ગોરણી

**ગૌર** વિ. (મ.) ગોરું (૨) ઊજળું

**ઘર** ન (સં. ગૃહ; પ્રા) ગૃહ મકાન (૨) (પશુપંખીને રહેવાનું) ઠેકાણું (૩) ઘરું, વસ્તુને રાખવાનું કે પહેરવાનું ખોખું ખાનું ઘોડી ઠેકાણું વગેરે; ઉદા૦ ચશ્માનું ઘર, સોકટીનું ઘર (૪) ગ્રહનું જે રાશિમાં સ્થાન હોય તે (જ્યો.) (૫) કુટુંબ કે (લક્ષણાથી) એનાં આબરૂ સુખ સંપત્તિ વ્યવહાર વ૦ (૬) (લા૦) ઘરસંસાર (લક્ષણાથી સ્ત્રી પુત્ર વ૦) (૭) ખાનદાન, કુળ

**ઘેર** અ. (સં. ગૃહે, જૂ. ગુ. ઘિરિ) ઘર તરફ (૨) ઘરમાં

**ઘેર** પું. ('ઘેરવું' ઉપરથી) ઘેરાવ, 'સર્કમ્ફરન્સ' (ગ.) (૨) સમૂહ, ટોળી (૩) (૨) સ્ત્રી. કોર પરનો ભાગ (૪) ચોટલીની આસપાસ રાખેલી ધારી (૫) ઘેરૈયાનાનું ટોળું, હોળી ખેલવા નીકળેલી ટોળી

**ઘોર** વિ. (સં.) ભયાનક, ભયજનક

**ઘોર** પું. (સર૦ મ.) અવાજ કે રણકો (૨) તંબૂરા વ૦માં ખરજ સ્વરના તારનો અવાજ કે રણકો

**ઘોર** સ્ત્રી. ('ઘોરવું' પરથી) ઊંઘમાં નાક બોલવાનો અવાજ, ઘોરણ

**ઘોર** સ્ત્રી. (ફા. ગોર) મડદું દાટવાનો ખાડો, કબરનો ખાડો

**ચક્ર** ન (સં.) પૈડું (૨) કાકર ધારવાળું એક પ્રાચીન ગોળ હથિયાર (૩) સુદર્શન ચક્ર (૪) કુંડાળું, ગોળાકાર (૫) ઘણું મોટું રાજ્ય (૬) સમૂહ, સમુદાય, મંડળ (૭) તંત્રમાં વર્ણવેલાં ગુદાથી તાળવા સુધીમાં આવતાં ૭ માંહેનું કોઇપણ પ્રત્યેક ચક્રસ્થાન

**ચર** વિ. (સં.) હાલીચાલી શકે તેવું (પ્રાણવારી) (૨) ફરનારું (સમાસને છેડે); ઉદા૦ જલચર, ખેચર, નિશાચર (૩) પું. જાસૂસ, બાતમીદાર (૪) મેષ કર્ક તુલા ને મકર રાશિઓ (જ્યો.) (૫) સ્વાતી પુનર્વસુ શ્રવણ ધનિષ્ઠા અને શતતારકા એ નક્ષત્રો (જ્યો.) (૫) મ્ન. ભૂમધ્ય રેખાથી યામ્યોત્તર અંતર જેને કારણે દિવસ લમિટ્ટ કો થાય છે. (જ્યો.) [રાંધેલું અન

**ચર** પું. (સં. ચરુ) હોમ વ૦ના નિમિત્તે

**ચર** સ્રી. (મ.) કિલ્લાની આસપાસ ખોદેલી ખાઈ (૨) ચૂલ, તમણ (કા.)

**ચર** સ્રી. (રવા૦) કપડું વગેરે

ફાટવાનો અવાજ, ચરરર

**ચંદ્ર** પું. (સં.) ચંદ્રમા, ચંદ્રિકા (૨) (લા૦) ઉપગ્રહ (જેમકે શનિને અમુક ચંદ્ર છે) (૩) છૂંદણું, ટપકું (૪) ચાંલ્લો (૫) એકની સંજ્ઞા (પદ્યમાં)

**ચાત્ર** નં. (સં.) યજ્ઞનો અગ્નિ પ્રગટાવવા વપરાતો ખેરના લાકડાનો ટુકડો

**ચાર** પું. (સં.) જાસૂસ (૨) એળિયો

**ચાર** સ્ત્રી. જુવાર બાજરી વગેરેના લીલા સાંઠા (જે ઢોરને ખાવા વપરાય છે)

**ચાર** વિ. (સં. ચત્વારિ; સર૦ ફા. ચહાર) '૪' (૨) (લા૦) થોડુંઘણું, કાંઈક ગણનામાં લેવા જેટલું (૩) થોડું, અલ્પ

**ચાંદ્ર** વિ. (સં.) ચંદ્રનું,– ને લગતું

**ચિત્ર** ન. (સં.) ચિતરામણ, છબી (૨) પદ્યમાં અક્ષરોની એવી રીતે રચના કરવામાં આવે કે જેને જુદી જુદી પદ્ધતિએ ગોઠવતાં કમળ અસિ વગેરે અનેક આકાર થતા હોય, પ્રબંધ (કા૦ શા૦)

**ચિર** વિ. (સં.) લાંબા વખતનું (૨) અ. લાંબા વખત સુધી [ફાડ, તરડ

**ચીર** સ્ત્રી. ('ચીરવું' ઉપરથી) ચીરી (૨)

**ચીર** ન. (સં.) સ્ત્રીઓનું એક રેશમી વસ્ત્ર (૨) વલ્કલ (૩) કોઈ કીમતી વસ્ત્ર (પ્રાયઃ કટાક્ષમાં)

**ચૂર** પું. ('ચૂરવું' પરથી) ચૂરો, ભૂકો

**ચેર** ન. (સર૦ મ. ચેર) એક જંગલી વનસ્પતિ (૨) લાકડાં (કા.)

**ચૈત્ર** પું. (સં.) વિક્રમ સંવતનો છઠ્ઠો માસ

**ચોર** પુ. વિ. (સં.) ચોરી કરનાર

**ચોર** પું. (સં.) ચોર.. [(માણસ), ઠગ

**છત્ર** ન (સં.) મોટી ભારે છત્રી (૨) રાજચિહ્ન તરીકે વપરાતી છત્રી (૩) (લા૦) રક્ષણ કરનાર, પાલક

**છર** પું. તોર, મદ (૨) મસ્તી, તાન

**છર** પું (સં. ક્ષુર) અસ્ત્રો

**છર** પું (સં. શર) બરુની સોટી

**છર્** અ (રવા૦) બિલાડીને ભગાડવાનો

**છાત્ર** પું. (સં.) વિદ્યાર્થી [ઉદ્ગાર

**છાર** પું. સ્ત્રી. (સં. ક્ષાર; પ્રા.) ઈંડાનો ભૂકો (૨) ફૂગ (૩) ધૂળ (૪) રાખોડી (૫) શરીર ઉપરની ઝારી (૬) પું. (લા૦) મત્સર, અભિમાન

**છિદ્ર** ન. (સં.) કાણું, બાકું, નાકું (૨) (લા૦) દોષ, ખામી

**છેર** સ્ત્રી. ('છેરવું' ઉપરથી) જુઓ 'છેરટો', એર, પાતળો ઝાડો

**છોર** પું. (સં. ક્ષુર) છર, અસ્ત્રો

**જર** સ્ત્રી. (સં. જરાયુ) ઓર, મેલી

**જર** સ્ત્રી. (સં. જલૂકા) જળો (કા.)

**જર** વિ. (સં) જીર્ણ, જર્જર

**જર** પું. (ફા.) પૈસો, નાણું (૨) સોનું (૨) કસબ (સોના રૂપાના તાર) કે કસબનું વણતર

**જંત્ર** ન. (સં. યંત્ર) જુઓ 'જાયાવંત્ર' (૨) એક જાતનું તંતુવાદ્ય, જંતરડો (૩) પું. ન. જુઓ 'જંતર', તાવીજ

**જાર** સ્ત્રી. (દે. જુઆરી, જોવારી) એક અનાજ, જુવાર

**જાર** પું. (સં.) પરસ્ત્રી સાથે પ્રીતિ કરનાર, વ્યભિચારી પુરુષ [હારેલું

**જેર** અ. (ફા.) વશ, તાબે, પરાજિત,

**જોર** ન. (ફા.) બળ, શક્તિ, કૌવત (૨)

શ્રમ, મહેનત (૩) (લા૦) ચલણ; ઉદા૦ મારું એના ઉપર કાંઈ જોર ચાલતું નથી (૪) ચડતી, તેજી, જોસ, વેગ (૫) દાબ, ભાર, વજન
જ્વર પું. (સં.) તાવ
ઝાર પું. (અં.) (સંજ્ઞા) રશિયાના રાજાનો ઇલકાબ [ઈર્ષ્યા (૩) વેર
ઝેર ન. (ફા. ઝહર) વિષ (૨) (લા૦)
ઠાર પું. ('ઠાકર' પરથી) સુતાર (માનાર્થ)
ઠાર પું. ન. ઓસ, સવારે પળતી આકાશી ભીનાશ (૨) ટાઢી હવા, ઠીકળ
ઠાર ન. ઠામ, ઠેકાણું (પ.) (૨) (લા૦) અ. (સર૦ મ) ઠેકાણેથી ઊઠી શકે નહિ એમ, બરોબર; ઉદા૦ ઠાર મારવું—કરવું
ઠેર અ. (સર૦ 'ઠરવું'; હિં. ઠૈરના; મ. ઠેરણે) ખરી જગ્યાએ, અસલ સ્થાને (૨) (લા૦) ઠાર; ઉદા૦ ઠેર રાખવું=ઠાર મારવું
ઠોર પું. (હિં.) એક મીઠાઈ
ઠોર ન. (હિં. ઠૌર) ઠામ, ઠેકાણું (૨) (લા૦) અ. ઠેર, ઠાર; ઉદા૦ ઠોર રાખવું =ઠાર મારવું
ડર પું. (સં. દર) ભય, બીક
ડાર ન. (કા.) ભૂંડનાં બચ્ચાંનું ટોળું
ડાર પું. ('ડર' ઉપરથી) (લા૦) ધ્રાસકો, ડારો
ડૂર ન. પરાળ, ડાંગરનું ઘાસ
ડેર પું. (જુઓ 'ડેરો') વલોણાની ગોળીના કાંઠા પરનું ઢાંકણું જેમાં રહી રવાઈ [ફરે છે
ઢેર પું. (હિં.) ઢગલો
ઢોર ન. (સર૦ હિં. મ.) ગાય ભેંસ વ૦ પશુ (૨) (લા૦) વિ. મૂર્ખ
તક્ર સ્ત્રી. ન. (સં. ન.) છાસ
તત્ર અ. (સં.) ત્યાં
તર વિ. (ફા.) રસકસથી ભરેલું (૨) તાજું (૨) (લા૦) ધરાયેલું, તૃપ્ત (૩) પૈસાદાર (૪) મસ્ત; ચકચૂર
તર સ્ત્રી. (દે.) દહીં દૂધ પરની મલાઈની પોપડી
તર સ્ત્રી ('તરવું' ઉપરથી) તરવું એ (૨) નાની ખાડી (૩) પહોળી હોડી, તરાપો
–તર વિ. (સં., ફા.) વિશેષણને લાગતો તુલનાત્મક પ્રત્યય: ઉદા૦ ઉચ્ચતર; બદતર
–તર ન સ્ત્રી. આ અનુગ ક્રિયાપદને લાગતાં નામ બનાવે છે; ઉદા૦ ઘડતર, ભણતર
તંત્ર ન. (સં.) વ્યવસ્થા, પ્રબંધ, ગોઠવણ, આયોજન (૨) સિદ્ધાંત (ન્યા.) (૩) હિંદુઓનાં એક પ્રકારનાં શાસ્ત્રો જેમાં મંત્રો પ્રયોગો અને ક્રિયાઓ ઉપર વધુ ભાર મૂકેલો છે.
તામ્ર ન. (સ.) તાંબું
તાર પું (ધાનો) તા, એક કાગળ
તાર પું. (ફા.) તંતુ, દોરો, રેસો (૨) ધાતુનો ખેંચીને બનાવેલો તાર (૩) (લા૦) તાર મારફતનો સંદેશો (૪) કેફની ખુમારી (૫) એક લગન, તલ્લીનતા
તાર વિ. (સં.) ઉત્તમ (૨) તીણો કે ઊંચો (સ્વર) (૩) પું. કિનારો, સામો કાંઠો (૪) અંત, છેડો, મુક્તિ (૫)

તરી શકાય એવી સ્થિતિ (પાણીની)
**તીર** ન. (સં.) કાંઠો, કિનારો
**તીર** ન (ફા.) બાણ (૨) પારસી ચોથો મહિનો (૩) (લા૦) (છાપરાનો) ઊભો ટેકો
**તીવ્ર** વિ. (સં.) વેગવાળી (૨) (લા૦) તીક્ષ્ણ (૩) આકરું, સખત
**તૂર** ન. સ્ત્રી. (સં. તૂલ) સીમળો આંકડો ડોડી ૧૦ નાં ફૂલનો બારીક રૂ જેવો પદાર્થ
**તૂર** સ્ત્રી. (સં. તૂર્ય) શરણાઈ, તુરાઈ (૨) ન. એક વાદ્ય (દૂબળા લોકોનું)
**તેર** વિ. (સં. ત્રયોદશ; પ્રા. તેરહ) '૧૩'
**તોર** પુ. સાળનો 'રોલર'–ગોળ લાકડું જેની પર કપડું વણાય એમ વીંટાય છે
**તોર** પું. ઘૂરી, નશા જેવી ધૂન
**થર** પું. (સં. 'સ્તર) જાડું પડ, વણું (૨) પોપડો (૩) ચડતી ઊતરતી વસ્તુઓનો જથો
**થીર** વિ. (સં.) સ્થિર [(બૌદ્ધ)
**થેર** પું. (પાલિ.) જુઓ. 'સ્થવિર', વૃદ્ધ
**થોર** પું. ( દે થોહર ) કાંટાળી વનસ્પતિની જાત, થૂવર (જેમાંથી દૂધ જેવો ચીક નીકળે છે)
**દર** ન. (ફા.) બારણું, દરવાજો
**દર** પું. (સર૦ મ. હિં.) ભાવ, કીમત અ. વિ૦ દરેક પ્રત્યેક
**દર** ન. (સં.) કોઈ પ્રાણીએ જમીનમાં રહેવાને કરેલું કાણું–છિદ્ર (૨) પું. ખાર પેદા થાય છે તે જગ્યા
**–દાર** વિ (ફા.) 'વાળું' અર્થમાં શબ્દને છેડે આવતો અનુગ; ઉદા૦ પૈસાદાર માલદાર
**દાર** સ્ત્રી. (સં. પું) પત્ની, દારા
**દુર્** ઉપ. (સં.) 'મુશ્કેલ' 'દુષ્ટ' એવો અર્થ બતાવે છે; ઉદા૦ દુર્ગમ, દુર્લભ
**દૂર** વિ (સં., ફા. દુર) વેગળું, આઘું (૨) અ. વેગળે, આઘે
**દેર** પું. (સં. દેવર) દિયર
**દેર** સ્ત્રી. (ફા.) ઢીલ, વાર
**દોર** પું. (અ. દૌર) અમલ, સત્તા, (૨) (લા૦) દમામ, ભભકો
**દોર** પું. (સં. ) જાડું દોરડું (૨) પું. સ્ત્રી. પતંગની દોરી [ બાંકું
**દ્વાર** ન. (સં.) બારણું (૨) બાંગો,
**–ધર** વિ (સં.) ધારણ કરનાર (સમાસને અંતે); ઉદા૦ મણિધર, શશધર, વિદ્યાધર
**ધર** સ્ત્રી. (સં. ધુરા) ધૂંસરી, ધુરા (૨) બળદ જોડાતો થાય ત્યારથી ગણાતું એનું વર્ષ (૩) શરૂઆત
**ધર** સ્ત્રી ('ધરવું' ઉપરથી) ધરપત, સંતોષ, વિશ્વાસ
**ધાર** સ્ત્રી. (સં. ધારા) હથિયાર કે ઓજારની ઝીણી કોર (૨) પ્રવાહી પદાર્થની પાતળી ધારા, શેડ (૩) (લા૦) કોરણ, કિનારી
**ધીર** વિ. (સં.) ધૈર્યવાન; ચાડગ (૨) નિશ્ચયી (૩) ગંભીર, ઠરેલ
**ધીર** સ્ત્રી. (સં. ધૈર્ય; પ્રા. ધીર) ધીરજ (૪) ભરોસો, પતીજ
**ધુર** સ્ત્રી. ન. (સં. ધુરા સ્ત્રી.) ધૂસરું (૨) (લા૦) આગલો ભાગ
**ધૂમ્ર** પું. (સં. ધૂમ) ધુમાડો (૨)

વિ. ધુમાડાવાળું (૩) ધુમાડાના રંગનું, ભૂખરું
**નક્ર** પું. (સં.) મગર
**નમ્ર** વિ. (સં) નમનશીલ, વિનયી
**નર** પું. (સં.) પુરુષવાચક પ્રાણી (૨) મનુષ્ય (૩) (લા૦) ચણિયારામાં ફરતો કમાડનો ખીલો (૪) (સંજ્ઞા) એક ઋષિ [ કૃત્પ્રત્યય; ઉદા૦ કરનાર
**-નાર** (જૂ. ગુ. 'નહાર') કર્તૃવાચક
**નાર** સ્ત્રી. (કન્નડમાંથી) ગલીદંડાની રમતમાં એક દાવ (ત્રણનો)
**નાર** પું. (સં.) પાણી (૨) મનુષ્ય માત્રનો સમૂહ
**નાર** સ્ત્રી. (સં: નારી) નારી, સ્ત્રી
**નિર્** ઉપ (સં.) જુઓ 'નિસ્', 'થીયુક્ત' 'બહાર' એવો અર્થ બતાવે છે; ઉદા૦ નિર્ગમ, નિરાધાર
**નીર** ન પાણી (૨) (લા૦) દમ, કસ
**નૂર** ન. (અ.) તેજ, પ્રકાશ (૨) ઉપડાવવાનું ભાડું, નોર
**નેત્ર** ન. (સં.) આંખ
**નોર** પું. ન. (અ. 'નૂર') ભાડું
**પત્ર** ન. પાંદડું (૨) પાંખ (૩) (લા૦) ચિઠ્ઠી (૪) છાપું, વર્તમાન પત્ર
**પર** અ (સં. ઉપરિ, પ્રા. ઉપ્પિરિ) ઉપર
**પર** ઉપ. (સં. પરિ) સં. 'પરિ' ઉપસર્ગના અર્થનો તદ્ભવ ઉપસર્ગ; ઉદા૦ પરકમ્મા, પરખીડિયું, પરહરવું
**પર** વિ. (સં.) પારકું (૨) અન્ય, બીજું (૩) દૂર, અતીત (૪) પછીનું, ઉત્તર (૫) શ્રેષ્ઠ
**પર** ન. (ફા.) પીછું
**પાત્ર** વિ. (સં) યોગ્ય, લાયક (સમાસમાં); ઉદા૦ દાનપાત્ર (૨) ન. વાસણ (૩) નદીના બે કાંઠા વચ્ચેનો ભાગ, પટ (૪) નાટકમાં વેશ લેનાર (૫) કથા કે વાતમાં આવતી વર્ણ્ય વ્યક્તિ (૬) અધિકારી, લાયક પુરુષ (૭) સ્ત્રી. વેશ્યા, પાતર
**પાર** પું. (સં.) છેડો, અંત (૨) હદ, સીમા (૩) કાંઠો, તીર (૪) (લા૦) ઊંડો મર્મ, ભેદ
**પાર** પું. (સં. પ્રકર) કરસણ કાપીને સુકાવા માટે કરેલો પ્રત્યેક નાનો ઢગલો
**પાર** સ્ત્રી. (દે. પારી) બરણી, લાખેલું માટલું
**પીર** પું. (ફા.) મુસલમાનોમાં પવિત્ર ગણાતો પુરુષ સૈયદ (૨) એવો પવિત્ર મૃતાત્મા
**પુત્ર** પું (સં.) દીકરો
**પુનર્** અ. (સં.) ફરીને, ફરીથી, (૨) સમાસમાં પૂર્વ પદ તરીકે 'ફરીનું' 'ફરીને થતું' એવા અર્થમાં; ઉદા૦ પુનર્લગ્ન, પુનર્જન્મ, પુનર્ભવ
**પુર** ન (સં) શહેર
**પુર** વિ. (ફા) પૂર, ભરેલું (સમાસમાં પદ તરીકે આવે છે); ઉદા૦ પુરબહાર
**પુંડ્ર** પું. ન. (સં.) ચંદન વગેરેનું તિલક
**પૂર** વિ. (સં. પૂર) પૂરેપૂરું, સંપૂર્ણ (૨) ન. નવા પાણીનું નદીનાળામાં જોસબંધ આવવું એ, રેલ (૩) પૂરણપોળી વગેરેનું પૂરણ (૪) અ. નામને અંતે 'જેટલું-નામાપે' 'સુધી, પર્યંત' એવા અર્થમાં; ઉદા૦ ગોખાપૂર, વાંસપૂર
**પૈર** સ્ત્રી. (સં. પ્રકાર, પ્રા. પયર) પ્રકાર,

રીત (૨) (લા૦) ખબર (૩) તદબીર
**પેર** પું. (હિં.) પગ
**પેર** સ્રી. (સં. પ્રકરી) પેરાઈ
**પેર** ન. (સર૦ 'પેરુ') જામફળ
**પોર** ન. (સં. 'પુર'ઉપરથી) પરું, ગામ પાસેની નાની વસાહત (૨) (સંના) સૌરાષ્ટ્રનું એક બંદરી શહેર–પોરબંદર
**પોર** અ. (સં. પરુત્) ગયે વર્ષે કે આવને વર્ષે
**પૌત્ર** પું. (સં.) દીકરાનો દીકરો
**પૌર** પું. (સં.) શહેરી
**પ્યાર** પું. પ્રેમ, હેત
**ફેર** પું. (હિં.) ફરક, તફાવત (૨) તમ્મર (૩) પેચ (૪) ઘેરાવો (૫) લૂગડાની ફડક (૬) ચક્કર, વધારે પડતું ફરવાનું થવું એ (૭) ફેરવવાની ખીલી; ઉદા૦ લવિંગિયાનો ફેર (૮) અ. ફરીથી
**ફોર** સ્રી. (અ.) ફોરમ, સુગંધ, સુવાસ (૨) (લા૦) આબરૂ
**બર** પું. (ફા.) પનો (૨) જાત (૩) માલ (૪) અ પ્રમાણે (૫) પર, ઉપર (૬) વિ. સફળ, પૂરતું (૭) જોઈતું યોગ્ય
**બહિર્** અ (સ.) બહાર (પ્રાયઃ સમાસમાં), ઉદા૦ બહિષ્કાર, બહિર્ગમન
**બાર** પું. (સર૦ મ. બાર=જખમ) બંદૂક વગેરેનો અવાજ
**બાર** ન. (સં. દ્વાર) બારણું (૨) (લા૦) આંગણું (૩) ડેલી
**બાર** વિ (સં. દ્વાદશન્, પ્રા. બારહ) '૧૨'
**બીર** સ્રી. (અં.) એક વિલાયતી (પીવાનો) દારૂ
**બોર** ન. (સં. બદર) બોરડીનું ફળ (૨) (લા૦) સ્રીઓનું એક ઘરેણું
**ભદ્ર** ન. (સં.) મોટા કોટની અંદરનો નાનો કોટ; ઉદા૦ અમદાવાદ પાટણ વગેરેનું તે તે સ્થાન (૨) ભદલ
**ભદ્ર** વિ. (સં.) ભલું (૨) કલ્યાણકારી (૩) માંગલિક (૪) ભાગ્યશાળી (૪) ન. કલ્યાણ (૫) સોનું (૬) સંગીતમાં એક અલંકાર
**–ભર** અ. ('ભરવું' ઉપરથી) નામને અંતે લાગતાં 'એના જેટલું' 'તે બધું આખુ' એવો અર્થ થાય છે; ઉદા૦ ક્ષણભર, દિવસભર
**ભર** વિ. બરોબર જામેલું, ભરપૂર, પરિપૂર્ણ; ઉદા૦ ભરજુવાની, ભરઊંઘ
**ભર** પું. જુઓ 'ભાર', ઘાસપૂળા વગેરેથી ભરેલું ગાડું, ભાર
**ભાર** પું. (સં.) વજન, બોજ (૨) ચોવીસ મણનું વજન (૩) ૨૦૨૧૭૪૦૦૦ની સંખ્યા (૪) વીસ તોલાનું કે એક તોલાનું વજન (૫) (લા૦) અપચો, અજીર્ણ (૬) જવાબદારી (૭) વિસ્તાર (૮) વજન વક્કર, વટ (૯) ભાર, પાડ (૧૦) અમુક તોલ જેટલું; ઉદા૦ પૈસાભાર, રતિભાર (૧૧) (ઘણું ખરું પું. બ. વ.) ગજું, ગુંજાશ; ઉદા૦ તારા બોલના તે શા ભાર! (૧૨) ગ્રહદશા કે મંતર જંતરની અસર (૧૩) જથો, સમૂહ
**ભૂર** વિ. મૂર્ખ (૨) લુચ્ચું (૩) (સુ) નામશેષ
**ભેર** અ. ('ભરવું ઉપરથી) શબ્દને

લાગતાં '–એ સાથે' 'સહિત' એ અર્થનું અવ્યય બનાવે છે; ઉદા૦ હોંસભેર, પોતિયાભેર, રંગભેર

**ભોર** પું. સ્ત્રી. (હિં.) પરોઢિયું

**ભોર** પું. જુઓ 'ભોળ'

**ભોર** અ. ભોરભોર, સમાપ્ત

**ભોર** પું. (સં. ભાર) ઘાસના પૂળાથી ભરેલું ગાડું (૨) ગાડું ભરાય તેટલો જથ્થો

**મર** અ. ('મરવું' ઉપરથી) (લા૦) હશે, છાને, ભલે

**મંત્ર** પું. (સં.) મંત્રણા, મસલત, વિચારણા (૨) વૈદિક સાહિત્યની પ્રત્યેક ઋચા–કડી (૩) (લા૦) સાધના માટેનો તાંત્રિક શબ્દસમૂહ

**મંદ્ર** વિ. (સં.) ધીમું, ગંભીર (સૂર) (સંગીતના ત્રણ પ્રકારના સ્વરો-માંનો એક)

**માત્ર** વિ (સં.) નામને લાગતાં 'એ બધું' 'સઘળું' એવો સમગ્રતાવાચક અર્થ બતાવે છે; ઉદા૦ માણસમાત્ર (૨) બહુવ્રીહિ સમાસમાં ઉત્તરપદ તરીકે 'માપ કે પ્રમાણનું' એ અર્થમાં; ઉદા૦ અંગુલિમાત્ર, રજમાત્ર

**માત્ર** અ. (સં.) કેવળ, ફક્ત

**માર** પું. ('મારવું' ઉપરથી) મારવું એ, તાડન (૨) મરણ, મૃત્યુ (૩) (લા૦) મારો (૪) વિપુલતા

**માર** પું. (સં.) કામદેવ (૨) (બૌદ્ધ) આસુરી સંપત્તિઓની અધ્યક્ષ કલ્પેલી શક્તિ, સેતાન

**મિત્ર** પું. (સં. ન) ભાઇબંધ (૨) (સં. પું.) સૂર્ય

**મિશ્ર** વિ. (સં.) સેળભેળવાળું, મિશ્રિત (૨) પું. માન આપવા યોગ્ય પુરુષના નામને અંતે લાગે છે; ઉદા૦ મંડન-મિશ્ર (૩) બિહારી બ્રાહ્મણોની એક અટક

**મીર** પું. (ફા.) અમીર (૨) એ નામની એક જાતિનો માણસ (ખાસ કરી શરણાઈ વગાડનારી)

**મૂત્ર** ન. (સં.) મૂતર, પેશાબ (૨) (લા૦) વીર્ય, ધાતુ

**મેર** પું. (સં. મેરુ) માળાની શરૂઆતનો મોટો મણકો (૨) શિરોમણિ, મુગટ (૩) જેના પર ચલમ રહે છે તે હુક્કાનો ડોયો (૪) (સંજ્ઞા) મેરુપર્વત (પ.) (૫) તાંબાનું એક મોટું વાસણ

**મેર** પું. એક [illegible], ઘેડ–બરડામાં વસતી એક કાઠિયાવરણ જાતિ

**મેર** સ્ત્રી. બાજૂ, દિશા

**મેર** અ. ('મરવું' પરથી) મર! (ચ)

**મોર** પું. (સં. મયૂર) એક પક્ષી, મયૂર

**મોર** પું. (સં મુખર) બરડાના બે ભાગમાંનો કોઈ એક (૨) (ડિંગળ) સૈન્યની આગલી હરોળ

**મોર** પુ. (સં. મુકુર) આંબા આંબલી વગેરેની કુસુમમંજરી (૨) ઘોડાના માથાનો શણગાર

**મોર** અ. (સં. મુખર) આગળ, પૂર્વે, મોખરે

**મોર** સ્ત્રી. (જુઓ 'મોર' અ.) મુખમુદ્રા, ચહેરાનો દેખાવ

**યત્ર** અ. (સં.) જ્યાં

**યંત્ર** ન. (સં.) સંચો (૨) જુઓ 'જંતર'

**યાર** પું. (ફા.) દોસ્ત (૨) આશક

**રંધ્ર** ન. (સં.) છિદ્ર, કાણું (૨) (લા૦) દોષ
**રાષ્ટ્ર** ન. (સં.) દેશ (૨) રાજ્ય
**રીર** સ્ત્રી રાડ, બૂમ
**રુદ્ર** વિ. (સં.) ભયંકર, ભયાનક (૨) પું. (સં.) મહાદેવ
**રૌદ્ર** વિ. (સં.) રુદ્ર સંબંધી (૨) ભયંકર, ઉગ્ર (૩) પું. રૌદ્રપણું, રુદ્રતા (૪) કાવ્યના નવ રસમાંનો એક, ભયાનક રસ (કા૦ શા૦) [હાર
**લાર** સ્ત્રી. (સં. લહરી) (લા૦) લાંબી
**લોધ્ર** પુ. ન. (સં.) લોધરનું, ઝાડ
**વક્ત્ર** ન. (સં.) મુખ (૨) પું. એક છંદ (અનુષ્ટુભનો પ્રકાર) (પિંગળ)
**વક્ર** વિ. (સં.) વાંકું (૨) (લા૦) વાયડું
**વજ્ર** ન. (સં.) દધીચિ ઋષિનાં હાડકાંનું બનેલું ઇંદ્રનું આયુધ (૨) આકાશી વીજળી (૩) ફૂલની દાંડી
**વર** વિ. (સં.) ઉત્તમ (૨) નામને લાગતો 'શ્રેષ્ઠ, ઉત્તમ' એવો અર્થ; ઉદા૦ પંડિતવર, નૃપવર (૩) પું. વરરાજા (૪) પતિ (૫) વરદાન
**વસ્ત્ર** ન (સં.) કપડું, લૂગડું [માપ
**વાર** પું. (અં. યાર્ડ) ત્રણ ફૂટ જેટલું
**વાર** અ. (સં. 'વાર' ઉપરથી) નામને અંતે 'પ્રમાણે' 'અનુસાર' એવા અર્થમાં; ઉદા૦ ક્રમવાર, ગોત્રવાર
**-વાર** વિ (ફા.) 'વાળું' એ અર્થમાં નામને લાગતો અનુગ; ઉદા૦ ઉમેદવાર
**વાર** પું. (સં.) અઠવાડિયાનો દરેક દિવસ (૨) સ્ત્રી. (પું. સુરત તરફ) વખત, સમય (૩) વખત, ફેરો (૪) (લા૦) ઢીલ, વિલંબ
**વાર** ન. (સં. વારિ) વારિ, પાણી (૫)
**વિપ્ર** પું. (સં.) બ્રાહ્મણ
**વીર** વિ. (સં.) શૂર, પરાક્રમી (૨) પું. એવો પુરુષ (૩) (લા૦) વીરો, ભાઈ (૪) એક ભૂત (૫) વીર રસ (કા૦ શા૦) (૬) (સંજ્ઞા) મહાવીર સ્વામી તીર્થંકર (જૈન)
**વૃત્ર** પું. (સં.) (સંજ્ઞા) એક અસુર જેને ઇંદ્રે મારેલો
**વેત્ર** ન. (સં.) નેતર (૨) છડી
**વેર** અ. (સં. 'વેલા'-સમય ઉપરથી) લગી, સુધી [દ્વેષ ઝેર
**વૈર** ન. (સં. વૈર) શત્રુવટ (૨) (લા૦)
**વૈર** ન. (સં.) વેર, શત્રુવટ
**વ્યગ્ર** વિ. (સં.) વ્યાકુળ અસ્થિર,
**વ્યાઘ્ર** પુ. (સં.) વાઘ [ગભરાયેલું
**શક્ર** પું. (સં.) ઇંદ્ર
**શરા** સ્ત્રી. (અ. શરઅ) નિયમ, કાયદો
**શર** પું. ન. (સં.) બાણ (૨) પાંચની સંજ્ઞા (પદ્યમાં)
**શસ્ત્ર** ન. (સં.) (મારવાનું) હથિયાર
**શાર** પું. (સર૦ મ. શાર, સાર) કાણું-છિદ્ર (ખાસ કરી લાકડામાં), વેહ
**શાસ્ત્ર** ન. (સં.) ધર્મગ્રંથ (૨) કોઈપણ વિષયનું તાત્ત્વિક તેમજ વ્યવસ્થિત જ્ઞાન આપનાર ગ્રંથ કે ગ્રંથસમૂહ
**શિર** ન. (સં. શિરસ્) માથું (૨) ટોચ, મથાળું (૩) (લા૦) લશ્કરની આગલી હાર
**શીઘ્ર** વિ. (સં.) સત્વર (૨) અ. જલદી
**શુક્ર** પું. (સં.) એ નામનો ગ્રહ (૨)

શુક્રવાર (૩) (સંજ્ઞા) દાનવોના ગુરુ શુક્રાચાર્ય (૪) ન. વીર્ય, ધાતુ
શુક્ર પું. (અ.) આભાર, ઉપકાર (૨) સુભાગ્ય (૩) ફતેહ [સફેદ
શુભ્ર વિ. (સં.) ઉજ્જ્વળ (૨)
શૂદ્ર પું. (સં) હિંદુઓમાં ચોથા વર્ણનો માણસ [પું. શરીર
શૂર વિ (સં.) બહાદુર, પરાક્રમી (૨)
શૂર ન. (સં. શૌર્ય, બહાદુરી (૨) (લા૦) જુસ્સો [ચાળીસમો ભાગ
શેર પું (દે. સેર) એક તોલ-મણનો
શેર પું. (ફા.) વાઘ (૨) સિંહ (૩) ચિત્તો
શેર સ્ત્રી. (અ. શિઅર) કવિતાની કડી (ફારસી ઉર્દૂ વગેરેમાં)
શેર પું. (અં.) ધંધા માટેની પંત્યાળી મૂડી કે ભાગીદારીનો નક્કી કરેલો હિસ્સો (૨) એનું ખત
શોર પું. (ફા.) કોલાહલ, ઘોંઘાટ
શ્રોત્ર પું. ન. (સં.) કાન
સત્ર ન. (સં.) યજ્ઞ શરૂ થઇ પૂરો થાય ત્યાંસુધીનો (૧૩ થી ૧૦૦) દિવસનો સમય (૨) યજ્ઞ (૩) લાંબી રજાઓ વચ્ચેનો શાળાના અભ્યાસનો સમય-ગાળો, 'ટર્મ' (૪) (લા૦) સદાવ્રત
સર ન. (સં. સરસ્) સરોવર
સર સ્ત્રી. (દે. સરિઆ) ગળામાં પહેરવાની સેર, સાંકળી (૨) દોરીનું પાંખિયું (૩) વાવ કૂવાની સરવાણી
સર પું (અં.) અંગ્રેજી રાજ્યમાં અપાતો હતો તેવો એક ઇલકાબ (૨) સાહેબ (હાઈસ્કૂલ કૉલેજમાં વ૦માં અધ્યાપકને માટે વપરાતું સંબોધન)
સર પું. (અં. શૅર) લિમિટેડ કંપનીની થાપણનો હિસ્સો-ભાગ, શૅર
સર વિ. (ફા) 'વડું' ના અર્થમાં શબ્દની આગળ; ઉદા૦ સરસમો, સરમુખત્યાર
સર પું. (સર૦ ફા. મ.) (ઘણું ખરું બ. વ માં) પત્તાંની રમતમાં અમુકનું પ્રાધાન્ય, હુકમ [જિતાયેલું
સર વિ (સરળ હિં. મ.) તાબે, અધીન,
સર પું ગ. વ. (વ્યાજ ગણવામાં) મુદ્દલ અને મુદતના મહિનાનો ગુણાકાર
સર અ. (સર૦ મ.) 'પ્રમાણે' 'રૂએ' એ અર્થમાં નામની કે વિશેષણની સાથે; ઉદા૦ કાયદેસર, માફકસર (૨) 'માટે' 'અર્થે' એ અર્થમાં નામની સાથે; ઉદા૦ ધંધાસર, કામસર
સર વિ. નિરર્થક પૂર્વપદ તરીકે; ઉદા૦ સરસમાચાર
સાગ્ર વિ. (સં.) સમગ્ર, તમામ
સાર પું. (સં.) તત્ત્વ, રહસ્ય (૨) સત્ત્વ (૩) ખેર જેવા લાકડાંનો અંદરનો કઠણ ભાગ
સાર સ્ત્રી સંભાળ (૨) સહાય, મદદ
સાર્દ્ર વિ. (સં.) ભીનું, ભીનાશવાળું
સાંદ્ર વિ (સં.) ઘન, ગાઢ (૨) ઘેર (૩) (લા૦) સ્નિગ્ધ, ચીકણું (૪) જોરદાર, સચોટ (૫) રમ્ય, મનોહર
સિર ન. (સં. શિરસ્) શિર, માથું
સીર પું. સંગીતમાં એક અલંકાર
સુર પું. (સં.) દેવ
સૂત્ર ન. (સં.) દોરો, તાંતણો (૨) સતર

(૩) નિયમ વ્યવસ્થા (૪) પ્રાચીન શાસ્ત્રકારોએ રચેલાં મૂળ સંક્ષિપ્ત વાક્ય કે એનો ગ્રંથ (૫) ધ્યેય તરીકે સ્વીકારેલું ટૂંકું વાક્ય (૬) 'ફૉર્મ્યુલા' (ગ.) (૭) 'પ્રૉપોઝિશન' (ગ.)
**સૂર** પું. (સં.) સૂર્ય (૨) (સંજ્ઞા) વ્રજભાષાનો સમર્થ કવિ સૂરદાસ
**સૂર** પું. (સં. સ્વર) અવાજ, સ્વર (સંગીત)
**સેર** સ્ત્રી (ફા.) હવા ખાવી, એ સહેલ
**સેર** સ્ત્રી. (હિ. સરી) જે દોરામાં મોતી મણકા વગેરે પરોવ્યા હોય તે, એવો માળા, સર
**સેર** સ્ત્રી. ઘાસનું 'ચરડું' પાન કે સળી (૩) ન્ધાર, ધારા (૪) શિંગ, નસ (૫) પાણીની ફૂટ, સરવાણ (૬) પું. માર્ગ, સેરડો
**સૌર** વિ. (સં.) સૂર્ય સંબંધી
**સ્તર** પું. (સં.) થર ...
**સ્તોત્ર** ન. (સં.) કોઈપણ દેવની છંદોબદ્ધ સ્તુતિ, સ્તવન
**સ્થિર** વિ. (સં.) હાલતું ચાલતું ન હોય તેવું (૨) (લા૦) દૃઢ, અટલ (૩) નિત્ય (૪) નિશ્ચિત
**સ્મર** પું. (સં.) (સંજ્ઞા) કામદેવ
**સ્વર** પું. (સં.) અવાજ, સૂર, ધ્વનિ (૨) (વ્યા.) જેનો પૂર્ણ ઉચ્ચાર કોઈની મદદ વિના થઈ શકે તેવો વર્ણ (૩) સંગીતના સાત સૂરમાંનો દરેક
**સ્વૈર** વિ. (સં.) મરજી માફક વર્તનારું, સ્વચ્છંદી, નિરંકુશ
**હર** પું. (સં.) શંકર, મહાદેવ (૨) વિ હરનાર, લેનાર (સમાસને છેડે); ઉદા૦ મનોહર
**હર** વિ. (ફા.) દરેક પ્રત્યેક
**હાર** પું. (સં.) ફૂલની મોટી માળા (૨) ગળામાં પહેરવાનું એવું મોટું ઘરેણું
**હાર** સ્ત્રી. ('હારવું' ઉપરથી) પરાજય
**હાર** સ્ત્રી. ઓળ પંક્તિ
**હિંસ્ર** વિ. (સં.) હિંસક, ઘાતક, ક્રૂર
**હીર** પું (સં) એક છંદ (પિંગળ)
**હીર** ન. રેશમ (૨) (લા૦) તેજ, કાંતિ (૩) સત્ત્વ, દૈવત (૪) પ્રેમ, પ્યાર (૫) હિંમત
**હેર** પું ('હેરવું' ઉપરથી) બાતમીદાર, જાસૂસ
**હેર** સ્ત્રી ગર્ભિણી સ્ત્રીને થતી ઊલટી વગેરેની સ્થિતિ
**હોત્ર** ન. (સં.) હવન, હોમ (૨) હવનનો કુંડ
**આર્દ્રા** સ્ત્રી. (સં.) છઠ્ઠું નક્ષત્ર (જ્યો.)
**ઓરા** પું. બ. વ નહોર, પંજા (૨) સ્ત્રી પકડ (૩) કબજો પહોંચ
**કરા** પું. બ વ (સં. કરક) આકાશમાંથી પડતા કુદરતી બરફના ટુકડા
**કોશા** પું એક પક્ષી
**ક્ષિપ્રા** સ્ત્રી. (સં. 'ક્ષિપ્ર' જલદી ઉપરથી) ખીચડી (૨) (સંજ્ઞા) ઉજ્જન પાસેની એ નામની પ્રસિદ્ધ નદી
**ગૂરા** પું બ. વ. (જુઓ 'ગૂડા') પગ
**ઘોરા** સ્ત્રી (સં. 'ઘોર'–ભયજનક) વિ. (લા૦) રાત્રિ
**ચિત્રા** સ્ત્રી. (સં.) ચૌદમું નક્ષત્ર (જ્યો.)(૨) એક છંદ (૩) જુઓ 'ચિત્રવતી,'

ગાંધાર ગ્રામની એક મૂર્છના (સંગીત)
છાત્રા સ્ત્રી. (સં.) વિદ્યાર્થિની
છારા વિ. (બ. વ) પિત્તવાળા તીખા (ઓડકાર) [તુચ્છકારમાં)
છારાં ન. બ વ. છારા જાતિના માણસ
જરા વિ. અ (અ.) લગાર, થોડું
જરા સ્ત્રી. (સં.) વૃદ્ધાવસ્થા (૨) સાપની કાંચળી
જાત્રા સ્ત્રી. (સં. યાત્રા) તીર્થોની મુસાફરી- એ જવું એ (૨) દેવ કે મહાપુરુષને નિમિત્તે થતો મોટો સમારંભ કે મેળો, જાતર(૩)(લા૦) ભરણપોષણનો માર્ગ
તંદ્રા સ્ત્રી. (સં.) નિદ્રાના ઘેનવાળું આળસ-સુસ્તી
તારા સ્ત્રી. (સં.) આકાશમાં ઝબૂકતો ગોળો, તારો અથવા ગ્રહ (૨) આંખની કીકી (૩) (સંજ્ઞા.) વાલી વાનરની સ્ત્રી (૪) હરિશ્ચંદ્ર રાજાની સ્ત્રી
તીવ્રા વિ. સ્ત્રી. (સં.) દીપ્તા શ્રુતિનો એક અવાંતર ભેદ (સંગીત)
તુરા પું. બ. વ. (અ. તુર્રહ્) તોરા, છોગાં [દાણા, તુવેરા
તુરા પું. બ. વ (સં. તુવર) તુવેરના
ત્વરા સ્ત્રી. (સં.) ઉતાવળ, ઝડપ
દંષ્ટ્રા સ્ત્રી. (સં.) દાઢ
દારા સ્ત્રી. (સં. 'દાર' પું.) પત્ની
દ્વારા અ. (સં. 'દ્વારમ્') મારફતે
ધરા સ્ત્રી. (સં.) પૃથ્વી, ધરણી
ધારા સ્ત્રી. (સં.) પરંપરા, હાર (૨) પ્રવાહીની ધાર–શેડ (૩)(લા૦) વૃષ્ટિ
ધીરા વિ. સ્ત્રી. (સં.) 'ધીર'નું સ્ત્રી- લિંગ (૨) સ્ત્રી. નાયિકાનો એક પ્રકાર (કા૦ શા૦)
ધુરા સ્ત્રી. (સં.) ધૂંસરી
નિદ્રા સ્ત્રી. (સં.) ઊંઘ
પરા વિ. સ્ત્રી. (સં.) શ્રેષ્ઠ કોટિ (૨) સ્ત્રી. વાણીના પરા પશ્યંતી મધ્યમા અને વૈખરી એ ચાર રૂપમાંનું પ્રથમ
પરા ઉપ. (સં.) નામ કે ક્રિયાને લાગતાં 'પાછું'-'ઊલટુ' એવા અર્થમાં; ઉદા૦ પરાજય (૨) 'અતિશય' 'ખૂબ' 'છેવટનું' એ અર્થમાં; ઉદા૦ પરાક્રમ
પેરા પું. (અં) ફકરો, કંડિકા, વાકયખંડ
ભદ્રા સ્ત્રી. (સં.) ગાય (૨) (સંજ્ઞા) દુર્ગા (૩) કૃષ્ણની એક પટરાણી (૪) બીજ સાતમ કે બારસ તિથિઓ (જ્યો.) (૫) ગળી, નીલી (૬) ગોકર્ણી
ભોરા ન. (હિં.) એક પક્ષી
માત્રા સ્ત્રી. (સં. બારાખડીમાં. ઉપર મુકાતું ( ` ) આવું ચિહ્ન (૨) કાવ્યમાં કે સંગીતમાં સમયની ગણ- નાનો એકમ, કળા (૩) ધાતુની ભસ્મ, રસાયણ (૪) માપ, પ્રમાણ
મારા પું બ. વ. ('મારવું' ઉપરથી) કિલ્લા- ની દીવાલમાં રખાતાં બાકાં ગોખા
મુદ્રા સ્ત્રી (સં.) છાપ, મહોર (૨) વીંટી (૩) સિક્કો (નાણું) (૪) ગોસાંઇઓની કાનની કડી (૫) છાતીએ કે હાથે મારેલો ડામ કે છાપ (૬) મુખાકૃતિ, ચહેરાનો દેખાવ (૭) અમુક પ્રકારનો અંગવિન્યાસ (હઠયોગ અને કા૦ શા૦) (૮) સંધ્યા- વંદન કરતી વખતે હાથ કે આંગળાંનો બનાવાતો આકાર

**યાત્રા** સ્ત્રી. (સં.) જુઓ 'જાત્રા'
**વરાં** અ. (જુઓ 'વાર' અ.) વેળા, વખત; ઉદા૦ 'લાખવરાં
**વીરા** સ્ત્રી. (સં.) એક સુગંધી પદાર્થ
**શિરા** સ્ત્રી. (સં.) રક્તવાહિની, નસ
**શેરા** ન. એક પક્ષી
**સરા** સ્ત્રી. (ફા.) (જુઓ 'સરાઇ') મુસાફરખાનું, ધર્મશાળા
**સરા** સ્ત્રી. ('સરવું' ઉપરથી) પ્રવાહ; ધારા [ લગ્નસરા
**સરા** સ્ત્રી. ઋતુ, મોસમ; ઉદા૦
**સારાં** ન. બ. વ. (જુઓ 'છારાં') ચોરી કરતા હલકી જાતના રખડતા એક વર્ગના લોક, છારાં
**સુરા** સ્ત્રી. (સં.) મદિરા, પીવાનો દારૂ
**સૂરા** સ્ત્રી. (અ.) કુરાનનો અધ્યાય
**હોરા** સ્ત્રી. (સં.) અઢી ઘડી, એક કલાક (૨) એક રાશિ કે લગ્નનો અર્ધો ભાગ (જ્યો.) (૩) જન્મકુંડળી કે એના ઉપરથી ભવિષ્ય ભાખવાની વિદ્યા
**અત્રિ** પું. (સં.) (સંજ્ઞા) સપ્તર્ષિમાંના એક ઋષિ
**અદ્રિ** પું. (સં.) પર્વત
**અરિ** પું. (સં.) શત્રુ, દુશ્મન (૨) (લા૦) કામ ક્રોધ લોભ મોહ મદ મત્સર એ ૭ વિકાર (૩) ૭ માટે વપરાતી સંજ્ઞા (પદ્યમાં)
**અંઘ્રિ** પું. (સં.) પગ (૨) ચરણ
**પરિ** ઉપ. (સં.) 'ચારે તરફનું' 'પરિપૂર્ણ' એવો અર્થ બતાવે છે; ઉદા૦ પરિજન, પરિક્રમા, પરિગણના, પરિપાલન
**પ(-પિ)રિ** સ્ત્રી (જુઓ પેર') પ્રકાર
**ભૂરિ** વિ. (સં.) ઘણું, વધારે, પુષ્કળ
**શ્રેણિ(-ણી)** સ્ત્રી (સં.) જુઓ 'શ્રેણી'
**રાત્રિ(-ત્રી)** સ્ત્રી. (સં.) રાત
**વારિ** ન. (સં.) પાણી, નીર
**શારિ** પું. સ્ત્રી. (સં.) પાસો કે શેતરંજનું મહોરું
**સૂરિ** પું. (સં.) વિદ્વાન, પંડિત (૨) આચાર્ય (૩) કવિ (૪) વિદ્વાન સાધુ (જૈન આચાર્યોના નામ પાછળ લગાડવામાં આવે છે)
**હરિ** પું (સં.) (સંજ્ઞા) વિષ્ણુ, કૃષ્ણ (૨) ઘોડો (૩) સિંહ (૪) વાંદરો (૫) ચંદ્ર
**આરી** સ્ત્રી. (સં. 'આર'-આરો ઉપરથી) નાની કરવતી (૨) મોચીનું એ ઓજાર
**ઇસ્ત્રી** સ્ત્રી જુઓ 'ઇસ્તરી'
**ઇંદ્રી** સ્ત્રી (સં. ઇંદ્રિય) (લા૦) પુરુષની જનનેંદ્રિય
**ઓરી** સ્ત્રી (દે ઉઅગી) એક ચેપી રોગ (બાળકોમાં મોટે ભાગે)
**કરી** પું. (સં. કરિન્) હાથી
**કરી** સ્ત્રી. (જુઓ 'ચરી') પથ્ય, પરહેજ (૨) આગૂર્તે (૩) એક વનસ્પતિ
**કર્ત્રી** વિ. સ્ત્રી (સં. 'કર્તૃ'નું સ્ત્રી) કરનાર સ્ત્રી
**-કારી** વિ. (સં.-કારિન્) 'કરનાર-કરે એવું' એવા અર્થમાં સમાસને અંતે, ઉદા૦ સુખકારી, દુઃખકારી, ભયકારી
**કારી** વિ. દારુણ, કારમું (૨) ઘાતક, મારક
**કારી** સ્ત્રી. યુક્તિ, તદબીર
**કેરી** સ્ત્રી. (મ. કૈરી=કાચી કેરી) આંબાનું ફળ (૨) કપાસનું જીંડવું (૩) આંખ-

માંનું માંજરી ઝાંઈનું રતન

**કોરી** સ્ત્રી આશરે ¼ રૂપિયાની કીમતનું એક રૂપાનાણું (સૌરાષ્ટ્ર અને કચ્છ)

**ક્યારી** સ્ત્રી નાનો ક્યારો (૨) પાણી પાવું પડે તેવી જમીન (૩) પાણી ભરાઇ રહે તેવી જમીનં (૪) ખેડાણ જમીન

**ક્ષુરી** પું. (સં. ક્ષુરિન્) વાળંદ

**ખત્રી** પું. (સં. ક્ષત્રિય) જુઓ 'ખતરી', કાપડ વણવા–રંગવાનો ધંધો કરતી એક જાત કે એ નાતનો માણસ (હિંદુ—મુસલમાન બનેમાં છે; હિંદુઓ 'બ્રહ્મક્ષત્રિય' કહેવડાવે છે, મુખ્યત્વે કચ્છ અને સૌરાષ્ટ્રમાં વસે છે.)

**ખરી** સ્ત્રી. (સં.) કેટલાંક ચોપગાં પ્રાણીઓને પગનાં આગળાને ઠેકાણે જે આખા કે ફાટવાળા નખ હોય છે તે

**ખારી** સ્ત્રી. ('ખાર' ઉપરથી) ખારવાળી માટી કે જમીન (૨) ખારાશવાળી એક ભાજી (૩) ખારવાળી નદી

**ખારી** સ્ત્રી. (સં.) એક વજન (દોઢ મણ)

**ખેરી** વિ. ('ખેર' ઉપરથી) ખેરના લાકડામાંથી કાઢેલું (૨) ખેરના લાકડાનું બનાવેલું

**ખેરી** પુ. ઘેટો (૨) એક પક્ષી

**ખેરી** સ્ત્રી. કંસારી (૩) લૂગડામાં કે કામળામાં પડતી એક જિવાત

**ખેરી** સ્ત્રી ('ખરવું' ઉપરથી) ખેરો, રજ

**ખેરી** સ્ત્રી (સ. 'ક્ષીરિકા') (લા૦) દાંત ઉપર બાઝતી પોપડી

**–ગીરી** સ્ત્રી (ફા.) નામ બનાવતો અનુગ, ઉદા૦ જહાંગીરી, ગુંડાગીરી

**ગૃધ્રી** સ્ત્રી. (સં.) ગીધ પક્ષીની માદા, ગીધડી, ગરઝાડી

**ગોત્રી** વિ. (સં. ગોત્રિન્) એક ગોત્રનું, એક કુળનું

**ગોરી** સ્ત્રી. (સં. ગૌરી) ગોરા દેહવાળી સ્ત્રી (૨) સોહાગણ સ્ત્રી (સામાન્ય)

**ગૌરી** સ્ત્રી (સં) પાર્વતી (૨) આઠ વર્ષની બાળા (૩) સ્ત્રીઓના નામ સાથે માનાર્થે વપરાતો એક શબ્દ

**ઘારી** સ્ત્રી. ('વારુ' ઉપરથી) એક મીઠાઈ (૨) અડદ કે મગની દાળનું વડું (૩) ચોટલીની ચારે બાજૂએ રાખેલું કેશનું ચકરડું, ઘેરી (૪) (લા૦) પાણીમાં છગતી ઠીકરી મારવાથી પાણીમાં થતું ચકરડું

**ઘેરી** સ્ત્રી ('ઘેર' ઉપરથી) માથા પરની ઘારી

**ઘોરી** વિ. ('ઘોરવું' ઉપરથી) ઊંઘણશી (૨) પું. ઢોરનું ટોળું (ચરવા માટે જતું આવતું)

**ચક્રી** વિ. (સં. ચક્રિન્) ચક્રવાળું (૨) સાર્વભૌમ (૩) સાર્વભૌમ રાજા, ચક્રવર્તી (૪) (સંજ્ઞા) વિષ્ણુ (૫) કુંભાર

**ચરી** સ્ત્રી પૂંછડી બેઠેલા ઢોરને ઊભું રાખવાની લાકડાની ઘોડી

**ચરી** સ્ત્રી (સં. ચર્યા) ફરી, પરેજી

**ચંદ્રી** સ્ત્રી. (સં. 'ચંદ્ર' ઉપરથી) ચંદ્ર (પ.)

**ચાગ્રી** સ્ત્રી. ચૂવ [પાતળી ફાડ

**ચીરી** સ્ત્રી ('ચીરવું' ઉપરથી) ચીર, નાની

**ચૂરી** સ્ત્રી. ચૂર, ઝીણો ભૂકો (જેવો કે મોપાગીનો)

**ચૈત્રી** વિ. (સં. ચૈત્રીય) ચૈત્રનું,–થી શરૂ થતું

**ચૈત્રી** સ્ત્રી. (સં.) ચૈત્રની પૂનમ
**ચોરી** સ્ત્રી. (દે. ચઉરી) માટલીઓની માંડણીવાળો ર્કન્યા પરણવા બેસે છે તે મંડપ
**ચોરી** સ્ત્રી. ('ચોરવું' ઉપરથી) ચોરવું અથવા ચોરાવું એ (૨) ચોરનો
**ચૌરી** સ્ત્રી. (સં.) ચોરી [ધંધો
**છત્રી** સ્ત્રી (સં.) તાપ તથા વરસાદથી બચવા માટે માથે ઓઢવાનું એક સાધન (૨) ગાડી પલંગ વગેરે પર હોતી છત-ઢાંકણ
**છરી** સ્ત્રી. (સં. ક્ષુરિકા) પાળી, કાતું
**છારી** સ્ત્રી. બકરી
**છારી** સ્ત્રી. (સં. ક્ષારિકા) વસ્તુ પર બાઝતો ક્ષારનો આછો થર
**છારી** સ્ત્રી. છારા જાતની સ્ત્રી
**છોરી** સ્ત્રી (જુઓ 'છોરો') છોકરી, છોડી
**જરી** સ્ત્રી. (ફા જર) કસબ, કસબી માલ (૨) કસબ સાથે વણેલું, કસબી
**જરી** વિ. (જુઓ 'જરા') થોડું; લગાર
**જંત્રી** પું. ('જંત્ર' ઉપરથી) જંત્ર વગાડનાર (૨) જાદુગર, ખેલાડી
**જંત્રી** સ્ત્રી. (સં. યંત્રિકા) સૂચિ, અનુક્રમણિકા, સાંકળિયું (૨) જંતરવાનું તારીજ (૫) તૈયાર ગણતરીનો કોઠો, અંકોનું કોષ્ટક
**જારી** અ. (અ) ચાલુ
**જારી** સ્ત્રી. (સં. 'જાર' ઉપરથી) જુઓ 'જારકર્મ', વ્યભિચારી ણું
**જ્યુ(-જ્યૂ)રી** સ્ત્રી. (અં.) ફેસલો આપવામાં ન્યાયાધીશને મદદ કરનારું પંચ
**જોરી** વિ. ('જોર' ઉપરથી) જેને બીજાનું જોર-મદદ હોય એવું (શેતરંજમાં) (૨) સ્ત્રી. શેતરંજની રમતનો એક પ્રકાર [(૨) રેલો
**ઝરી** સ્ત્રી. (સં.) ઘણું નાનું ઝરણું
**ઝારી** સ્ત્રી. ('ઝરવું' ઉપરથી) નાળચાવાળી ટાયલી (૨) પેણમાંથી તળેલી વસ્તુઓ કાઢવાનું કાણાંવાળું સાધન
**ઝેરી** વિ. (જુઓ 'ઝેર') ઝેર-વિષવાળું (૨) (લા૦) અંટસ રાખે એવું
**ડિગ્રી** સ્ત્રી (અં.) અંશ (જેમકે. તાપના, ખૂણાના), માત્રા (૨) પદવી, ઉપાધિ (૩) પ્રેસમાં ટાઇપ સજ્જડ ગોઠવવા નંખાતી પતરી
**ડૂરી** સ્ત્રી. એક જાતનું પક્ષી
**ડેરી** સ્ત્રી. (અં.) દુગ્ધાલય
**ઢેરી** સ્ત્રી (હિં.) ઢગલી
**તરી(-રિ)** (સં.) હોડી
**તરી** સ્ત્રી. (હિ. તરિયા) મલાઈ (૨) કાંપ (૩) ઉપર તરતી કોઈ પોપડી-થર
**તરી** વિ. (સ. 'ત્રિ' ઉપરથી) (આંકના ઘડિયામાં) ત્રણગણું, તેરી
**તરી** સ્ત્રી. (ફા.) જળમાર્ગ
**તંત્રી** પું. (સં. તંત્રિન્) તંત્ર ચલાવનાર (૨) છાપાનો સંપાદક, છાપાનો અધિપતિ
**તંત્રી** સ્ત્રી. (સં.) તતુવાદ્યનો તાર (૨) ધનુષ્યની દોરી, પણછ (૫) એક તંતુવાદ્ય
**તીરી** સ્ત્રી. (સં. 'ત્રિ' ઉપરથી) ત્રણની સંજ્ઞાનું ગંજીફાનું પત્તું, તીડી

તુરી(-રિ) સ્ત્રી. (સં.) તૂરી, તાળવીનો કાંડલો કે કૂચડો
તુરી પું (સં. તુરગ; પ્રા. તુરય) ઘોડો
તૂરી સ્ત્રી. (સં. તૂર્ય) એક વાદ્ય, તુરાઈ (૨) પું. રાવણહથ્થો, રાવળિયો
તૂરી સ્ત્રી. (સં. તૂરી) સાળવીનો કાંડલો કે કૂંચડો (૨) બે છેડે અણીવાળો ખીલો
તેરી વિ. (સં. 'ત્રિ' ઉપરથી) ત્રણગણું (આંકના ઘડિયામાં) તરી
તોરી સ્ત્રી. કંસારીના જેવું એક જીવડું
તોરી પું. (જુઓ 'તુરી') ઘોડો
તોરી વિ. (જુઓ 'તોર') તોરવાળું, ધુની
થરો સ્ત્રી. કાચી કાઠીના પડની નીચેની સામસામી બાજૂએ હોય છે તે છેડો કાપો [(બૌદ્ધ)
થેરી સ્ત્રી. (પાલિ; સં. સ્થવિરા) ભિક્ષુણી
થોરી સ્ત્રી એક જાતનો થોર ફાફડો (૨) એ થોરનાં ઝુંડ કે એવી જગ્યા
દરી સ્ત્રી. (સં.) ગુફા [જગ્યા
દાત્રી સ્ત્રી. વિ (સં. 'દાતૃ'નું સ્ત્રી.) દેનારી (૨) દાતા સ્ત્રી
દૂરી સ્ત્રી. ('દૂ' ઉપરથી) દુઓ, બેની સંજ્ઞાવાળું પત્તું (ગંજીફામાં), દૂડી
દેરી સ્ત્રી. ('જુઓ દેરુ') નાનું દેરું
દોરી સ્ત્રી. પતંગની પાતળી દોરી (૨) (લા૦) લગામ, કાબૂની ચાવી (૩) કાંઈ માપવ ની દોરી
ધરી સ્ત્રી. ('ધ નું' ઉપરથી) વાહનની લઠ્ઠી, આંસ (૨) પૃથ્વી કે ખગોળની ધરી ઉત્તર દક્ષિણ સીધની કલ્પિત ...
ધાત્રી સ્ત્રી. (સં.) દાઈ, ધાવ (૨)'નર્સ'
-ધારી વિ. (સં. ધારિન્) (સમાસને અંતે) ધારણ કરનારું; ઉદા૦ લેખધારી
ધોરી વિ. (સં. ધૌરેય) મુખ્ય, સરિયામ, મોટો (માર્ગ) (૨) પું. બળદ (૩) (લા૦) દીકરો
નરી સ્ત્રી. (સર૦ હિં.) એક પક્ષી
નરી સ્ત્રી. (ફા.) બકરાં ઘેટાંનું ચામડું
નારી સ્ત્રી. (સં.) સ્ત્રી
નૂરી વિ. (અ.) તેજસ્વી (૨) સ્ત્રી. (સર૦ હિં.) પોપટની જાતનું એક પક્ષી
નેત્રી સ્ત્રી. (સં. 'નેતૃ' નું સ્ત્રી.) સ્ત્રીનેતા
નેત્રી વિ. (સં. નેત્રિન્) નેત્રવાળું
પત્રી સ્ત્રી. (સં.) ખપાટી (૨) પત્રિકા
પત્રી વિ. (સં. પત્રિન્) પત્રવાળું (સમાસમાં); ઉદા૦ ખપ્પરપત્રી
પરી સ્ત્રી. (ફા.) પાંખોવાળી દેવતાઈ કાલ્પનિક સુંદરી
પરી સ્ત્રી. (દે. 'પરાઈ) પથ્થર તોડવાની [નરાજ
પારી પું. દીકરો
પારી સ્ત્રી. (સ ) પાણીનું પૂર
પિત્રી પુ (સં. પિતૃ) મરણ પામેલો પૂર્વજ, પિતર
પુત્રી સ્ત્રી. (સં.) દીકરી
પુરી સ્ત્રી. (સં.) નગરી
પુરી પુ. દસનામી ગોસાઈ બાવાઓનો એક વર્ગ-નામને અંતે; ઉદા૦ કેશવપુરી
પૂરી સ્ત્રી. (પ્રા. પૂઅલિયા) એક તળેલી વાની, પોળી
પૌત્રી સ્ત્રી. (સં.) દીકરાની દીકરી

**પ્યારી** વિ. સ્રી. વહાલી સ્રી
**ફરી** અ ('ફરવું' ઉપરથી) પાછું, વળી, બીજીવાર
**ફેરી** સ્રી. ('ફરવું' ઉપરથી) ચક્કર, આંટો (૨) વખત, વાર (૩) કોઈપણ ચીજ વેચવા માટે ફરવું એ (૪) અ. ફેરે, વખતે
**બેરી** સ્રી. (ફા. બર=છાતી· ઉપરથી) (લા૦) અંગરખાનો એક ભાગ
**બરી** સ્રી ફૂગની જાતનો છોડ, બીંદડીની કે કૂતરાની ટોપ
**બરી** સ્રી ખરેડું, તાજું ખીરું (નાના વિયાયેલા પશુનું દોહેલું) (૨) એની વાની
**બારી** સ્રી. ('બાર' ઉપરથી) નાનું બારણું (૨) (લા૦) છટકવાનું બારું, બહાનું
**બૂરી** સ્રી. (ચ) બાવટાને છડવાથી નીકળતો છોડાંનો ભૂકો
**બેરી** સ્રી. (ફા.) ઘોડીની એક જાત
**બૈરી** સ્રી. (સં. ભાર્યા) સ્રી (૨) પત્ની, વહુ [કણસલાંની રજ
**બોરી** સ્રી જુવાર બાજરી વ૦નાં
**બોરી** સ્રી. ('બોરો' ઉપરથી) ગાંસડી, ગૂણ (અનાજ વગેરે ભરવાની)
**ભર્ત્રી** વિ સ્રી. (સ. 'ભર્તૃ' નું સ્રી.) મા (૨) પોષણ કરનારી (૩) રાણી (૪) શેઠાણી
**ભારી** સ્રી. (જુઓ 'ભારો') નાનો ભારો, ઘાસની મોટલી
**ભારી** વિ. (ભાર' ઉપરથી) ભારે
**ભેરી** સ્રી. (સં.) નોબત, નગારું, ભેર
**મરી** ન. બ. વ. (સં. મરીચ) એક તેજાનો
**મિસ્રી** પું. (અં. માસ્ટર; પો. મેસ્તર) હોશિયાર કારીગર (ખાસ કરીને લુહાર સુતાર કડિયો) (૨) એ ધંધો કરનારાઓ ઉપરથી એક અટક
**મેરી** સ્રી. (હિં. મેહરી; સર૦ દે. મેહરી= ગાનારી સ્રી.) નારી સ્રી
**મૈત્રી** સ્રી. (સં.) ભાઈબંધી, દોસ્તારી
**મોરી** સ્રી. જુઓ 'મોરડી–મોરડો', ગાય ભેંસ વ૦ને બાંધવાનું દોરડું
**મોરી** સ્રી (ફા. મૂરી) ખાળ, ગંદા પાણી· ની નીક, 'ગટર'
**યાત્રી** વિ. ન. (સં. 'યાતૃ') યાત્રા કરનારું (૨) પું. યાત્રાળુ
**યારી** સ્રી. (ફા.) દોસ્તી, પ્યાર (૨) સ્રી પુરુષનો અનુચિત પ્રેમ કે સંબંધ (૩) (લા૦) સઢ છૂટો મૂકવાનો દોર (૪) મદદ
**રાત્રી** સ્રી. (સં.) સૂર્ય આથમે ને ઊગે એની વચ્ચેનો સમય, રાત્રિ, રાત
**રુદ્રી** સ્રી (સં. 'રુદ્ર' ઉપરથી) શિવની સ્તુતિનું એક વૈદિક સૂક્ત (૨) એનો અગિયાર વાર પાઠ કરવો એ
**રૌદ્રી** સ્રી. (સં.) 'દીપ્તા શ્રુતિનો એક અવાંતર ભેદ (સંગીતમાં)
**લારી** સ્રી. (અં. લૉરી) રેલના પાટા પર ઠેલીને ચલાવવાની ગાડી (૨) માલ વહી જવાની ગાડી (હાથની કે મોટર )
**વક્ત્રી** સ્રી. (સં. 'વક્તૃ'નું સ્રીલિંગ) સ્રીવક્તા [ડોકે ગાનાર
**વક્રી** વિ. (સં. વક્રિન્) (લા૦) વાંકી
**વકી** સ્રી. (સં. 'વહીભવન' ઉપરથી

ઉપરથી બચેલો શબ્દ) આકાશના ગ્રહેનું પાછી ગતિએ જવું એ (જ્યો.)
**વજી** પું. (સં. વજ્રિન્) ઇંદ્ર [ધાન્ય
**વરી** સ્ત્રી. (દે. વરઇઅ) કાંગ જેવું એક
**વારી** પું (સં. વારકિન્) ઘોડો
**વારી** સ્ત્રી (સં. વાર) વારો, ક્રમ, પાળી (૩) બદલી લેવાનો અવસર
**વિશ્રી** વિ. (સં.) શોભાહીન, કુરૂપ, બેહૂદું (૨) સ્ત્રી. કુરૂપતા, શોભાહીનતા
**વીરી** સ્ત્રી. (જુઓ 'વીરા') બહેન
**વેરી** વિ. (સં. વૈરિન્) વેર રાખનારું (૨) પું. દુશ્મન, શત્રુ
**વૈરી** વિ. (સં. વૈરિન્) વેરી, શત્રુ
**શાસ્ત્રી** પું. (સં. શાસ્ત્રિન્) શાસ્ત્ર જાણનાર (૨) બ્રાહ્મણોની એક અટક
**શીરી** સ્ત્રી. મગદળની એક કસરત
**શૂદ્રી** સ્ત્રી. (સં.) શૂદ્ર સ્ત્રી
**શેરી** સ્ત્રી. (દે. સેરી) સાંકડી ગલી (૨) ફળિયું, નાની પોળ
**શ્રોત્રી** વિ. (સં. શ્રોત્રિય) વેદ ભણેલું (૨) પું. વેદાભ્યાસી બ્રાહ્મણ
**શ્રોત્રી** સ્ત્રી (સં. 'શ્રોતૃ'નું સ્ત્રીલિંગ) સ્ત્રી શ્રોતા
**સંત્રી** પું (અં. સેંટ્રી) પહેરેગીર
**સીરી** વિ. (ફા શીરીન્) મીઠું, મધુર, સ્વાદ પેદા કરે તેવું (૨) સ્ત્રી. એવી વાસ (૩) (સંજ્ઞા) સીરી અને ફરહાદની ફારસી વાર્તામાંની નાયિકા
**સોરા** સ્ત્રી. (જુઓ 'સોરવવું') સોરવવું-ગમવું એ (૨) કરમસુના સાંઠાઓને સૂકાવા ઊભા મૂકવા એ
**હરી** વિ. (સં. હરિત=લીલું ઉપરથી) કૂવાના પાણીથી પકવેલું (૨) સ્ત્રી. એવો-કૂવાના પાણીથી કરેલો (ઉનાળાનો) પાક
**-હારી** વિ. (સં. હારિન્) હરનારું (સમાસને છેડે), ઉદા૦ દુઃખહારી, મનોહારી
**હારી** પું. (પ્રા. હારિ) એક છંદ (પિંગળ)
**હાળી** પું. (સર૦ હાળી) ખેતી માટે રાખેલો મહિનદાર માણસ, સાથી
**હૂરી** સ્ત્રી. (ફા.) સ્વર્ગની સુંદરી, અપ્સરા
**હોરી** સ્ત્રી. (સં. હોલિકા; સર૦ હિં.) એક તાલ (૨) હોળીના દિવસોમાં ગવાતો રાગ, કાફી
**હોરી** સ્ત્રી. વહોરાની સ્ત્રી, વહોરી
**આરું** અ. (સં. આરાત્) પાસે, ઓરું (૨) આમ, આ બાજુ
**અશ્રુ** ન. (સં.) આંસુ
**ઉરુ** વિ. (સં.) વિશાળ (૨) મોટું (૩) ઊંચું (૪) ઉમદા, કીમતી
**ઊરુ** સ્ત્રી (સં.) જાંઘ
**ઊરું** ન. કોશ ખેંચવા માટે કરેલો
**એરુ** પું. સાપ [ઢાળ, ઓલાણ
**ઓરું** વિ. (સં. આરાત્) નજીક, પાસે
**કદ્રુ** સ્ત્રી. (સં.) (સંજ્ઞા) કશ્યપ ઋષિની સ્ત્રી, નાગલોકની માતા
**કારુ** વિ (સં.) કરનારું, બનાવનારું (૨) પું. કારીગર, શિલ્પી (૩) (સંજ્ઞા) કામ કરનારી એક જાત
**કુરુ** પું. (સં) (સંજ્ઞા) વૈદિક કાળની એક ક્ષત્રિય જાતિ (૨) પાંડવ કૌરવ-

નો પૂર્વજ એક રાજા (૨) અર્વાચીન દિલ્હીની આજુબાજુના પ્રદેશનું પ્રાચીન નામ

કેરું ન. (જુઓ 'કેરડી') કેરડીનું ફળ

કેરું વિ. (સં. કાર્ય; દે. કેર) -નું, આ અનુગ છઠ્ઠી વિભક્તિનો અર્થ બતાવે છે (પ.)

કોરું વિ. (સર૦ હિં. મ) બીનું નહિ એવું, સૂકું (૨) લૂખું (૩) વાપર્યા વિનાનું તદ્દન નવું (કાપડ) (૪) લખ્યા વિનાનું (પત્તું કાગળ વ૦) (૫) રાંધેલું નહિ એવું (સીધું, અનાજ)

ખરું વિ. (સં. ખર=સખત) (લા૦) સાચું, ખોટાથી ઊલટું, યથાર્થ, જેવું હોય તેવું (જેમકે હિસાબ, વાત વ૦) (૨) શુદ્ધ, નકલી કે બનાવટી નહિ એવું, અસલ (૩) સાચાબોલું, ઇમાનદાર (૪) શેકાને કડક કરેલું કે થયેલું (૫) પાકું, બરોબર, ઊણપ વગરનું (૬) આશ્ચર્યના ઉદ્ગારનો (ભલું, 'બરોબર' જેવો) અર્થ બતાવે છે (જેમકે તમે તો ખરી વાત કરી! આ તો ખરું કામ આવ્યું! ખરા છો તમે તો! (વ્યંગ) તમે તો ખરું કર્યું!) (૭) અ. 'અહાહા સાચું વારુ અલમસ્ત' એવા અર્થનો ઉદ્ગાર

ખારું વિ ('ખાર' ઉપરથી) મીઠા જેવા સ્વાદનું (૨) મીઠામાં આથેલું, મીઠું ચડાવેલું (૩) (લા૦) ખારવાળું, ખારીલું, અંટસખોર

ખીરું ન. (સં. 'ક્ષીર' ઉપરથી) (લા૦) લોટ અને પાણી મેળવી કરેલો રગડો (પૂડા ભજિયાં વ૦ બનાવવા) (૨) ખમીર ચડાવેલો આથો (જલેબી ઢોકળાં વ૦ નો) (૩) એક જાતની કુમળી કાકડી (૪) એક જાતનું જાડું કાપડ

ખેરું વિ. (જુઓ 'ખેરિયું') છિન્નભિન્ન થયેલું, વિખરાયેલું (૨) તરત બુઝાઈ જાય એવું (૩) (લા૦) માલ વગરનું

ખોરું વિ. (પ્રા ખઉરિઅ=મેલું, ડોળું) જૂનું થવાથી બેસ્વાદ થયેલું

–ગરું વિ. (સં. કર; પ્રા. ગર) વિશેષણ બનાવતો 'કરનાર' અર્થનો અનુગ; ઉદા૦ કામગરું, કહ્યાગરું

ગુરુ વિ (સં.) મોટું (૨) ભારે (૩) દીર્ઘ (૪) પું. આચાર્ય (૫) શિક્ષક (૬) પુરોહિત, ગોર (૭) (સંજ્ઞા) એ નામનો ગ્રહ, બૃહસ્પતિ (૮) ગુરુવાર

ગેરુ પું. ન. (સં. ગૈરિક) એક જાતની લાલ માટોડી (૨) (લા૦) જુઓ 'ગેરવો' ઘઉંના પાકને થતો એક રોગ

ગોરું વિ. (સં. ગૌર) સફેદ ઊજળા રંગનું

ઘરું ન. ('ઘર' ઉપરથી) કોઈપણ વસ્તુ રાખવાનું ઘર–ખોખું (૨) ખાનું

ઘારું ન (સં. ઘાતાકાર) રોગથી શરીરમાં પડેલું નારું

ઘારું ન. ઘેટીનું બચ્ચું

ઘેરું વિ. (સં. ગભીર) ગાઢ, પાકું (રંગના સંબંધમાં), ઘણી માત્રામાં રંગવાળું (જેમકે ઘેરું લાલ) (૨) ઊંડું, ગહન (૩) (લા૦) ચકચૂર, ખુમારીવાળું (આંખના સંબંધમાં)

ચરુ પું. (સં.) એક મહોળા મોંનું વાસણ

દેગ (૨) (લા૦) હોમનો ચરુ
ચારુ વિ. (સં.) સુંદર, મનોહર
ચારુ ન. ખોદીને પડતર રાખેલું ખેતર (૨) વારંવાર આર ભોંકાવાથી પડેલું આંટણ
ચારું ન. ('ચારવું' ઉપરથી) બીજાં ઢોર સાથે ભેગું ચરવા જતું પ્રાણી
છારું ન. બકરું
છારું ન (જુઓ 'છાર') ઈંટ મટોડી અને ચૂનાવાળો ભૂકો
છોરું ન. છોકરું [કાકડો
જત્રુ ન. સ્ત્રી. (સં.ન) ગળાની હાંસડી,
જારુ અ. (અ. જારી) ચાલુ, જારી
જારું ન (સં. જાર' ઉપરથી) જુઓ 'જારકર્મ'=વ્યભિચાર
જીરું ન (સં. જીરક) એક મસાલો
જોરુ સ્ત્રી. (હિં.) બૈરી, વહુ
ઝારું ન. મોટું ડાળું (૨) ધાડું, ટોળું
ઝેરું ન. (સં. ક્ષર) વરસાદનું ઝાપટું
તરુ ન. (સં પું.) ઝાડ
તારુ પું. ('તરવું' ઉપરથી) હોશિયાર તરનારો, તારો
તારું સ. (અપ. તુહાર–જૂ. ગુ તુહારઉ) 'તું' નું છઠ્ઠી વિ. એ. વ રૂપ, તુજ
તૂરું વિ. (સં. તુવર) આમળાના જેવા સ્વાદનું
તોરું સ જુઓ 'તારું' (પ.)
થેરું અ. ભણી, તરફ (૨) પાસે
દદ્રુ સ્ત્રી. (સં.) ચામડીનો એક રોગ, દરાજ, દાદર
દારુ ન. (સં.) લાકડું (૨) દેવદારનું ઝાડ
દેરું ન. (સં. દેવગૃહ) દેવદેવીનું સ્થાન, મંદિર, નાનું દેવાલય
ધરુ ન. ઉખાડીને રોપવા માટે ઉછેરેલો રોપો [(૨) ધાર
ધીરું વિ. (સં. 'ધીર' ઉપરથી) ધીમું
નરું વિ. નરવું, તંદુરસ્ત, નીરોગી (૨) અ. જુઓ 'નરદમ', નર્યું, કેવળ, સાવ
નારુ પુ (સર૦ મ. નારૂ) વસવાયો (૨) વસવાયાની હકસાઈ
નારું ન (મ. નારૂ) ગૂમડું પાકીને પડેલો શાર–એનું મોઢું (૨) એક રોગ જેમાં ફોલ્લા થઈ અંદરથી સૂતર જેવો લાંબો કીડો નીકળે છે, વાળો
નેરું વિ. (જુઓ 'અનેરુ') ન્યારું
નેડું અ. (જુઓ 'નેડુ') પાસે, નજીક, ઓરું [અન્યથા
ન્યારું વિ (સં. અન્યતર) અનેરું (૨)
પરુ ન. પાચ, રસી (૨) (લા૦) દીન–દુઃખી માણસ
પરું વિ. (જૂ. ગુ. પહુઉ) આઘું (પ.) (૨) અ. દૂર, અલગ
પરું ન. (સં. 'પુર' ઉપરથી) શહેર બહારનો વસવાટ, ઉપનગર
પુરુ પુ. (સં)(સંજ્ઞા) વૈદિક કાળની એક ક્ષત્રિય જાતિ (૨) યયાતિ અને શર્મિષ્ઠાનો પુત્ર [પહોળેલ, કુશળ
પૂરું વિ. (સં.પૂરક) સમાપ્ત (૨) (લા૦)
પેરુ ન જામફળ, પેર
પેરુ પું. (અં.) (સંજ્ઞા) દક્ષિણ અમેરિ- [કાનો એક દેશ
પ્યારું વિ. વહાલું
ફોરું વિ. વજનમાં હલકું, અલ્પવજન- વાળું (૨) પચવામાં હલકું (૩) (લા૦) ચંચળ, ચાલાક (૪) જરા મોટું, ખૂલતું

ફોરું ન. પાણીનું મોટું ટીપું [ઘાસ
ખરુ પું. ન. (દે. ખરુઅ) નેતરની જાતનું
બારું ન. (સં. દ્વાર) નદીનું પહોળું મુખ (૨) બંદરમાં પેસવાનો માર્ગ (૨) બારણું, રસ્તો (૩) (લા૦) છટકવાની બારી, બહાનું
બૂરું વિ (સર૦ હિં. મ. બુરા) ખરાબ
બૂરું ન. (સર૦ હિં. બૂરા) ધોયેલી ઝીણી ખાંડ
બૈરું ન. બૈરી, સ્ત્રી (૨) પત્ની
બોરું ન. જેમાં ઓકો કણ રહે તે કણસલાનું ખોખું
ભીરુ વિ. (સં.) બીકણ
ભીરુ પું. ભિલ્લુ, ભેરુ, સાથીદાર
ભૂરું વિ. (સર૦ હિં. મ. ભુરા) આછા આસમાની રંગનું, ભૂખરું (૨) ધોળી ખરસટ ઝાંઈનું ગોરું
ભેરુ પું. (સર૦ મ ભિરુ) સાથી, ભિલ્લુ, ભીરુ [પ્રદેશ
મરુ સ્ત્રી. (સ.) રેતાળ રણ (૨) મારવાડનો
મારુ વિ. ('મારવું' ઉપરથી; હિં. મારુ) (સમાસમાં અંતે) 'મારી નાખે' 'વીંધી નાખે' તેવું; ઉદા૦ વાઘમારુ
મારુ પું. (સંજ્ઞા) મરુ મારવાડ (૨) એક રાગ (૩) નાગર ગૃહસ્થોની એક અટક
મારુ પું. (સર૦ હિં.) પ્રીતમ, પતિ
મારું સ૦ (અપ. મહાર, જૂ.ગુ મહારઉં) 'હું'નું છઠ્ઠી વિભક્તિ એકવચન, મુજ
મેરુ પું. (સં.) (સંજ્ઞા) એક કાલ્પનિક પૌરાણિક પર્વત (સોનાનો) જેને આધારે પૃથ્વી રહે છે તથા ગ્રહો વગેરે જેની આસપાસ ફરે છે એમ મનાય છે. (૨) મિત્ર, મોખતી (૩) તાંબાનું એક મોટું વાસણ (૪) હુક્કાનો મેર (૫) માળાનો મેર
મોરું સ (સર૦ હિં. મોર) જુઓ 'મારુ' (૫.)
યારું ન (જુઓ 'યાર') યારકર્મ, યારી
લારું ન (જુઓ 'લાર'), ઝાંખરું, લફરું (૨) ધાડું, ટોળું (૩) (લા૦) આડો સંબંધ
વરુ પું. ન (સં. વૃક) એક ચોપગું હિંસ પ્રાણી, નાર [સારું, સુંદર
વારુ અ. (સં. વરમ્) ઠીક (૨) વિ.
શત્રુ પું. (સં.) વેરી, દુશ્મન
શરુ ન. (ફા. સર્વ) એક જાતનું ઝાડ, સરુ [રમકડાં, ખીરું
શીરું ન. ('શીરો' પરથી) શીરા જેવો
શૂરું વિ. (સં. શૂર) શૂરવાળું, શૂરવીર
શ્મશ્રુ સ્ત્રી. (સં.) દાઢી (૨) મૂછ
સરુ ન. (ફા. સર્વ) એક ઝાડ, શરુ
સરું ન. ('સરવું' ઉપરથી) પાર, છેડો, અંત [માટે, વાસ્તે
સારુ અ (સં. 'સાર' ઉપરથી) ને
સારુ વિ. ન. (સં. સારક) શુભ, ભલું (૨) સુંદર, મજાનું (૩) અ (જવાબમાં) ઠીક, ભલે
સારું (હિં. સારા) સમસ્ત, આખું
સોરું વિ., અ. લગીમાં, સુધીમાં
હરું (સં. હરિત) વિ લીલા રંગનું (૨) રુચિ પેદા કરે તેવા સ્વાદનું
હરું અ. (જુઓ 'અહું') અહીં
હારુ વિ. (જુઓ 'હાર') સાથે રહેલું
હેરુ પું ('હેરવું' ઉપરથી) જાસૂસ,

ખાતમીદાર

હેરું ન. (હેરવું ઉપરથી) છાનુંમાનું જોવું એ, હેરિયું (૨) છાપરાનાં બાકામાંથી પડતું સૂર્યનું કિરણ

ઇસ્ક્રૂ પું. (અં. સ્ક્રૂ) ગોળ આંટાવાળો ખીલો, 'સ્ક્રૂ', ફેર

દારૂ પું. (ફા.) મદિરા (૨) બંદૂક દારૂખાના વગેરેમાં ફોડાતું ગંધક અને કોલસા વગેરેનું મિશ્રણ

શરૂ વિ. (અ. શુરુઅ) આરંભાયેલું, ચાલુ

શ્વશ્રૂ સ્ત્રી. (સં.) સાસુ

હિબ્રૂ સ્ત્રી. (અં.) યહૂદીઓની મૂળ [ભાષા

અત્રે અ. (સં. અત્ર) અહીં

અરે અ. (સં.) આશ્ચર્ય દુઃખ ચિંતા ક્રોધ વ૦ બતાવનારો ઉદ્ગાર (૨) ઊતરતા દરજ્જાના માણસને સંબોધવાનો ઉદ્ગાર (૩) (લા૦) સ્ત્રી. ચીવટ, ફિકર (૪) હાય, દુઃખનો પોકાર

ઓરે અ. (રવા૦) દુઃખનો અવાજ

ઓરે અ. (જુઓ 'ઓરું') પાસે

કાં રે અ. કેમરે (ઉદ્ગાર) ! [વખતે

ક્યારે અ. (જૂ. ગુ. કિહારાઇ) કયે

ચારે વિ. (લા૦) ચારેય, બધું [વખતે

જ્યારે અ (જૂ. ગુ. જિહારઇ) જે

ત્યારે અ. (જૂ ગુ તિહારઇ) તે વખતે (૨) તે સ્થિતિમાં, તો પછી

પરે અ (જુઓ 'પેરે') પેઠે (૨) પ્રકારે

પરે અ. (જૂ. ગુ. પડઉ) પણે, પેલે ઠેકાણે (૪)

પરે અ (જુઓ 'ઉપર') પર. [illegible]

પરે સ્ત્રી. પોહ, મળસકાનું અજવાળું

પેરે અ. (જુઓ 'પિરિ') પ્રકારે (૨) પેઠે

ભારે વિ. (જુઓ 'ભારી') વજનદાર (૨) સમજવામાં મુશ્કેલ, અઘરું (૩) કીમતી (૪) પચવામાં મુશ્કેલ એવું (ખોરાક પાણી વ૦) (૫) અ અતિ, ખૂબ

મરે અ. ('મરવું' ઉપરથી) મર, ભલે, છોને (અરુચિ અર્થમાં)

મોરે અ. (જુઓ 'મોર' અ.) આગળ

રાત્રે અ. (સં. 'રાત્રિ' ઉપરથી) રાતે, [રાત્રિએ

વરે અ. (જુઓ 'વેર') સાથે

વેરે અ. (સર૦ મ. વેરી) જોડે, સાથે (લગ્ન સંબંધમાં માત્ર)

હારે અ. (જુઓ 'હાર' પંક્તિ) જોડે, સાથે (૨) તુલનામાં [પ્રારંભનો ઉદ્ગાર

હાં રે અ. કેટલાંક ગીતમાં ફુલાવનારો

અસ્તરો પું. (હિં ઉસ્રા) અસ્તરો, છરો, સજિયો

આરો પું. (સં. આર) કિનારો (૨). પાર, છેડો (૩) (લા૦) માર્ગ, છૂટવાનો ઉપાય

આરો પું (સં. અર, આરા) પૈડાના પરિઘ પર્યંતનો કકડો સળિયો વ૦

આરો પું. છાણાનો ઉખાળો (૨) નિયતકાલાવધિ (જૈન) (૨) (કા.) ચૂનો અને રેતીના મિશ્રણના કોલનો ખાડાવાળો ઢગલો

ઓરો પું અવરજવર (૨) હવાડો

ઓરો પું. ઓરનાર ('ઓરવું' ઉપરથી)

ઓરો અ. વિ પું. જુઓ 'ઓરે', નજીક

કરો પું. (સં. કટ ) ઘરની પરખાની દીવાલ

-કારો પું. (સં) જુઓ '-કાર'; ઉદા૦ જાકારો, દેકારો, હુંકારો

ખરો પું. જોડાની એડી

ખારો પું. (સં. ક્ષાર) એક ક્ષાર, સંચોરો, પાપડખાર (૨) ક્ષારવાળો ચોકડો

ખેરો પું. ('ખેરવું' ઉપરથી) ચોખાના લોટની વડી (૨) પોંખ પાડવાનો દાંડિયો (૩) અડાયાં છાણાંનો ભૂકો, ગોર (૪) ગેરો, ભૂકો (૫) ડાંગરનાં ડૂંડાંનો એક રોગ

ખેરો પું. ('ખેરવું' ઉપરથી, સર૦ ખેરીચો) ગૂંથીને બનાવેલો દોરીઓનો જાળીવાળો થેલો–ઝોળી (આંબા ઉપરથી કેરી–કે ઊંચાં ઝાડ ઉપરથી ફળ તોડવા માટે વપરાતો કોથળો) [સીંચાણો

ખેરો પું. (સર૦ ખેરી પું.) ખાજ,

ગરો પું. (જુઓ 'ગરાડ') ચોમાસાના પાણીથી પડેલો ખાડો

ગારો પું. (હિં. ગારા) કાદવ, કીચડ (૨) ચણતરમાં વાપરવા કરેલી તૈયાર 'માટી' કે ચૂના રેતીનો કોલ

ગિરો, ગીરો અ. (ફા. ગિરો) ગીરવી, (૨) પું. ગીરવવું એ, દેવાપેટે આડમાં કાંઈ મૂકવું એ

ગોરો પું. (જુઓ 'ગેર') ગરેલો ભૂકો

ગોરો વિ. પું. (સં. ગૌર) ગોરી ચામડીનો પરદેશી (યુરોપ અમેરિકા વગેરે દેશોનો) માણસ, જાંગલો

ઘેરો પું. ('ઘેરવું' ઉપરથી) ઘેરી લેવું એ

ઘોરો પું. ('ઘોર' અવાજ) (કા.) વરસાદનો ઘોરંભો (૨) છોકરાં કંઈ ચીજ મેળવવા હઠપૂર્વક કંકાસ કરે એ

ચારો પું. ('ચરવું' ઉપરથી) પશુ પંખીનો ખોરાક, ભક્ષ (૨) ઘાસ ચાર વ૦

ચારો પું. (ફા.) ઇલાજ, ઉપાય (૨) (લા૦) સત્તા, ગજુ

ચિત્રો પું. (સં. ચિત્રક) (જુઓ 'ચીતરો') એક વનસ્પતિ (૨) ચિત્તો, વાઘ જેવું ચટાપટાદાર શિકારી પ્રાણી (૩) એક જાતનો સાપ

ચીરો પું. ('ચીરવું' ઉપરથી) લાંબો પાતળો કકડો (ચીરીને પાડેલો) (૨) ફાટ, તરડ, કાપો (૩) (લા૦) ઓવારો, ઘાટ

ચૂરો પું. (જુઓ 'ચૂર') ભૂકો

ચેરો ('ચેરવું' ઉપરથી) ઘસારાનો છેકો

ચોરો પું. (દે. ચઉરય) ગામમાં ભેળા મળી સહુને બેસવાની જગ્યા (૨) પોલીસથાણું, ગેટ (૩) મોટો ઓટલો, પેઢો

છરો પું. (સં. ક્ષુર) મોટી છરી (૨) સીધો જમૈયો (૩) બંદૂકના બારમાં ઊડે એવા ગોળી ખીલા કાંકરા વ૦ (૪) પૈડાની નામાં આવતી પોલાદની ગોળી જેની મદદથી ભ્રમણ સરળ બને છે

છારો પું. એ નામની એક જિપ્સી જેવી જાતનો પુરુષ (અમદાવાદ

છોરો પું. છોકરો [આસપાસ)

જેરો પું. ('જરવું' ઉપરથી; સર૦ ગેરો) ગરેલો ભૂકો, ભૂકો (૨) તંબાકુનો ભૂકો, જરદો (૩) ધચૂમલો, ટોળે વળવું એ [સખતી

જોરો પું. ('જોરઉ પરથી') દાબ, દબાણ,

ઝરો પું. (સં. ઝર) જુઓ 'ઝરણ'

ઝારો પું. (જુઓ 'ઝારી') તળેલી ચીજ ઉપાડવાની મોટી ઝારી (૨) (બાગમાં

કે જમીન પર) પાણી છાંટવાનું નાળચાવાળું વાસણ (૩) તંબૂરાના તાર નીચે ઘોડી ઉપર મૂકવામાં આવતો દોરો, જિવાળી (૪) તંબૂરાનો પિત્તળનો તાર, ખરજ સ્વરનો તાર

ટેરો પું. (જુઓ 'ટેરવું'–આગ્રહ્યે કરવું) મંદિરમાં વપરાતો પડદો (૨) પથ્થર જેવી કઠણ ચીજ (૩) વડનો ટેટો

ડારો પું. (જુઓ 'ડારવું') ધમકી, ઠપકો

ડેરો પું. (હિં. ડેરા) તંબુ (૨) (લા૦) પડાવ

ડેરો પું. તોફાની ઢોરને ગળે બંધાતું લાકડું, ડફણું [જમીન, ટેકરો

ઢોરો પું. (સર૦ 'ઘોરો') ઊપગેલી

તરો પું. (ફા.) માર્ગ, મોકળાશ

તારો પું. (સં. તારક) આકાશમાં ઝબૂકતો ગોળો (૨) આંખમાંની કીકી

તારો પું. ('તરવું' ઉપરથી) હોશિયાર

તૂરો પું. જુઓ 'તોરો' [તરનારો

તૂરો પું. એક જાતનું શૃંગારી ગાયન

તેરો પું. ('તેર' ઉપરથી) તેરની સાલનો દુષ્કાળ–વિ. સં. ૧૯૧૩ નું વર્ષ

તોરો પું. (અ. તુર્રહ) છોગું, શિરપેચ (૨) પાઘડીનો કસબ (૩) ફૂલનો ગોટો, કલગી [એક ભેદ

તોરો પું. (જુઓ 'તૂરો') લાવણીનો

તોરો પું. જુઓ 'તોર', મીજાજ, દમામ

થેરો પું. (ગ્રા૦) ઢંગ, રીત (૨) નાચારી બતાવવી એ

દરો સ્ત્રી. (સં. દુર્વા) જમીન ઉપર પથરાતી એક વનસ્પતિ, ધ્રો

દારો પું. મોઈ કે દડાને વાગેલો ટોલ્લો

દોરો પું. (સં. દોર) દોરડો, સીવવા વગેરે માટેનો પાતળો દોરો (૨) ગળાનું એક ઘરેણું (૩) કંદોરો (૪) મંતરેલો દોરો.

દૌરો પું. (અ.) ચારે તરફ ચક્કર લગાવવું એ, પ્રવાસ [ખાડો, ધૂનો

ધરો પું. (સં. હ્રદ) નદીમાં પડેલો ઊંડો

ધરો પું. ('ધરવું' ઉપરથી) જેની બે બાજૂ પૈડાં પરોવાય છે તે ગાડાની આડી

ધરો સ્ત્રી. (સં. દુર્વા) જુઓ 'દરો', ધ્રોકડ

ધારો પું. ('ધારા'-પ્રવાહ ઉપરથી) રિવાજ, પ્રથા (૨) કાયદો [થાંભલો

ધીરો પું. ('ધીર' ઉપરથી) (લા૦) ટેકો,

ધોરો પું. અગાસીની પાળ, ઓટલાનો તકિયો (૨) ઝાડની ચોતરફ કરાતો માટીનો ઓટલો (૩) ખેતરની પાળ

ધોરી પું. (સં. ધુર્ય) (લા૦) ભાયડો, મર્દ માણસ

નિગ્રો પું. (અં.) હબસી [નીરણ

નીરો પું. ('નીરવું' ઉપરથી) ચારો,

નીરો પું. (સર૦ મ. નિરા) તાડીનો તાજો નિતારેલો રસ

નોરો પું. (જુઓ 'નહોરા') (બ. વ. માં વપરાય છે) (લા૦) નહોરા, આજીજી

પારો પું. (સં. પારદ) એક ખનિજ પ્રવાહી ધાતુ (૨) (લા૦) ઉષ્ણતામાન

પારો પું માળાનો મણકો (૨) તંબૂરો સુરેલ બનાવવા રખાતો તારને ભરેલો મણકો (૪) સ્ત્રીઓનું એક ઘરેણું (૫) બંદૂકની ગોળી કે છરો

પારો પું. (સં. આવારક) અવાજ

પારો પું. (જુઓ 'પાળો) સ્વામિનારાયણ સંપ્રદાયનો એક પ્રકારનો સેવક
પારો પું. (પ્રા. પેર) પાણીમાં થતો એક બારીક જીવ, પેરો [કંડિકા
પારો પું. (અં. 'પેરો') વાક્યસમૂહ,
પોરો પું. (સં. પ્રહર) (લા૦) વિસામો લેવો એ
પોરો પું. (સં. 'પારી' ઉપરથી) કૂવામાંથી પાણી કાઢવાનું લાંબા ઘાટનું પહોળા મોંનું વાસણ
પ્યારો પું. (જુઓ 'પ્યાર') વહાલો પુરુષ
ફરો પું. (સર૦ મ. ફરા) સોળ પાલીનું માપ [ચક્કર (૩) વારો
ફેરો પું. ('ફરવું' ઉપરથી) આંટો (૨)
બરો પુ (સં. 'બળ' ઉપરથી અભિમાન, મગરૂરી (૨) ચામોદી, પતરાળું
બરો પું. ઘણા તાવને લીધે હોઠના ખૂણા આગળ થતી ઝીણી ફોલ્લીઓ
બોરો પું. (સર૦ મ. હિં. બોરા; ફા. બૂરિયા) ધાબળો, બન્નુસ
ભારો પું. (સં. ભારક) ઘાસ લાકડાં વગેરેને એકઠાં બાંધતાં થતો મોટો ઝૂડો (૨) ખુલ્લા સઢનો છેડો
ભોરો પું. (સં. ભ્રમર, હિં. ભૌરા) ભમરો
મરો પું. ('મરવું' ઉપરથી) મોત (૨) (લા૦) મોતના જેવું દુઃખ, હેરાનગતિ
મારો પું. ('મારવું' ઉપરથી) મારી નાખનારો, જલ્લાદ (૨) ઉપરાઉપરી પ્રહાર (૩) (લા૦) રમઝટ, વિપુલતા
મોરો પું. (સં. મુખક) જંતુ ભળ વડે હુમલો (૨) સમુખ થવું એ
મોરો પું. એક આભરણ
મોરો પું. (મં. મુખાકાર) (લા૦) સર્પનો ઝેરી દાંત-જે સર્પમાંથી કાઢી લીધેલો હોય છે અને સર્પ કરડે ત્યારે ડંખ ઉપર લગાવવામાં આવે છે જે ઝેરને ચૂસે છે (૨) મોખરો
લીરો પું. (ફા.) લૂગડાનો લાંબો ચીરો
વરો પું લગ્નાદિક સારો પ્રસંગ (૨) નાત જમાડવી એ (૩) વપરાશ (૪) ખર્ચ
વારો પું. (સં. વાર) વારી, પાળી (૨) અણોજો, પાકી
વારો પું. ઘડો, કુંભ
વીરો પુ. (સં. વીર) (લા૦) ભાઈ
વેરો પું. કર, જકાત, 'ટૅક્સ'
શીરો પું. (ફા.) એક મીઠી વાની.
શીરો પું. શીરું, છાંયડો
શેરો પું. (અ શરઆ; સર૦ મ. શેરા) અરજી તુમાર વ૦ ઉપર અમલદારે કરેલું ટૂંકું ટિપ્પણ
સારો પું. (સં. સારક) બેસતા વર્ષના દિવસે વંચાતી વર્ષ દરમ્યાન બનવાના બનાવોની આગાહી [વિજન
હારો પું. (સર૦ 'આરેકું') ૭ મણનું
હીરો પું. (સં. હીરક) એક કીમતી પથ્થર, ધોળા રંગનું રત્ન
હેરો પું. (જુઓ 'હેરુ') જાસૂસ
હોરો પું. (જુઓ 'વહોરો') વહોરો
અમ્લ વિ. (સં.) ખાટું (૨) ન. તેજાબ, 'એસિડ'
અલં અ. (સં. અલમ્) બસ (૨) પૂરતું
આલ સ્ત્રી. ટેવ
આલ ન. (હિં. મ.) એક ઝાડવું (જેનાં

છાલ ને મૂળમાંથી રંગ બનાવાય છે)
આલ ન. (સં.) હરિતાલ, હરતાલ
આંગ્લ વિ. (અં. 'ઍંગ્લો' ઉપરથી સં. રૂપ) અંગ્રેજોને લગતું
ઊલ સ્ત્રી. ચૂલાની પાછળનો વળગેલો ચૂલો, ઓલો
ઊલ સ્ત્રી. (દે. ઉ(-ઓ)લ્લી) જીભ ઉપરનો મેલ કે વળતી છારી, ઓળ
ઐલ વિ. (સં.) ઇલા કે પૃથ્વીનું (૨) પું. (સંજ્ઞા) ઇલાનો પુત્ર, પુરૂરવાનો પિતા
ઓલ સ્ત્રી. નાગર જ્ઞાતિમાં વરને માથે બંધાતો રંગીન પટો
ઓલ સ્ત્રી. (દે. ઓલ્લી) જુઓ 'ઊલ'
ઓલ સ્ત્રી. (સં. ઓલ્લ) જામીન તરીકે શત્રુનું માણસ પાસે રાખવું એ
કલ પું. (સં.) એક અવાજ, ગુંજન
કલ સ્ત્રી. (સં. કલા) કળા, માત્રા (પિંગળમાં) (૨) (લા૦) પેટીનો નકૂચો (૨) નકૂચો (સામાન્ય) (૪) 'સ્પ્રિંગ'
કાલ અ. (સં. કલ્ય) ચાલતા દિવસની પૂર્વેને કે પછીને દિવસે (૨) સ્ત્રી. ગઈ કાલે અથવા આવતી કાલે (૩) (લા૦) અ૰ હમણાં થોડા દિવસ ઉપર કે પછી
કાલ-(ળ) પું. (સં.) સમય, વખત (૨) સમયનું માપ, વેળા (૩) મોસમ, ઋતુ (૪) (લા૦) મોત, નાશ (૫) જ્યાં ઠેકો ન આવે એવું માત્રાનું સ્થાન [(સંગીત)
કીલ પું (ગાડાની) મળી
કીલ પું (સં.) મેખ, ખૂંટો (૨) ખીલો (સામાન્ય) (૩) ઢોર બાંધવાનો ખીલો
કુલ વિ. (અ. કુલ્લ) એકંદર, બધું મળીને થાય એટલું, તમામ
કુલ(-ળ) (સં.) ન. કુટુંબ, વંશ (૨) ખાનદાની, કુલીનતા (૩) ટોળું, જૂથ (૪) અસીલ (વકીલનો)
કૂલ પું. (સં.) કિનારો
કેલ વિ. વેપારીનો એક સંકેત (૨) પું. કેળવેલો ચૂનો, છાનો કોલ
કોલ પું. (અ.) વચન, કબૂલાત, ખાતરી
કોલ પું (અં.) બંદરમાં આવતાં જતાં વહાણની જગાતખાતાની નોંધ .
કોલ પું. (જુઓ 'કેલ') ચૂના-રેતીની મેળવણીનો ગારો
કોલ પું. (જુઓ 'કોલુ') શેરડીનો રસ કાઢવાનો સંચો
કોલ પું. (જુઓ 'કોલુ') શિયાળ (૨) ન. રમકડું..
કૌલ વિ. (સં.) ભારતવર્ષની ક પ્રાચીન અનાર્ય જાતિનું, કોળી ) (લા૦) તાંત્રિક મતનું, વામમાર્ગી, શાક્ત
ખલ(-ળ) વિ. (સં.) ધૂર્ત, શઠ
ખલ પું. દવા વાટવાની ખરલ
ખીલ પું (દે. ખિલ) જુવાનીમાં મોં પર થતી ફોલ્લી (૨) આંખનાં પોપચાં પર થતી લોહીમાંસની ગડી
ખીલ (સં. કીલ) ઘંટીનો ખીલડો
ખેલ પું. (પ્રા.) રમત (૨) તમાસો, જોવાનાં નાટક ભવાઈ વ૰ (૩) (લા૦) રચના, લીલા
ખોલ સ્ત્રી. (દે. ખોલ્લ) ખામી, કસર, ચોલી, ચોલીઓ (૨) ઊંડી ગોળી...

છત્રી ચામડી (૩) આપની કાંચળી (૪) ખોલી (૫) ખોળ, ગાદી-તકિયા વ૦ ઉપરનું પડ (૬) જુઓ 'ખોન્લ', મોચીનું એક ઓજાર
ખ્યાલ પું. (જુઓ 'ખયાલ') તર્ક, વિચાર કલ્પના, સ્મરણ (૨) છાલ, કેડો (૩) એક ગાયન-પ્રકાર (દ્રુપદથી બીજી જાતનો)
ગલ પું. માછલાં પકડવાનો આંકડો (૨) કૂવામાં પડેલી ચીજ કાઢવા માટેનો આંકડીઓનો ઝૂમખો, બિલાડી, મીંદડી (૩) (લા૰) લાંચ, લાલચ
ગલ પું. ગુપ્ત વાત, બાતમી (૨) ગર, માવો [બત્તીનો મોગરો
ગલ પું. ગર, કેરી અથાર-લાળ (૨)
ગલ પું. (સર૰ હિં. ગુલ) પિવાઈ ગયેલી બળી ગયેલી ચલમમાંની ગડાકુ
ગલ પું. (ફા. ગુલ) ગુલબાગનો હોક,
ગલ્લ પુ. (સં.) ગાલ [(૨) ન. અનું ફૂલ
ગાલ પું. (સં. ગલ્લ) માણસના મોંની બે બાજુનો ભાગ
ગુલ ન. (ફા.) ફૂલ (૨) ગુલાબનું ફૂલ (૩) (લા૰) બત્તી ઉપરનો બળેલો ભાગ, મોગરો
ગુસ્લ ન. (અ.) સ્નાન
ગેલ ન. (ગ્રા૰) લાડ (૨) લાડભર્યો ખેલ કે ચાળો
ગેલ સ્રી. (હિં. ગૈલ) ગલી, વાટ, રસ્તો (૨) ઘૂવરનું પાકું પાન જે રસેટ ગેલ આ કેડે, પાછળ [ઉપર ઘસાય છે
ગોલ પું (અં) ફૂટબોલ વગેરે રમતોમાં મહોંચવાનું સ્થાન, પીંચું, થડું
ગોલ (-ળ) વિ. (સં.) વર્તુલના દડાના આકારનું (૨) પું. ગોળ આકાર
ગ્વાલ પું. (હિં.; સં. ગોપાલ) ગોવાળ (૨) ન. બ. વ. (લા૰) વૈષ્ણવ મંદિરોમાં આઠ વખતનાં દર્શનમાંનાં ત્રીજાં દર્શન
ઘાલ સ્રી. સાથે જમવા બેઠેલાની હાર-ઓળ (૨) એવો આખો સમૂહ
ઘાલ સ્રી. ('ઘાલવું' ઉપરથી) (લા૰) નુકસાન, ખાધ
ઘોલ વિ. નરમ, કમતાકાત (કા.)
ચલ (-ળ) વિ. (સં.) ચાલતું, હાલતું (૨) અસ્થિર, ચલાયમાન
ચાલ પું. ('ચાલવું' ઉપરથી) રિવાજ (૨)
ચાલ સ્રી. ('ચાલવું' ઉપરથી) ચાલવાની પદ્ધતિ, ઢીંઢળ (૩) ચાલવાની ગતિ (૪) (રમતમાં) કૂટી વ૰ ચલાવવી કે એનો દાવ (૫) ચાલ ચલગત, વર્તણૂક (૬) જુઓ 'ચાલી', રહેઠાણની ઓરડીઓની હારનો વાસ
ચીલ સ્રી (સર૰ મ૰ ચિલ=એકદમ ફૂટતી દૂધની સેર) વનસ્પતિમાંથી દૂઝતો ચીકણો રસ, ચીડ [સ્પતિ
ચીલ સ્રી. (મ. એક ભાજી) એક વન-
ચીલ સ્રી. (સં. ચિલ; દે. ચિલ્લ) એક મોટું પંખી, સમળી
ચૂલ સ્રી. (સં. ચુલ્લિ) રસોઈ માટે ખોદેલો મોટો ચૂલો, તમણુ
ચેલ ન. (સં.) કપડું, વસ્ત્ર
ચૈલ ન. (સં.) ચેલ, કપડું, વસ્ત્ર
ચોલ સ્રી. (સં.) મજીઠ
ચોલ પું. (સં. ચૌલ) ક્ષૌરમંડળ

કિનારાના એક પ્રદેશનું પ્રાચીન નામ

છલ (–ળ) પું. ન. (સં.) છેતરપિંડી, કપટ (૨) ખોટો વેશ (૩) બહાનું

છાલ પું. જુઓ 'ખ્યાલ' (૨) કેડો, પીછો

છાલ સ્રી. (દે. છલ્લિ) વનસ્પતિની ત્વચા (૨) (લા૦) મહેણું

છેલ પું. (સં છેક, પ્રા. છઇલ્લ, મ. છેલા. હિં. છૈલ) વરણાગિયો માણસ, લહેરી જુવાન

છોલ પું સ્રી ('છોલવું' ઉપરથી) વનસ્પતિ ઉપરની સૂકી ત્વચા (સુ)

છોલ પું. સ્રી. ('છોલવું' ઉપરથી) (લાકડાનાં) છોલાવાથી પડતાં છોડાં

જલ (–ળ) ન. (સં.) પાણી

જાલ (–ળ) સ્રી. (સં. જાલ ન) માછલાં પંખી વગેરે પકડવા માટેની જાળી (૨) ઘણી વસ્તુઓ ગૂંચવાઈને થયેલું જાળું [ ફરિ, ફરેબ, દગો

જાલ સ્રી. (સર૦ હિં.; અ જઅલ)

જેલ સ્રી. (અં.) કેદખાનું (૨) (લા૦) જેલની સજા, કેદ [ જીવડો

ઝલ પું. ન. (સં ઝષ) એક ઊડતો

ઝાલ સ્રી. કાનનું એક ઘરેણું

ઝીલ સ્રી. (પ્રા. ઝિલ્લી) એક બેડી વનસ્પતિ જેનો દાતણમાં ઉપયોગ થાય છે

ઝીલ સ્રી. ('ઝીલવું' ઉપરથી) સાખો લણવાનું વાંસનું એક ઓજાર (૨) તંબૂરાનો તાર (૩) લાખેલી મોટી બરણી

ઝીલ સ્રી. (દે. ઝિલ્લી; સર૦ હિ. ઝીલ–સરોવર) ઊંડા પાણીની જગ્યા (૨) છોળ, છાલક

ઝૂલ સ્રી. ('ઝૂલવું' ઉપરથી) શોભા માટે રાખેલી ઝૂલતી કિનાર, ચીણુવાળા કોર (૨) કવિતામાં (લાવણી વ૦માં) આવતો અંતરો (૩) હાથી બળદ કે ઘોડાને પહેરાવાનો ઓઢો

ઝોલ સ્રી. ('ઝૂલવું' ઉપરથી) ઢીલાશને લીધે તારનું વચ્ચેથી ઝૂલી-ઝૂકી જવું એ [માથાનો ભાગ, તાલ

ટાલ સ્રી. વાળ-જતા રહ્યા હોય એવો

ટોલ પું. (ફા.) ઘરેણું

ટોલ પુ. (અં.) જગાતી નાકું

ડીલ ન (સર૦ હિં. ડીલ) શરીર

ડૂલ વિ (ગ્રા ડુલ) ડૂલેલુ (૨) ન. એક કાનનું ઘરેણું (૩) એક ઘાસ

ડોલ સ્રી. પું. (સર૦ હિં. મ.) બાલદી (૨) પું. વહાણનો કૂવાથંભ (૩) ડોલવું

ડ્રિલ સ્રી (અં.) કવાયત, લશ્કરી તાલીમ (૨) ન. એક જાતનું કાપડ

ઢાલ સ્રી. પ્રહાર–ઝટકો ઝીલવાનું ચામડાનું એક સાધન (૨) (લા૦) રક્ષક વસ્તુ

ઢીલ સ્રી. (દે ઢિલ્લ, સર૦ હિં. મ) વાર, વિલંબ (૨) તંગથી ઊલટું–શિથિલ હોવું એ (૩) (લા૦) બેદરકારી

ઢેલ સ્રી મોરની માદા [ વાદ્ય

ઢોલ પું. ન પખાજ-ઘાટનું એક મોટું

તલ પુ. બ. વ. (સં. તિલ) એક તેલીબિયાંનો છોડ (૨) એનાં બિયાં (૩) (લા૦) એને મળતો ચામડી પરનો ડાઘ

તલ (–ળ) ન. (સં ) તળિયું (૨) નીચેનો પ્રદેશ, તળેટી (૩) સપાટી

તાલ પુ. (સં.) ગાયનના ઠેકાનું માપ

(૨) (લા૦) મજા, રંગ, રસ (૩) લાગ, યોગ્ય સમય (૪) તાડનું ઝાડ (૫) હાથીપગો (૬) યુક્તિ, ખેલ પ્રપંચ

તાલ સ્ત્રી. (સર૦ મ. ટાલ) માથાની

તિલ પું. (સં.) જુઓ 'તલ' [ટાલ

તૂલ ન. (સં.) કરસણ, ભૂલ (૨) રૂ

તેલ ન. (સં. તૈલ; પ્રા.) તલ વગેરે તેલીબિયાંમાંથી કઢાતો સ્નિગ્ધ પ્રવાહી પદાર્થ (૨) તેલમાં કાઢેલું સત્ત્વ (૩) (લા૦) અડદાવો, દમ, ભારે કષ્ટ

તૈલ ન. (સં.) તેલ

તોલ પું. ન. (સં.) વજન (૨) વજન કરવાનું કાટલું (૩) (લા૦) કીમત, કદર (૪) વક્કર, પ્રતિષ્ઠા

થાલ પું. (કા.) રકમ વ્યાજે લેતાં આડમાં મુકાતી માલ મિલકત [મોટું

થૂલ(-ળ) વિ. (સં. સ્થૂલ) સ્થૂળ, જાડું–

થૂલ ન. (સં. તૂલ) બાજરી વગેરેનાં કણસલાં ઉપર થતી નાનાં ફૂલોની રુવાંટી

થોલ પું. (સર૦ દે. થોલ=વસ્ત્રનો એક ભાગ) (લા૦) ભાંગ, અનુકૂળ સમય, તક

થોલ સ્ત્રી. (રવા૦) ધોલ, ખૂસટ

દલ (-ળ) ન. (સં.) પાંદડું (૨) ફૂલની પાંખડી (૩) સૈન્ય (૪) (લા૦) જાડાશ, ઘનતા (૫) પું. એક છંદ

દિલ ન. (ફા.) હૃદય, મન, ચિત્ત (૨) (લા૦) મરજી [એક ઘરેણું, ફૂલ

દૂલ ન. (સં. દૂલ) બૈરાં–છોકરાના કાનનું

દોલ પુ (સં.) હીંચકો, ઝૂલો [ખસટ

ધોલ સ્ત્રી. (સર૦ હિં. ધૌલ) થોલ,

નલ (-ળ) પું. (સં.) એક જાતનું નેતર

(૨) પેટમાંનું ગોટું આંતગડું (૩) માટી કે ધાતુનો ગોળ પોલો લાંબો ઘાટ (૪) (સંજ્ઞા.) નળ રાજા—દમયંતીનો પતિ (૫) સેતુ બાંધનારો રામની સેનાનો એક વાનર નાયક

નાલ(-ળ) સ્ત્રી. (સં. નાલી) દાંડી (કમળની) (૨) ઘોડા વ૦ના ડાબલા નીચે નખાતી લોઢાની અર્ધવર્તુલિકા

નીલ વિ. (સં.) કાળું (૨) પું. એક જાતનો વાંદરો (૩) મોરથૂથુ (૪) ગળી (૫) (સંજ્ઞા) રામની વાનરસેનાનો એક સેનાપતિ

નીલ પું. (સં.) આખલાનો વિવાહ, નીલોદ્વાહ–એક વૈદિક વિધિ [પૈસાદાર

ન્યાલ વિ. (જુઓ 'નિહાલ') કૃતાર્થ (૨)

પલ ન. (સં.) માંસ (૨) પું. ચાર તોલા જેટલું માપ (૩) સ્ત્રી. પળ, ક્ષણવાર

–પાલ(-ળ) વિ. (સં.) 'પાળનારુ' એ અર્થમાં સમાસને અંતે; ઉદા૦ ગોપાલ-(-ળ), ધનપાલ(-ળ)

પાલ પું. (સં.) (સંજ્ઞા) બંગાળનો એક જાણીતો રાજવંશ (૨) એક બંગાળી અટક

પાલ પું. (સર૦ હિ; મ.) નાનો, તંબૂ કે એની કનાત, રાવટી (૨) જુઓ 'પાલિયું', કેટલીક જગ્યાના પાણી પર તરતી દેખાતી ચીકાશ (૩) એવા પાણીને લીધે રોગીલો બનેલો પ્રદેશ

પુલ પું. (ફા.) સેતુ

પેલ ન. (દે. પિઉલી, પ્રા. પેલુ) પીંજેલા રૂની પેપલી, પોલવું

પેલ પું. [illegible]

**પોલ** પું. (દે. પિઉલી) પીંજેલું રૂ (૨) ન. પોચું ગોદડું (૩) પોલનું

**પોલ** સ્ત્રી. ન. (દે. પોલ્લ) પોલાણ (૨) (લા૦) મિથ્યા દેખાવ, જૂઠાણું (૩) અંધાધૂંધી, ગોટાળો

**ફલ(-ળ)** ન (સં.) વનસ્પતિનું બીજકોષ (૨) પરિણામ (૩) ફાયદો (૪) પાનું, (હથિયાર કે ઓજારનું) ફળું (૫) 'ફંક્શન' (ગ.)

**ફાલ** પું. ('ફાલવું' ઉપરથી) વનસ્પતિનો વૃદ્ધિરૂપે ફેલાવો (૨) (લા૦) અતિશયતા

**ફીલ** પું. (ફા.) હાથી

**ફુલ્લ** વિ. (સં.) ફૂલેલું (૨) ખીલેલું (૩) ઊઘડેલું

**ફૂલ** ન. (સ. ફુલ્લ) પુષ્પ (૨) એના આકારની વસ્તુ (૩) આંખનો એક રોગ, ફૂલું (૩) કાતરેલી સોપારી (૪) એક ઘરેણું (૫) ફૂલકાંપી (૬) (લા૦) સ્ત્રી. પતંરાજી

**ફેલ** પું. બ. વ. (અ. ફઅલ) ઢોંગ

**ફેલ** સ્ત્રી. (જુઓ 'ફેલું') લટ, સેર

**ફોલ** પું. ('ફોલવું' ઉપરથી) ફોલીને કાઢેલું એ (૨) કચૂકા કાઢી નાખેલી આંબલી [લશ્કર

**બલ(-ળ)** ન. (સં.) જોર, શક્તિ (૨)

**બાલ(-ળ)** વિ. (સં.) ઉમરમાં નાનું (૨) (લા૦) નાદાન, બેઅક્કલ (૩) પું. છોકરો (૪) ન. બાળક

**બિલ** ન. (સં.) દર (૨) કોતર, ગુફા

**બિલ** ન. (અં.) આપેલા માલની કીમતનો આંકડો, ભરતિયું (૨) કરેલી સેવાના પુરસ્કારનો આંકડો (૩) નવા કાયદાનો ખરડો [ભરતિયું

**બીલ** ન. (અં. બિલ) જુઓ 'બિલ',

**બેલ** પું. (દે. બઇલ્લ; હિં.) બળદ

**બેલ** સ્ત્રી. ('બે' ઉપરથી) બે જણની જોડી (૨) એઓમાંનો એક જોડીદાર સાથી [નો એક પ્રકારનો નાચ

**બૉલ** પું. (અં.) દડો (૨) યુરોપિયનો-

**બોલ** પું. ('બોલવું' ઉપરથી) શબ્દ, વચન (૨) કડી, તૂક (૩) (લા૦) મહેણું

**ભલ્લ** પું. ન. (સં.) ભાલો (૨) રીંછ

**ભાલ** ન. (સં.) પું. સંગીતમાં એક અલંકાર

**ભાલ** પું. ન. ભાડાની જમીન (૨) (સંજ્ઞા) ધંધુકાની આજુબાજુનો પ્રદેશ જ્યાં ઘઉં પાકે છે

**ભાલ** પું. પાટડો [જાતનો માણસ

**ભીલ** પું. (સં. ભિલ્લ) એક રાની પ્રજાની

**ભૂલ** સ્ત્રી. (પ્રા. ભુલ્લ; હિં. મ.) ચૂક, ખામી, ગફલત (૨) (લા૦) છેતરાવું એ (૩) વિસ્મૃતિ (૪) ગેરસમજ

**ભોલ** વિ. (રવા૦) પોલું ફૂલેલું, ભંભ; ઉદા૦ જાડું ભોલ

**મલ્લ(-લ)** પું. (સં. મલ્લ) કુસ્તીબાજ, પહેલવાન (૨) (સંજ્ઞા) બૌદ્ધકાલીન એક પ્રજા [(૩) વિષ્ઠા

**મલ(-ળ)** પું. (સં.) મેલ (૨) કચરો

**માલ** પુ. (અ.) સામાન (૨) બિસાત, પૂંજી (૩) (લા૦) સત્ત્વ, દમ (૪) ગાંજો

**માલ** પુ. (સં.) ઊંચાણનો પ્રદેશ

**મિલ** સ્ત્રી. (અં.) યંત્રથી ચાલતું કારખાનું (કાપડનું મુખ્યત્વે) (૨) યાંત્રિક

ઘંટી (૩) તેલનો યાંત્રિક ઘાણો
મીલ સ્ત્રી. (સર૦ મ. મીળ) પ્રતિપક્ષ, વિરોધી જમાવટ (તકરાર ટંટામાં)
મૂલ ન. (સં. મૂલ્ય) કીમત, આંકણી
મૂલ(-ળ) ન. (સં.) વનસ્પતિની જડ (૨) પાયો, મંડાણ (૩) નદીનું ઉત્પત્તિસ્થાન (૪) (લા૦) મૂળ કારણ (૫) ૧૯ મું નક્ષત્ર (જ્યો.) (૬) 'રૂટ' (મૂલવિધિમાં) (ગ.)
મેલ(-ળ) પું. (સં.) મિલન, મેળાપ (૨) થાટ, ઠાઠ (સંગીતમાં)
મેલ પું. સ્ત્રી. (અં.) ડાકગાડી, ટપાલ લઈને જતી ઝડપી ટ્રેન (૨) ટપાલ
મેલ પું. ('મેલું' ઉપરથી) શરીર ઉપરનો ગંદો પદાર્થ (૨) ગૂંગું (નાકનું) [પાક
મોલ પું. (સં. મુકુલ) ખેતરમાં ઊભેલો
યાલ(-ળ) સ્ત્રી. (તુર્કી) સિંહની ગરદન પરના વાળ, કેશવાળી [એક પદાર્થ
રાલ(-ળ) સ્ત્રી. ઝટ સળગી ઊઠે તેવો
રીલ સ્ત્રી. (અં.) દોરો વીંટેલી ગરગડી કે ભૂંગળી (૨) સિનેમાનાં દશ્યોની લાંબી પટ્ટી
રૂલ ન (અં. રોપ) ગોળ આંકણી
રૂલ પું. (અં.) ધારો, કાયદો
રેલ સ્ત્રી. (દે રેલ) પૂર (૨) (લા૦) પુષ્કળતા [રેલગાડી
રેલ સ્ત્રી. (અં.) રેલવેનો પાટો (૨) ટ્રેન,
રોલ પું. વિહાણમાં બેસતાં આવતાં ચક્કર-તમ્મર (૨) એક જાતનું રેશમી કાપડ
રોલ પું. (અં) ગોળ આંકણી, ગોળ રૂલ
લાલ વિ. (ફા.) રાતા રંગનું
લાલ પું. (સં.) પુત્ર, દીકરો (૨) (લા૦) છેલ, રંગીલો, બાંકો
લાલ સ્ત્રી. (ફા.) માણેક
લાલ ન. (હિં.) એક પક્ષી
લીલ સ્ત્રી. (જુઓ 'લીલું') બંધિયાર પાણીમાં કે એવી જગ્યામાં થતી લીલ ચીકણી વનસ્પતિ, શેવાળ (૨) ઊ:
લીલ પું (સં. નીલ) આખ્યાને વિવાહ (પ્રયોગમાં 'લીલ પરણાવવો કહેવાય છે), નીલોદ્વાહ
લોલ વિ. (સં.) ચંચળ (૨) સુંદર (૩) આતુર (૪) ગરબાની લીટીને છેડે આવતો નિરર્થક શબ્દ
વ્લલ પું. પરોઢિયામાં પડતો ઓસ
વસ્લ પું. (અ) મેળાપ, સમાગમ (૨) સંબંધ (૩) દંપતીનો પ્રથમ સમાગમ
વાલ પું. (સં. વલ) ત્રણ રતી જેટલું તોલ
વાલ પું. બ. વ. (પ્રા. વલ્લ) એક કઠોળ, વાલોળનાં બી (૨) ઓળિયા
વાલ પું. (અં. વાલ્વ) નસ નળી વગેરેની અંદર રહેલો એક બાજૂ ઊઘો થઈ શકે તેવો પડદો (૨) રેડિયો કે ધ્વનિવર્ધક યંત્રના ગોળા
વીલ ન. (અં. 'વિલ') વસિયતનામું
વીલ સ્ત્રી. (જુઓ 'વીળ') ભરતી
વીલ ન. એક પક્ષી
વીલ ન. અડધો રૂપિયો(સાંકેતિક ભાષામાં)
વેલ(-લી) સ્ત્રી (પ્રા વેલ્લી, સં. વલ્લી) લાંબી ને પથરાતી કે ઊંચે ચડતી ઊગતી વનસ્પતિ, લતા, સુકોમળ પ્રકારનો વેલો
વ્યાલ (-ળ) પું. (સં.) સાપ (૨) વાઘ

શાલ સ્ત્રી. (ફા.) ઊનનું સાદું કે ભરેલી કિનારનું ઓઢવાનું એક કીમતી વસ્ત્ર
શાલ પું. (સં.) સાગનું ઝાડ
શીલ (-ળ) ન. (સં.) વર્તણૂક (૨) ચારિત્ર્ય (૩) શિયળ (૪) વિ. (સમાસને અંતે) '-ના સ્વભાવવાળું' '-ની ટેવ વાળું' એવા અર્થમાં; ઉદા૦ પ્રયત્નશીલ
શુક્લ વિ. (સં.) સફેદ, ધોળું (૨) પું. બ્રાહ્મણોનો પુરોહિત (૩) એક બ્રાહ્મણ અટક
શૂલ પું. (સં.) ભાલા જેવું એક પ્રાચીન અસ્ત્ર (૨) શૂળી (૩) ત્રિશૂલ (૪) કાંટો (૫) (લા૦) શૂળ ભોંકાયા જેવું દરદ
શૈલ પું. (સં.) પર્વત
શ્યાલ પું. (સં.) પત્નીનો ભાઇ સાળો
સલ ન. જાર બાજરીનાં કણસલાંવાળા
સલ નં. (સં. સલિલ) પાણી [પૂળા
સાલ પું. નં. શાલ, સાગનું ઝાડ
સાલ સ્ત્રી (ફા.) વર્ષ (૨) પાકની મોસમ
સાલ ન. (સં. શલ્ય) વીંધમાં બેસે તેવો છેડો, બંધબેસતો સાંધો (૨) (લા૦) નડતર, આડખીલી (૩) ગિલ્લી દંડાની એક રમત
સીલ સ્ત્રી. (અં.) મહોર-મુદ્રા, મહોર-છાપ (૨) મહોર લગાડી ચોંટાડેલું લાખ કે એવા બીજા પદાર્થનું ચકતું (૩) વિ (લા૦) સરકારી શાસનથી એવી રીતે બંધ થયેલું
સૂલ ન. (અ. સુલ્હ) હિસાબ અથવા ઝઘડાનો નિકાલ, સમાધાન (૩) વિ. સીધું, પાંસરું
સ્કૂલ સ્ત્રી. (અં.) શાળા, નિશાળ
સ્ટૉલ પું. (અં.) દુકાન-રસ્તાની આજુ-બાજુ પુસ્તો ચા વ૦ પરચૂરણ ચીજોની
સ્થલ (-ળ) ન (સં.) જગ્યા, સ્થાન
સ્થૂલ (-ળ) વિ. (સં) જાડું મોટું (૨) (લા૦) મૂર્ખ, જડ (૩) સામાન્ય ઇંદ્રિયો તેમજ બુદ્ધિથી ગ્રહણ કરી શકાય તેવું
હલ પું. (અ.) નિર્ણય, ઉકેલ (૨) ક્રિ. વિ. ચાલુ કરવું એ [ઓજાર, સાંતી
હલ (-ળ) (સં.) જમીન ખેડવાનું
હાલ પું. બ. વ. (અ.) દશા, સ્થિતિ (૨) અવદશા (૩) અ. હમણાં, અત્યારે
હેલ સ્ત્રી. (સર૦ મ) બોજો, ભાર (૨) વેચવા સારુ વાહનમાં ભરેલાં છાણાં લાકડાં વગેરે કે એવું વાહન (૩) માથે લીધેલું કે લેવાનું બેડું (૪) (લા૦) ઊંચકવાની મજૂરી (૫) હેલકરીનું કામ
હૉલ પું. (અં.) મોટો ઓરડો, ખંડ
અલા સ્ત્રી. (અ. આલા) આબાદી (૨) આપત્તિ
અલ્લા પું. (અ) ખુદા, ઇશ્વર, અલ્લાહ
આલા વિ. (અ) સૌથી આલો-ઊંચું ઉત્તમ, શ્રેષ્ઠ (૨) ભવ્ય
ઇલા સ્ત્રી. (સં) પૃથ્વી (૨) (સંજ્ઞા) પુરૂરવાની માતા
ઇલા અ (અ. ઇલાહી) યા ખુદા!
એલા સ્ત્રી. (સં.) એલાયચીનો છોડ (૨) ઇલાયચી
ઓલા પું. કાચું ચામડું, ખાલ

કલા(-ળા) સ્ત્રી. (સં.) કોઈપણ વસ્તુનો એક ભાગ (૨) ચંદ્રનો સોળમો ભાગ (૩) 'મિનિટ', ડિગ્રીનો આઠમો ભાગ (ગ.) (૪) કાલમાન (૫) (લા૦) યુક્તિ, હિકમત (૬) હુન્નર. કસબ (૭) સૌન્દર્યયુક્ત તેવી જ ચાતુર્યયુક્ત હિકમત

કલ્લા પું. બ. વ. (ફા.;—જડબું, ગલોફું;મ.) ગાલ-લમણા ઉપરના વાળ (થોભિયાથી જુદા) [ તેનું સ્થળ

ખલ્લા પું. (અ) જ્યાં કોઈ ન હોય

ગોલાં ન. બ. વ (ફા.ગુલામ) જનાનખાનાનાં હલકા દરજ્જાનાં દાસદાસી

ગીલા સ્ત્રી. (ફા. ગિલહ) નિંદા

છલા વિ. '૬' (સાંકેતિક)

છલ્લા સ્ત્રી. (જુઓ 'છલો') કાનનો વેહ વધારવા ઘલાતી કડી (૨) પું. બ. વ. જુઓ 'છલ્લો.'

છલ્લાં ન. બ. વ. (જુઓ 'છલો) છલ્લા-વીંટીઓ

છાલાં ન. બ. વ. (દે છલ્લી) ફોતરાં, છોડાં (૨) ચામડી પરનાં ભીંગડાં

છોલાં ન. બ. વ. ('છોલવું' ઉપરથી) છાલાં

જ્વાલા (-ળા) સ્ત્રી. (સં) અગ્નિશિખા, ઝાળ

ઝાલાં ન. બ વ મહેર્યાં, ટોણાં

ઝાલા (-લો) પું. (સર૦ હિં.) એ નામની જાતનો રજપૂત (૨) નાગરોમાં એક એવી અટક

તુલા સ્ત્રી. (સં) ત્રાજવુ, કાંટો (૨) સાતમી રાશિ (જ્યો.) (૩) (લા૦) તુલના, સરખામણી (૪) (જુઓ 'તુલાદાન') ભારોભાર વસ્તુ જોખવાની ક્રિયા

તેલાં ન. બ વ ('તેલ' ઉપરથી) (લા૦) નવરાત્રના દિવસોમાં તેલની આખડી રાખી કરવાનું ત્રણ ઉપવાસનું વ્રત

દોલા સ્ત્રી. (સં.) હીંચકો, ઝૂલો (૨) પાલખી, ડોળી

બલા સ્ત્રી. (અ.) પીડા કરતું વળગણભૂત (૨) (લા૦) એવું માણસ (૩) દુઃખ, મુસીબત

બાલાં ન. બ. વ. ડાફરિયાં, ફાંફાં (૨) (લા૦) આલાબાલાં, બહાનાં

બાલા (-ળા) સ્ત્રી. (સં.) છોકરી (૨) ૧૬ વર્ષની અંદરની સ્ત્રી

ભલા અ. (જુઓ 'ભલું') 'ભલાભાઇ' એવો સંબોધનનો ઉદ્‌ગાર

માલા (-ળા) સ્ત્રી. (સં.) મણકા વગેરે પરોવી કરેલો હાર (૨) જપમાળા (૩) કોઈપણ સરખા દરજ્જાની વસ્તુની એકત્રિત સંકલના; ઉદા૦ ગ્રંથમાળા, કીર્તનમાળા

મુલ્લાં પું. (અ.) મુસલમાનોનો આચાર્ય કે પુરોહિત, બાંગી

મૌલા પું. (અ.) ધણી, માલિક

રોલા(-ળા) પું. (દે) એક છંદ, કાવ્યછંદ (પિંગળમાં) [ ગુલાબ

લાલા ન. (ફા. લાલહ) એક ફૂલ,

લાલા પું. (સં. લાલ) (લા૦) લહેરી, છેલ, ફક્કડ (૨) ઉત્તરમાં અમુક જાતિના લોકના નામ પૂર્વે આદરનો શબ્દ; ઉદા૦ લાલા લજપતરાય (૩) બાપને માટે સંબોધનનો શબ્દ (૪) પહાણ માટે વપરાતું વિશેષણ

લાલા સ્ત્રી. (સં.) લાળ
લાલાં ન બ વ. (ફા. લાલ) (લા૦) ચડતીનાં સુખનો અનુભવ
લીલા સ્ત્રી (સં.) ક્રીડા, ખેલ (૨) અદ્ભુત ખેલ (૩) ઈશ્વરાદિકના અવતારે કરેલાં કામ (૪) એનું નાટક; ઉદા૦ રામલીલા, રાસલીલા
લોલા સ્ત્રી. (સં.) જીભ (૨) વીજળી
વેલા(-ળા) સ્ત્રી. (સં.) સમય (૨) મર્યાદા (૩) સમુદ્રનો કિનારો (૪) વાણી
શાલા(-ળા) સ્ત્રી. (સં.) મકાન, ઘર (૨) પાઠશાળા, નિશાળ (૩) (લા૦) સમાનનીતિ રીતિ વિચાર વગેરે-વાળો સમૂહ, સંપ્રદાય, 'સ્કૂલ'
શિલા સ્ત્રી. (સં.) પથ્થરની છાટ
હલા અ. (સં.) સખીને બોલાવતાં વપરાતું સંબોધન
હાલા અ, સ્ત્રી. જુઓ 'હાલો'
હેલા સ્ત્રી. (સં.) ખેલ, ક્રીડા (૨) રતિક્રીડા (૩) (લા૦) તીવ્ર સંભોગેચ્છા (૪) એ વ્યક્ત કરતી ચેષ્ટા (૫) ક્ષણ, [સહેજવાર
અલિ પું. (સં.) ભમરો
કલિ(-ળિ) પું (સં.) ટંટો, કજિયો (૨) લડાઈ, યુદ્ધ (૩) (સંજ્ઞા) કલિયુગ (૪) કળિયુગનો અધિષ્ઠાતા પુરુષ-અસુર (૫) (લા૦) પાપની બુદ્ધિ
કેલિ(-લી) સ્ત્રી. (સં.) ક્રીડા, રમત (૨) રતિક્રીડા, મૈથુન
ગાલિ(-લી) સ્ત્રી. (સં.) ગાળ
ચૂલિ સ્ત્રી. (સં. ચુલ્લિ) નાનો ચૂલો
ધૂલિ સ્ત્રી. (સં.) ધૂળ
નાલિ સ્ત્રી. (સં.) મોરી, નીક (૨) નાડી, નસ (૩) નાળ
પાલિ સ્ત્રી. (પાલિ., પાલિયાય=ધર્મોપદેશ=બુદ્ધના ધર્મોપદેશની ભાષા) એક પ્રાચીન પ્રાકૃત ભાષા જેમાં બૌદ્ધ ધર્મના ગ્રંથ લખાયા છે, પ્રાચીન માગધી
બલિ(-ળિ) પું. (સં.) ભોગ, દેવને માટે કાઢેલો ભાગ (૨) (સંજ્ઞા) પ્રહ્લાદનો પૌત્ર-દાનવોનો રાજા
મૌલિ ન (સં) માથું (૨) ટોચ (૩) પું. છોગું, કલગી
વલ્લિ(-લ્લી) સ્ત્રી. (સં) વેલ
શાલિ સ્ત્રી. (સં.) શાળ, ડાંગર
અલી સ્ત્રી. (દે અલિઆ) સ્ત્રી સખી
અલી પું (અ.) (સંજ્ઞા) ઇસ્લામના એક ખલીફ
આલી(-લિ) સ્ત્રી. (સં.) સખી (૨) હાર, આવલી
આલી વિ. (અ.) આલા, ઉચ્ચ, ભવ્ય
એલી સ્ત્રી. સતત વરસાદ, હેલી
એલી સ્ત્રી. (જુઓ 'હેલી') સખીને બોલાવવાનો ઉદ્ગાર
કલ્લી સ્ત્રી. નાનો કલ્લો, કલ્લું (૨) હાથની આંગળીઓ વડે (ધોતિયા કે સાડી જેવા કપડાને વાળીને મૂકવા માટે) કરાતી ગડી [માતા
કાલી (-ળી) સ્ત્રી. (સં.) (સંજ્ઞા) કાળકા
કીલી સ્ત્રી. (સં.) ખીંટી. (૨) કૂંચી. (૩), તિજોરી, નાણાંની પેટી
કુલી પું. (તુર્કી) ભાર ઊંચકનારો મજૂર
ખલી સ્ત્રી ખિસકોલી (૨) છોકરાંની એક રમત
ખલી(-ળી) સ્ત્રી. (સં. ખલ ન.) ખળું

(૨) ઢેકોળની દાળ કરવાની જગ્યા
**ખાલી** વિ. (અ) ઠાલું, કશું ભર્યા વગરનું (૨) (લા૦) નિર્ધન, ગરીબ (૩) સ્ત્રી. લોહીનું ફરવું બંધ પડી જવાથી અંગ ઝણઝણે એ, ઝણઝણી (૪) સંગીતના તાલમાં તાળી ન પાડતાં હાથ છૂટા પાડવા એ કે એવું સ્થાન (૫) અ. અમથું, વ્યર્થ (૬) ફક્ત, માત્ર
**ખીલી** સ્ત્રી. (જુઓ 'ખીલો') નાનો ખીલો, ચૂંક (૨) શરીરનાં આંગળાં વગેરેમાં હાડકાનો છેડો વધે છે તે
**ખોલી** સ્ત્રી. (સં.) ખોળા (૨) ખોળ
**ખોલી** સ્ત્રી. (દે. ખુલ્લકુટિર) ઓરડી
**ખોલી** સ્ત્રી. (જુઓ 'ખોલકી') નાની ગધેડી
**ગલી** સ્ત્રી. (હિં.) સાંકડી વાટ, શેરી
**ગાલ્લી** સ્ત્રી. (જુઓ 'ગાડલી') નાનું ગાડલું (ભારનું કે વાહનનું) (૨) એક પરિમાણ, ત્રીસ મણનું માપ
**ગિલ્લી** સ્ત્રી. મોઈ (૨) ગડગૂમડ કે બીજા દરદને લીધે આવતો સોજો, વેજ
**ગીલી** સ્ત્રી. જુઓ 'ગિલ્લી', મોઈ
**ઘૂલી** સ્ત્રી ગળા (૨) જીવડાંએ બનાવેલું પોળું કે કાંગરું ઘર
**ગેલી** સ્ત્રી. (અં.) છાપખાનામાં ગોઠવેલા બીબાના ચોકઠાંને મૂકવાની લંબચોરસ સપાટી (૨) (લા૦) એ ઉપરથી કાઢેલુ ગેલી-પ્રૂફ
**ગોલી** સ્ત્રી. (જુઓ 'ગોલા') ગોલણ (૨) વડારણ (૩) (લા૦) ગુલામડી
**ઘાલી** સ્ત્રી ઘિસોડીનો વેલો (કા.)
**ચાલી** સ્ત્રી. (મરા૦ મ ચાળ) ચાવડીપને બાંધેલી અનેક ઓરડીઓની ઇમારત, ચાળ
**છલી** સ્ત્રી. (દે છલી) ચામડીનો એક રોગ
**છાલી** સ્ત્રી. નાનું છાલું, વાડકી (૨) ચૂડી
**છેલી** સ્ત્રી. (જુઓ 'છેલાઈ') વરણાગિયાપણું [કપટી, બનાવટી, જૂઠું
**જાલી** વિ (હિં) જુઓ 'જાલ' (૨)
**ઝાલી** સ્ત્રી. (સંજ્ઞા) ઝાલા કુટુંબ-રજપૂતની કન્યા કે સ્ત્રી
**ઝિલ્લી** સ્ત્રી (સં.) તમરું
**ટાલી** સ્ત્રી. (સર૦ હિં. મ.) આઠ રૂપિયા (વેપારીઓનો સંકેત)
**ટાલી** સ્ત્રી. (જુઓ 'તાલુ') ચંદરવામ સાંધેલા જુદા જુદા રંગના કકડા (૨ દાળના વગેરેની જડ બાઝવાથી એક વામાં ન આવતો ખેતરનો ભાગ
**ટીલી** સ્ત્રી. (જુઓ 'ટીલું') ટીલડી, કુંકુમ વગેરેની ટપકી (૨) (લા૦) બદનામી
**ટોલ્લી** સ્ત્રી (જુઓ 'ટોલ્લો') ક્રિકેટમ બોલને ટોલ્લો મારવો કે જેથી બે રૂ વધુ રન મળી જાય
**ડાલી** સ્ત્રી. (સં. ડલક, પ્રા.–દે ડલ) ટોપલી, નાનું ડાલુ (૨) ભેટનાં ફળફળાદિની ટોપલી
**ડેલી** સ્ત્રી. (જુઓ 'ડેલું') બારણાંવાળી ખડકી (૨) (લા૦) ગામડાની પોલીસ-ચોકી
**ઢોલી** પું. (જુઓ 'ઢોલ') ઢોલ વગાડનારો
**તલી** સ્ત્રી (જુઓ 'તલ' પું.) શેરડીનો એક રોગ (૩) બરોળની ગાંઠ
**તેલી** વિ. ('તેલ' ઉપરથી) તેલવાળું તેલિયું (૨) પું. ઘાંચી (૩) એક અટક

**તૈલી** વિ (સં. તૈલિન્) તેલવાળું (૨) ચીકણું (૩) પું. તેલી, ઘાંચી

**થૂલી** સ્ત્રી. (પ્રા. થુલ્લી) ઢૂંડાં ઉપર વળતી ફોતરી (૨)ઘઉં વગેરેના ભરડેલા કકડા-ફાડિયાં [કોથળી, નાનો થેલો

**થેલી** સ્ત્રી (દે. થલ્લિયા; સર૦ મ. થૈલી)

**ધૂલી** સ્ત્રી. (સં.) ધૂળ

**નાલી** સ્ત્રી (સં.) મોરી, નીક (૨) નાડી, નસ [માખી (વાદળી)

**નીલી** સ્ત્રી. (સં.) ગળી (૨) એક જાતની

**પલ્લી** સ્ત્રી. (સં.) નાનું ગામડું

**પલ્લી** સ્ત્રી. પરલી, ગરોળી

**પલ્લી** સ્ત્રી. માંડવી, ગરબાની કોડિયાં મૂકવાની દીવી

**પાલી** સ્ત્રી. (સં. દે. પાલિ-લી) સૌરાષ્ટ્રનું અનાજનું એક માપ (૨) એનું વાસણ (૩) (મુંબઈમાં) ચારશેરનું માપ

**પાલી** સ્ત્રી. (સં. પલ્લવ) ઝીણાં પાંદડાં

**પાલી** સ્ત્રી. (જુઓ 'પ્યાલી') નાનું પાલું-પ્યાલું-પવાલું

**પ્યાલો** સ્ત્રી (ફા. પિયાલેહ્) નાનું પવાલું

**ફુલ્લી** સ્ત્રી. ('ફૂલ' ઉપરથી) જુઓ ફુલેવર,' રમવાના પાનાંની એક ભાત

**ફૂલી** સ્ત્રી. ('ફૂલ' ઉપરથી) સોનાનું એક ઘરેણું, શીશફૂલ(૨) (લા૦) ધાણી

**ફેલી** વિ. (જુઓ 'ફેલ')'ફેલ-ઢોંગ કરનારું, ધુતારું [ફાલ્લો

**ફોલ્લી** સ્ત્રી ('ફોડલી' ઉપરથી) નાનો

**બલ્લી** સ્ત્રી. (હિં) બિલાડી

**બીલી** સ્ત્રી. (સં. બિલ્વ) એક ઝાડ કે એનાં પાંદડાં

**બેલી** પુ. (દે બેલી='સ્તંભ કે વાલી' પરથી) ધણી, મુરબ્બી (૨) સહાયતા કરનાર

**બેલી** સ્ત્રી સોનીનું એક ઓજાર

**બોલી** સ્ત્રી (જુઓ 'બોલવું') ગૌણ ભાષા જે બોલવામાં જ ચાલતી હોય (૨) (લા૦) મહેણું (૩) કબૂલાત, વચનબદ્ધતા

**ભીલી** વિ (જુઓ 'ભીલ') ભીલનું કે ભીલ સબંધી (૨) સ્ત્રી. ભીલની બોલી

**માલી** પું (સં. માલિન્) જુઓ 'માળી'

**ભીલી** સ્ત્રી. ગોળનું ભીલું (૨) ટૂંડલાં શિંગડાવાળી ભેંસ

**મેલી** સ્ત્રી (મેલુ ' ઉપરથી) ઓર, જરાયુ

**મૌલી** વિ (સં. મૌલિન્) મૌલિ-મુગટવાળું

**રેલ્લી, રેંલ્લી** સ્ત્રી. વાછરડી [મુગટવાળું

**લાલી** સ્ત્રી. ('લાલ'=રાતું ઉપરથી) રતાશ (૨) (લા૦) તંદુરસ્તી

**લાલી** સ્ત્રી. ઘંટની જીભ-લોલક

**લૂલી** સ્ત્રી (સં. લોલા=જીભ) જીભ (તિરસ્કારમાં)

**લેલી** સ્ત્રી. (સં. લાવક) લેલું-નામક પંખીની માદા, લેલાડી (૨) (લા૦) બહુ બોલબોલ કરનારી ગાડી કે સ્ત્રી

**લેલી** વિ. સ્ત્રી. (જુઓ 'લેલું') ચાંયરી સ્ત્રી

**વલી** પું. (અ) પીર, ઓલિયો

**વલ્લી** સ્ત્રી. (સં.) વેલ

**વાલી** પુ. (સં.) (સંજ્ઞા) સુગ્રીવ વાનરનો મોટો ભઈ

**વાલી** પુ. (અ.) મુરબ્બી, રક્ષક, પાલક (૨) અબલક ઘોડો

**વાલી** સ્ત્રી. ('વાલ' ઉપરથી) નાના દાણાનો વાલ

**વેલી** સ્ત્રી. (જુઓ 'વેલ') લતા, વેલ
**-શાલી** (-ળી) વિ. (સં.) નામને અંતે લાગતાં 'વાળું' અર્થ બતાવે છે; ઉદા૦ વિદ્યાશાલી
**શેલી** સ્ત્રી (દે. સેલ્લી=દોરડું) ચકમકથી દેવતા પાડવાનું દોરડું (૨) ભસ્મ, રાખ
**શૈલી** સ્ત્રી. (સં.) ઢબ, રીત (૨) લખાણની રીત, ઇબારત [ પથરી
**સલ્લી** સ્ત્રી. (સં. શલ્યા) અસ્થિ ખસવાની
**સેલી** સ્ત્રી શેલી, રાખોડી (૨) ડોકમાં નંખાતી કાળા દોરાની આંટી (કબીરપંથી સાધુ તથા ફકીરો પહેરે છે )
**સ્થલી** (-ળી) (સ્ત્રી.) (સ.) જગ્યા, પ્રદેશ
**સ્થાલી** સ્ત્રી. (સં ) થાળી, ખૂમચો
**હાલી** સ્ત્રી. ('હાલા' પરથી) બાળકને સુવાડવાની ઝોળી, ખોયું
**હાંલ્લી** સ્ત્રી. જુઓ 'હાંડલી.'
**હેલી** સ્ત્રી. (દે. અયાલી) એલી, સતત વરસાદ
**હેલી** સ્ત્રી. (અપ. હેલ્લી) એલી, અલી,
**હેલી** સ્ત્રી. ગીતની એક દેશી [સાહેલી
**હેલી** સ્ત્રી. રાખ (મુડદાની)
**હેલી** સ્ત્રી. જુઓ 'હેલા', ક્ષણ (૫)
**હોલી** સ્ત્રી. (જુઓ 'હોલો') હોલાની માદા
**આલુ** ન. (જુઓ 'આળ') ખોટો આરોપ
**આલુ** ન. જુઓ 'આલ્' [ આક્ષેપ
**ઉલ્લુ** વિ (હિં.) મૂરખ, ગમાર
**ઓલું** (-લ્યું) સ. (કા.) પેલું
**કાલુ** પું. દરિયાઈ ખડક (૨) સ્ત્રી. એક માછલી (મોતી બનાવનારી)
**કાલું** વિ. જે બોલી નથી શકતું તેવું (૨) (લા૦) બાળકની વાણી જેવું ભાંગ્યું તૂટ્યું અને મધુરું (૩) તોતડું (૪) બાલિશ, અણસમજુ
**કાલું** ન. (સં. કલ્લક) કપાસનું જીંડવું
**કિલ્લું** ન અનાજમાં પડતું એક જીવડું, ભોટવું
**કોલુ** ન. શેરડી પીલવાનો સંચો,
**કોલું** ન. શિયળ [ ચીચોડો
**કોલું** વિ. (સં. કપિલ) ઘઉંવર્ણું ગોરું
**ખાલું** ન. ('ખાલ' ઉપરથી) જોડાનું ઉપલું ચામડું (૨) ખળાના અનાજ ઉપર ઢાંકવાનું ઘાસ
**ખાલું** બ. ('ખાલી' ઉપરથી) ચાબુની કોકડી ભરવાનો નેતર કે બરૂનો પોલો ટુકડો (૨) પડતર રાખેલું ખેતર
**ખાલું** ન. (પ્રા. ખલ્લ) ક્યારો; ઉદા૦ તમાકુંનું ખાલું
**ખુલ્લું** વિ. (અ. ખાલ) ઉઘાડું (૨) (લા૦) નિખાલસ, ચોખ્ખું (૩) સ્પષ્ટ, (૪) નાગું, ઢાંકેલું નહિ તેવું (૫) છૂપું નહિ એવું–જાહેર (૬) અસભ્ય (૭) અણુઘેરાયેલું (૮) ઘેરું નહિ એવુ આછું (રંગ વગેરે) [ પોપડો
**ખોલું** ન. ખીચડી વગેરેનો દાઝેલો
**ગલુ** ન કૂતરીનું ગલૂડિયું, ગુલું
**ગાલ્લું** ન. જુઓ 'ગાડલું', નાનું ગાડું
**ગુલું** ન. ગલુ, કૂતરીનું ગલૂડિયું
**ગુલ્લુ** પું. (ફા. ગુલામ) મુસ્લિમ નામની પહેલાં આવતા 'ગુલામ' શબ્દનું ટૂંકુ રૂપ
**ગુલ્લું** ન. (જુઓ 'ગૂડલું') પાપડની કણકનો લૂઓ, ગૂલરું
**ગૂલું** ન. એક પક્ષી

ઘેલું વિ૦ (સ. ગ્રહિલ, પ્રા. ગહિલ) ગાંડું, અક્કલ વગરનું (૨) ન ગાંડપણ
ઘોલું ન. ત્રિશોડું (૨) (લા૦) આડખીલી ડખલ (૩) પ્રાણહત્યા
ઘોહલું વિ. ઘોલિયું, વગર નોતર્યે જમવા જનાર, લાખું [કીર્તન
ચહલું ન. નિત્યનાં ચાલતાં ભજન-
ચલ્લું ન. (સ. ચલુક) ચાંગળું, અંજલિ
ચાલુ વિ. ('ચાલવું' ઉપરથી) હાલનું, વર્તમાન (૨) ચાલતું
છાલું ન. વાડકો, છાલિયું
છાલું ન. ('છાલ' ઉપરથી) ઘંટીમાંથી લોટ વાળવાનું નાળિયેરીનું છોડું
છેલ્લું વિ. (દે. 'છલ્લ' ઉપરથી) છેવટનું
ઝલું વિ. ('ઝાલવું' ઉપરથી) તૈયાર–તત્પર (સેવામાં)
ઝીલું ન ('ઝીલવું' ઉપરથી) લટકતાં સૂપડાં બાંધી નીચેથી ઉપર (ખેતરમાં) પાણી ચડાવવાની એક રચના
ઝોલું ન ઝુંડ, ટોળું (ઊડતાં આવતાં પક્ષીઓનું)
ઝોલું ન. જુઓ ('ઝોલવું' ઉપરથી)
ટાલું ન. જુઓ 'ટાલ' [ઝોકું, ડોલું
ટૂલું વિ. ઢીલું, પોચું
ટોલું ન. વાળ વિનાનું બોડું માથું, તાલું
ઠાલું વિ. (દે. ઠલ્લ) ખાલી, નહિ ભરેલું (૨) (લા૦) નકામું, ધંધા વિનાનું (૩) નહિ વાસેલું, ખુલ્લું (૪) અ. નાહક, ફોગટ
ઠાલું ન. પહોળો મોટો સૂડો (વાંસનો) (૨) ઢોરનો ખાણનો ભરેલો ટોપલો (૩) વાંસ કે ઘાસનો ઊભો કરંડિયો
ડેલું ન (સં. દેહલી) મોટાં પહોળાં બારણાંવાળું મકાન (૨) મકાનનો ખડકી જેવો મોટો દરવાજો
ડેલું ન. (ચ.) રાંપના દાંડાની લાંબી વળી
ડોલું ન. ('ડોલવું' ઉપરથી) ઝોકું (૨) ગોથું (૩) (લા૦) છક્કડ
ઢીલું વિ (જુઓ 'ઢીલ'; સં. શિથિલ) ખેંચમાં શિથિલ, તંગ ન હોય એવું (૨) (લા૦) કડક નહિ એવું–પોચું (૩) (લા૦) હિંમત વિનાનું (૪) કમજોર (૫) સુસ્ત, ધીરુ, મંદ
તાલુ ન. (સં.) તાળવું
તાલું ન. (અ. તલ્લા=સોનું) કપડામાં મુકાતો કસબી કકડો
તાલું ન. ટોપીમાં મુંડ ઉપર ચોડાતું ગોળ કે લંબગોળ કપડું
તૂલું (–ળું) વિ. નિષ્કપટી, ભોળું
તેલું ન. જુઓ 'તેલાં'
તેલું ન. (ત્રણ' પરથી) ત્રણનું ઝૂમખું
તોલું ન. (સં. તોલક) દસ શેરનું વજન (૨) ઘીનું પાટ્ટુ
તોલું ન ગાથું, તોલો
ત્રેલું ન. (સં. 'ત્રિ' ઉપરથી) ત્રણ લાંપગનો સમૂહ
થુલું ન. (જુઓ 'થૂલ') લોટને ચાળવાથી નીકળેલો છાલાં વગેરેનો ભૂકો
થેલુ ન. ટોળું, ઝોલું (ખાસ કરી ઊડતાં પક્ષીઓનું)
દુલ્લું, દોલું વિ. ભોળું (૨) (લા૦) ઉદાર દિલનું, સખી
નીલું વિ. (સં. નીલક) નીલ-પાલખી રંગનું (૨) લીલા રંગનું

પલ્લું ન. (ફા.) ત્રાજવાનું એક છાબડું
પલ્લું ન. વર તરફથી કન્યાને અપાતું સ્ત્રીધન
પાલું ન. (સં. પલ્લ=ધાન-ધનો કોઠાર) ખપરડાનો કે માટીનો અનાજ ભરવાનો કોઠલો (૨) વાંસની ચીપોનું ટાટું, પાલો (૩) વરસાદમાં માટીની ભીંત ધોવાઈ ન જાય તે માટે આડું રાખેલું કરાંઠીનું ટાટું
પાલું ન. (જુઓ "પ્યાલું") પવાલું
પાલું ન. (હિં. પાલા) પાલવ, આશરો
પિલ્લું ન. ('પિંડલું' ઉપરથી) વીંટીને કરેલો દડો-ગોટો [(૨) પીલુડું
પીલુ પું (સં.) એક ઝાડ, પીલુડી, જાર
પીલુ પું. એક રાગ [બચ્ચું
પીલું ન. (દે. પીલુઅ=બચ્ચું) મરઘીનું
પેલું સ. સામે આંગળીથી બતાવાયેલું ઓલ્યું (૨) આવતા પરમ દિવસ પછીના કે ગયાની પૂર્વનો (દિવસ)
પોલું વિ (દે પોલ્લ) વચ્ચે પોલાણવાળું-ખાલી (૨) (લા૰) મિથ્યા દેખાવનું, ઢોળવાળું
પ્યાલું પું (ફા પિયાલહ) પવાલું
ફુલ્લું વિ. (સં. ફુલ્લ) પહોળું, વલ્લું (૨) (લા૰) નિખાલસ
ફૂલું ન. ('ફૂલ' ઉપરથી) (લા૰) આંખનો એક રોગ-આંખમાં કીકી નજીક પડતું ચાંદું કે ગ્રંથિ
ફૂલું (ન) દોરડું ભાગતાં મુકાતી તારની લટ (૨) (લા૰) ફાંસ (૩) ગુસકેલી, ગૂંચ
બાદલું ન. (જુઓ 'બાદલું') ખોટા કસબનું ગૂંચળું

બિલ્લું વિ. (જુઓ 'બિલ્લી') (લા૰) ચાલાક, લુચ્ચું
બિલ્લું ન એક ઈંટના ઓસારની ભીંત
બીલું ન. (સં. બિલ્વ) બીલી વૃક્ષનું ફળ
બૂલું ન. ગુદા (૨) કૂલો. ધગડો (અશિષ્ટ પ્રયોગ) [(૨) જોડકું
બેલું ન ('બે' ઉપરથી) પૂણીનું જોડકું
બેલું ન. ધોળા રેતાળ પથ્થરનું ગચિયું
ભલું વિ. (સં. ભદ્ર) સારું (૨) માયાળુ (૩) (લા૰) સભ્ય (૪) પ્રામાણિક
ભાલું ન (સં. ભલ્લુક) રીંછ (૨) ફાલુ, એક જાતનું શિયાળ [બલ્લમ
ભાલું ન (સં. ભલ્લ) એક હથિયાર,
ભિલ્લુ પું. (જુઓ 'ભીરુ' પું.) રમતનો સાથી
ભીલું વિ. (પ્રા. ભિલ્લિઅ) ભાંગેલું તોડેલું (૨) ન. ગોળની ભીલી-ચાકી
ભોલુ પું. વાંદરો
માલું વિ. માલકું, બાડું
મિલ્લું ન. (જુઓ 'મીંડલું') બે-પાસિયા વેણીમાંનું પ્રત્યેક મીંડલું
મેલું વિ. (પ્રા. મઇલ્લ) ગંદું (૨) (લા૰) કપટી (૩) ન. મળમૂત્રાદિ (૪) ભૂત પ્રેત વગેરે [વગાડાતું નગારું
મોલ્લું ન. ભૂતને બોલાવતી વખતે
રે(-રૅ)લ્લું ન. વાછરડું
રોલું વિ. (ગ્રા૰) બાઘું, મૂર્ખ, મૂઢ
લીલું વિ. (સં. નીલ) કાચી કેરીના રંગનું (૨) (લા૰) ભીનું (૩) રસવાળું, તાજું (૪) ખૂબ પૈસાદાર
લૂલું વિ. (સર૰ હિં. લૂલા; મ. લુલા) લંગડું, ખોડું (૨) (લા૰) અપંગ,

અશક્ત, નિર્બળ (૩) પાયા કે આધાર વગરનું [ઓજાર, સુનારકું
લેલું ન. કોલ પાથરવાનું કડિયાનું
લેલું ન. (ર૦ા૦) એક પંખી, લેલાકું
લેલું વિ. (ર૦ા૦) થોથું
-વલું વિ. ('વાલ' ઉપરથી) સમાસને છેડે 'કેટલા વાલનું-આનાભાર' મિશ્રણ બતાવે છે; ઉદા૦ બારવલ્લું સોનું
વલ્લું વિ. (પ્રા. 'વલ્લ' ઉપરથી) રાંઢું, ફેંટાનું (૨) પહોળું, ચોકું
વલ્લું વિ. (ફા.) (સં. 'વલ્લભ' ઉપરથી) હેતવાળું, મમતાવાળું; ઉદા૦ માવલ્લું, ઘરવલ્લું
વીલું વિ. શરમ કે શોકથી ઊતરેલા મોઢાવાળું (૨) ભોંઠું (૩) (લા૦) રઝળતું, છૂટું
વેલુ(-ળુ) સ્ત્રી. (સં. વાલુકા) રેતી
શેલું ન. (સર૦ હિં. સેલા; મ. શેલા) કસબી ઉપરણો, ખેસ (૨) (અમુક કોમની) વિધવાએ પહેરવાનો ખાસ એક સાડલો (૩) સ્ત્રીઓનું કસબી પાલવવાળું એક કીમતી વસ્ત્ર
સાલું વિ. જુઓ 'સાળું' ['શેલું'
સેલું ન. (સર૦ હિં. સેલા) જુઓ
હાલ્લું ન. જુઓ 'હાંડલું' [(૨) બટાટા
આલુ ન. (ફા.) એક મેવો, જરદાલુ
આલે વિ૦ (અ. આલા) નજીકનું, વધુ પ્રિય (૨) આલા, ઉત્તમ, શ્રેષ્ઠ
કાલે અ. 'જુઓ કાલ' અ. [એકંદરે
કુલ્લે(-લ્લે) અ. જુમલે, સરવાળે,
ખેલે અ. (જુઓ 'ખેપ' સ. એ. વ.) (લા૦) સમયે, વખતે, વારે (દા.)
ઝલે સ્ત્રી. ઝલક [પ્રારબ્ધ
તાલે ન. (અ. તાલિઅ) નસીબ,
તોલે અ. ('તોલ' ઉપરથી સ. એ. વ) સરખામણીમાં, તુલનામાં, બરોબર
પ્રલે(-લ્લે) પું (સં. પ્રલય) પ્રલય, ભયંકર વિનાશ [અસ્તુ, છો
ભલે અ ('ભલું' ઉપરથી) ઠીક, સારું,
વલે સ્ત્રી. (અં. વલહ્) હાલત, દશા (૨) (લા૦) ભૂંડા હાલ (૩) ઉપાય
ઓલો પુ (દે. ઉલ્લી) ચૂલાની સાથે જોડેલો પાછલો નાનો ચૂલો, ઊલ.
કલ્લો પું. જુઓ 'કલ્લી,' ગડી
કલ્લો પું. (સં. કલ્લ) ધીંગાટ શોરબકોર
કૂલો પું. (દે. કુલ્લ) ધગડો, નિતંબ
કોલો પું. ખૂણો, ખાંચો, ખોલો
કોલો પું. જુઓ 'કોલું', શિયાળ
ખલો પું. (દે. ખલય) જોરો (કા) (૨) એક બાળરમત
ખીલો પું. (સં. કીલક) ખૂંટો, મેખ
ખીલો પું. (જુઓ 'ખેલો') (લા૦) ઉક્કા-પંજાના જુગારમાં પૈસાની હોડ લાગ્યે દા લેનાર મધ્યસ્થ જુગારી
ખોલો પું. ગધેડો
ખોલો પું. કપડાનો કોથો-ખાંચો
ગલ્લો પું. (ગુલ્લક, તુર્કી. અથવા ફા. ગુલ્લ્દાન) નાણું રાખવાનું ઠામ, પજાનો (૨) પરચૂરણ વકરાનું નાણું નાંખવાનું પાત્ર [નિંદા
ગિલ્લો પું. (ફા ગિલહ્) આળ, આક્ષેપ,
ગોલો પું. (જુઓ 'ગુલામ') જનાનખાનાનો નોકર (૨) ગંજીફાનું ગુલામની છાપનું એક પત્તું (૩) એ

નામની, જ્ઞાતિનો માણસ, ગોલારાણો
ગોલ્લો પું. (સં. 'ગો' ઉપરથી) વાછરડો ૦ (૨) (લા૦) માતાનો ચુસ્ત ભકત
ગોડલો પું. જુઓ 'ગોલ્લેયો'
ગોલ્લો પું. ('ગુલામ') ગંજીફાનો ગોલો–એક પત્તું
ઘોલો (–લ્લો) વિ. પું. (જુઓ 'ઘોલૈયું-ઘોલ્લો') વગર નોતર્યે જમવા જનારો, લાખો [ (આગ્રાર્થ રૂપ)
ચલો અ. ક્રિ. (હિં) ચાલો, તૈયાર થાઓ
ચાંદલો પું. (જુઓ 'ચાંદલો') કપાળે કરાતું (કંકુનું) ગોળ ટપકું (૨) એની ઉપર ચોડવાની ટપકી (૩) (લા૦) શુભ પ્રસંગે અપાતી નાણાંની ભેટ, વધાવું, હાથધરણું (૪) બરાબર નહિ ગજેનો (દાળનો) દાણો
ચીલો પુ. માર્ગમાં ગાડાંના પૈડાંએ કરી નાખેલો, ખાંચાવાળો શેરડો (૨) ગાડાવાટ (૩) (લા૦) ધરડ (૪) રિવાજ, રૂઢિ
ચૂલો પું. (સં. ચુલ્લિ) રાંધવા માટે બળતણ ગોઠવવા કરાતી માટી.કે લોખંડની
ચેલો પુ (દે. ચેલ્લ) શિષ્ય [ માંડણી
છલો (–લ્લો) પું. (સર૦ હિં. મ. છલ્લ) એક જાતની ઘૂઘરીઓની વીંટી (૨) લગ્ન વખતે પહેરવાની વીંટી
છિલ્લો પું (ફા) પીરનું સ્મારક
છોલો પું. (દે છલ્લ) છોકરો, છૈયો
જિલ્લો પું. (અ. જ્લિઅ) વિભાગ (૨) સૂબાની હકૂમત નીચે મુકાનો દેશનો અમુક એકઠા મળેલા તાલુકાઓનો ભાગ [ બણા, મુસ્કેલી
ઝલો પં. (કા.) ('ઝાલવું ઉપરથી) વિટં-
ઝીલો પું. માટીનું મોટું વાસણ (અનાજ ભરવાનું), ગોળ પાકી કોઠી
ઝૂલો પું. ('ઝૂલવું' ઉપરથી) જેમાં ઝૂલી શકાય તે, હીંચકો (૨) (લા૦) નુકસાન, ખાધ
ઝોલો પું. ('ઝૂલવું' ઉપરથી) ઝૂલો, હિંડોળો (૨) હેલો, હીંચકાનો એક ઝોક (૩) ઝોલ
ટલ્લો પું. (રવા૦; સર૦ હિં. ટલ્લા) ધક્કો, આઘાત (૨) ફેરો, આંટો, ધક્કો
ટલ્લો પું. માથાનો ટકો, તાલો
ટીલો પું. (સં. તિલક) ઊભું ટીલું
ટોલો પું. મોટું માથું, તાલો
ટોલો પું. ટોકળો, મોટી જૂ
ટોલ્લો પું. (જુઓ 'ટોડલો') બારસાખના ઉપલા બેઉ છેડા આગળ રહેતો ખૂંટો
ટોલ્લો પું. (જુઓ 'ટલ્લો') ટલ્લો, વાયદો (૨) (લા૦) ઉડાડવું–ઉછાળવું એ (૩) મોઈને દંડાનો ફટકો મારી ઉડાડવી એ (૫) એ ક્રિયાથી થતો અવાજ
ઠીલો પું. (સં. અષ્ઠીલ) ઠળિયો
ઠેલો પું. ('ઠેલવું' ઉપરથી) હડસેલો (૨) ઠેલીને લઈ જવાની ગાડી
ડલ્લો પું. જુઓ 'દલ્લો'
ડાંલ્લો પું. (જુઓ 'ડાંડલો') ડાંડલો, વનસ્પતિની ડાંખળી (૨) હાથો
ડેલો પું. જુઓ 'ડેલુ', મોટા દરવાજાવાળું એકવડું મકાન
ડોલો પું. ('ડોલવું' ઉપરથી) તાબૂત, તાજિયો (૨) મ્યાનો, પાલખી
ઢોલો પું. (દે ઢોલ્લ સર૦ હિં. ઢોલા) વર, ધણી (૨) (લા૦) જાડો મૂર્ખ

માણુસ [ પાઘડીનો કસબી છેડો
તલો પું. (અ. તલા=સોનું ઉપરથી)
તોલો પું (સં. તોલ) રૂપિયાભારનું વજન
તોલો પું. ખોડું માથું (૨) (લા૦) ખોડા માથાવાળો માણુસ
થેલો પું. (જુઓ 'થેલી') મોટી થેલી, કોથળો, ગૂણ [લગડી પડેલો ભાગ
થોલો પું. (સં. 'સ્થૂલ' ઉપરથી) શરીરનો
દલ્લો પું. (દે. 'ડલ્લ'=ટોપલો) થાપણ, પૂંજી
પલ્લો પું. (સં. પલ્લવ) પાલવ (૨) (લા૦) ફેરો, મજલ, ટપ્પો (૩) છેટું, અંતર (૪) પછવાડું
પાલો પું. (સં પલ્લવ) ઢોરને ખાવાનાં પાંદડાં (૨) ગાડી ગાડાં ઉપરની ખપરડાંની છત્રી [ વાસણ
પાલો પું. (જુઓ 'પ્યાલો') પાણી પીવાનું
પાલો પું. (સં. પ્રાલેય) વાદળમાંથી પડતો કરો [માંથી ફૂટેલો ફણગો
પીલો પું. (જુઓ 'પીલુ') થડ કે મૂળ-
પેલ્લો પું. (જુઓ 'પેહ્લો') ઓટલો (કડી પ્રાંત) [ પાલો
પ્યાલો પું. (ફા. પિયાલેહ) મોટું પવાલું,
ફેલો પું. (અં.) કોલેજમાં ગ્રેજ્યુએટ થયા બાદ આગળ અભ્યાસ માટે અપાતું એક પદ (૨) કોઈ પણ ઊંચી સંસ્થાનું એ નામનું સભ્યપદ
ફોલ્લો પું. ગૂમડું (૨) ફોલ્લો
બિલ્લો પું. (સર૦ હિં. મ. બિલ્લા) ચાંદ (૨) ચપરાશ (૩) (લા૦)ઉપાધિ, પદવી
ભાલો પું. (જુઓ 'ભાલું') મોટું ભાલું, બલ્લમ

માલો પું. છો લીસી કરવાનું કડિયાનું એક ઓજાર, લાકડાની કે લોઢાની પાટીનો કડિયાનો લીસો રંદો
મુલ્લો પું (સં. મલ્ય) ધન, મૂળ પૂંજી
મેલો (-ળો) પું (સં. મેલ) મેળાપ
મોલો પું. ('મોલ' ઉપરથી) વનસ્પતિ પર પડતો એક જીવ-એક રોગ
મોલ્લો પું. (જુઓ 'મોઈ') શંકુના આકારનો ફટાકડો
રેલો પું. ('રેલ' ઉપરથી) નાનો પ્રવાહ
રેલ્લો, રેંલ્લો પું. રેડો, વાછરડો
લલ્લો પું. 'લ' અક્ષર
લાલો પુ. ('લાલ'-છેલ ઉપરથી; જુઓ 'લાલા') (લા૦) લાલ, ફાંકડો (૨)
લેલો પું. લેલુ, ચુનાગ્રહું [ પઠાણ
લેલો પું. (જુઓ 'લેલી') લેલીનો નર, લેલાડો
લોલો અ. (જુઓ 'લોલ') હાલરડાનો એક અવાજ (૨) પું. (જીભનો) લોલતો સ્નાયુ, લોળો
વલો પું. (જુઓ 'વલવલવું') ઝંખના
વેલો પુ. (જુઓ 'વેલ') મોટી વેલ (૨) (લા૦) વંશપરંપરા [કાનનું એક ઘરેણું
વેલ્લો પું. (જુઓ 'વેઢલો') સ્ત્રીના
શેલો પું. (જુઓ 'શેલી') દોહતી વખતે ગાયને પગે બાંધવાનું દોરડું, નોંજણું (કા.)
શોલો પું. (અ. શુઅલહ) ભડકો
સલો પું. પાતળું લીંપણ, અબોટ, પોતનું
સલ્લો પું. (જુઓ 'સલો') સાગોળ
સાલો પું. પૂળાનો મોટો ઓઘલો
સાલો પું. (જુઓ 'સાળો') 'સાળા'-

અર્થની ગાળ
સાલ્લો પું. (જુઓ 'સાડલો') સ્ત્રીઓને પહેરવાનું વસ્ત્ર, સાડલો
સેલો પું. જુઓ 'શેલો' [તરંગ, ઝુકો
સોલો (પું) પત્તાંની એક રમત (૨) (લા૦)
હુલો પું. હાડમાડ, ભપકો.
હલ્લો પું. (હિં. હલ્લા) ધસારો, હુમલો (૨) (લા૦) ધક્કો, નુકસાન (૩) કામધંધો, ઉદ્યોગ (૪) ધાંધાટ
હાલો અ. (રવા૦) બાળકને હીંચતાં વપરાતો ઉદ્ગાર (૨) પું. ખોયું, પારણું (બાળભાષામાં) (૩) હાલરડું
હિલ્લો, હીલો પું. (જુઓ 'હેલો') હેલો, ધક્કો (૨) (લા૦) હરકત, નુકસાન
હેલો(-લ્લો) પું. (સં. 'હે+અરયઃ, પ્રા. હેલયો=હે શત્રુઓ' ઉપરથી—આવનો હુમલો, અને પછી લક્ષણાથી-) હેલારો આંચકો, ધક્કો (૨) ઝપાટો (૩) હરકત, નુકસાન (૪) ખાડાટેકરાવાળી જમીન ઉપર વાહનનું ઊછળવું એ (૫) તેથી બેસનારને લાગતો ધક્કો (૬) બોલાવવું એ, હકારો [ કપોત
હોલો પું. (દે. હોલ્લ) એક પંખી,

## વ

અધ્વ (-ધ્વા) પું. (સં. અધ્વનનું પ્ર. એ. વ. 'અધ્વા') રસ્તો, માર્ગ
અશ્વ પું. (સં) ઘોડો [એ, આવરો
આવ સ્ત્રી. ('આવવું' ઉપરથી) આવવું
ઈવ સ્ત્રી. (હિબ્રૂ, અં.) (સંજ્ઞા) (બાઇબલ પ્રમાણે) આદમની સાથે પૃથ્વી ઉપર આવેલી આદ્ય સ્ત્રી
ઊર્ધ્વ વિ (સં.) ઊંચું, ઉપરનું, ગગન તરફનું (૨) સીધું, ટટાર (૩) ઊંચું કરેલું, ઉન્નત, ઊભું
ઊર્વ પું. (સં) વાદળ (૨) પિતૃઓનો એક વર્ગ (૩) વડવાનલ (૪) સમુદ્ર
કાવ પું. (મ.) યુક્તિ, કાવો
ખર્વ પું (સં.) હજાર કરોડ (૨) વિ. ઓછીલું, અપંગ, અધૂરું (૩) વામન ઠીંગણું [પળ (૨) અ. તતખેવ, તરત
ખેવ પું. સ્ત્રી. (સં. 'ક્ષેપ') (પ.) ક્ષણ,
ગર્વ પું. (સં.) અભિમાન, ગુમાન,
ગાવ પું. (મ) ડોલ ઉપર ચડાવાતો
સઠ, આવી
ગ્રીવ પું. (સં) સંગીતનો એક અલંકાર
ઘાવ પું. (સં. ઘાત) ઘા, જખમ (૨) (લા૦) સમસ્યા (૩) કાગળની ૨૪ તાની ગડી
ચવ પું. સ્ત્રી. (મ.) મોતીનું એક તોલ, ટકો (રતી=૧૩ાા ટકા) (૨) (લા૦) હોશ, રામ, સકાર (૩) આવડત, ગમ (૪) ઢંગ, ઠેકાણું
ચવ પું (સર૦ હિં. ચાવ) સ્વાદ, લહેજત
જવ પું. (સં.) વેગ (૨) સંગીતમાં એક અલંકાર
જવ અ (સર હિં. જબ) જ્યારે (પ)
જવ પુ. (સં. યવ) એક ધાન્ય (૨) (લા૦) જવ જેટલી લંબાઈ અથવા વજનનું માપ [જવાની ક્રિયા, જાવરો
જાવ સ્ત્રી ('જવું' ઉપરથી) જવું એ,
જીવ પુ (સં.) શરીરનું ચેતન તત્ત્વ, પ્રાણ (૨) પ્રાણી (૩) (લા૦) મન,

દિલ (૪) દમ, સાર (૫) કાળજી, ધ્યાન (૬) પૂંજી, દોલત
ટેવ સ્ત્રી. (સર૦ હિં. મ.) લત, ખો
તત્ત્વ ન. (સં.) કોઈ વસ્તુનું મૂળ અસલ કે વાસ્તવિક રૂપ, સ્વત્વ (૨) પંચભૂતમાંનું દરેક (૩) સાંખ્યનાં ૨૫ તત્ત્વોમાંનું દરેક–પંચ મહાભૂત, પંચ વિષયો, દસ ઇંદ્રિયો, મન, બુદ્ધિ, અહંકાર, પ્રકૃતિ અને પુરુષ (૪) (લા૦) સાર, રહસ્ય, સત્ત્વ
તવ સ. (સં.) તારું (પ.)
તવ અ. (હિં. તબ) ત્યારે (પ.)
તાવ પું. (જુઓ 'તા.') આખા ધામાંથી એક કાગળ, તા
તાવ પું. (સં. તાપ) શરીરની ગરમી વધવાનો રોગ, જ્વર, બુખાર
દવ પું. (સં.) વનનો અગ્નિ, દાવાનળ (૨) (લા૦) સંતાપ
દાવ પું (સં.) દવનો અગ્નિ
દાવ પું. (ફા.) રમતમાં આવતો વારો, દા (૨) (લા૦) પાસામાં પડતા દાણા (૩) (લા૦) અનુકૂળ વખત (૪) યુક્તિ, પેચ
દીવ ન. (સં. દ્વીપ) (સંજ્ઞા) સૌરાષ્ટ્રનું પોર્ચુગીઝ તાબાનું શહેર (બેટ)
દેવ પું. (સં.) સ્વર્ગમાં રહેતું દિવ્ય સત્ત્વ, દેવતા, સુર (૨) ઉપાસ્ય ઇષ્ટ (૩) (લા૦) સ્વામી, શેઠ (૪) નાટકમાં 'રાજા'નું સંબોધન (કા૦ શા૦)
દૈવ વિ. (સં.) દેવ-દેવતાને લગતું (૨) ન. નસીબ [રસ, પ્રવાહી
દ્રવ પું. (સં.) દ્રવવું (૨) ...
દ્રાવ પું. (સં.) પ્રવાહી, દ્રાવણ (૨) પ્રવાહી થવાની ક્રિયા
દ્વંદ્વ ન. (સં.) બેનું જોડું (૨) (લા૦) બે જણ વચ્ચેનું યુદ્ધ (૩) ઝઘડો, બખેડો (૪) પું. સરખા દરજ્જાનાં બે કે વધુ પદોનો એ નામનો સમાસ; ઉદા૦ રામસીતા, તન-મન-ધન વ૦ (વ્યા.)
ધર્વ પું ('ધરાવું' ઉપરથી) ભોજનની તૃપ્તિ, ધરવ (૨) (લા૦) સંતોષ
ધવ પું. (સં.) પતિ, ખાવિંદ
ધવ સ્ત્રી. (દે. ધર્વ=વેગ) (લા૦) ધવત, ધવા, પુષ્ટિ, તેજ (૨) અ. ઉતાવળે
ધાવ સ્ત્રી. (સ. ધાત્રી) બાળકને ધવડાવવા રાખેલી સ્ત્રી, આયા
ધાવ પું. ('ધાવું' ઉપરથી) 'ધાઓ' એમ મદદ માટેનો પોકાર, ધા
ધ્રુવ વિ. (સં.) સ્થિર, નિશ્ચળ (૨) નિશ્ચિત (૩) પું. પૃથ્વી જે કલ્પિત આંસ પર ફરે છે તે ઉત્તર અને દક્ષિણ નરફના બે છેડામાંનો પ્રત્યેક (૪) એ છેડાના સ્થાન પાસેનો તારો (૫) (સંજ્ઞા) ઉત્તાનપાદનો પુત્ર-પ્રખ્યાત વિષ્ણુભક્ત
ધ્રુવ પું. (ફા. દરૂ) દરૂ, નાગરો વણિક વગેરેમાંની એક અટક
નવં અ. (સં. નાપિ) નહિ (પ.)
નવ વિ. (સં.) નવું
નવ વિ. (સં. નવન્) '૯'
નાવ સ્ત્રી. ન. (સં. નૌ; ફા.) હોડું, વહાણુ
નેવ ન. (જુઓ 'નેવું') છાપરાંના પડાળના બેઉ અંતભાગનાં નળિયાંના છેડા
પક્વ (સં.) વિ. ...

**પર્વ** ન (સં. પર્વન્) સાંઠાનો એક ગાંઠથી બીજા ગાંઠા સુધીનો ભાગ, કાતળી (૨) આઠમ ચૌદશ પૂનમ અને અમાસ એમાંની પ્રત્યેક તિથિ (૩) (લા૦) પવિત્ર દિવસ (૪) તહેવાર (૫) મહાભારતના ૧૮ ભાગોમાંનો પ્રત્યેક ભાગ

**પાર્શ્વ** વિ. (સં.) પાસેનું, પડખેનું (૨) ન. પડખું

**પુંસ્ત્વ** ન. (સં.) પુરુષાતન, મરદાઈ

**પૂર્વ** વિ (સં.) પ્રાચીન (૨) આગળનું, આગલું (૩) ઉગમણું (૫) ન. (જૈન) અંગ પૂર્વેના ચૌદ (લુપ્ત) પ્રાચીન ગ્રંથોમાંનો દરેક

**ફાવ** સ્ત્રી ('ફાવવું' ઉપરથી) કામ કરવાની અનુકૂળતા આવવી એ, ફાવટ

**બિલ્વ** ન. (સં.) બીલીનું ઝાડ (૨) બીલું

**ભવ** પુ. (સં.) સંસાર (૨) જન્મ (૩) જન્મારો (૪) (સંજ્ઞા) મહાદેવ

**ભાવ** પુ. (સં.) અસ્તિત્વ, હોવાપણું (૨) પ્રકૃતિ, સ્વભાવ (૩) (લા૦) ઇરાદો, મતલબ (૪) વૃત્તિ, લાગણી (૫) તાત્પર્ય, અર્થ, અભિપ્રાય (૬) ચેષ્ટા, અભિનય (૭) હેત, પ્રીતિ, ગમો (૮) આસ્થા (૯) કીમત, દર (૧૦) નાટકમાં સૂત્રધાર માટેનું સંબોધન (કા૦ શા૦) (૧૧) સ્થિતિ, સ્વરૂપ; ઉદા૦ શિષ્યભાવ, પુરુષભાવ

**ભુવ** સ્ત્રી. (સ. ભૂ) ભૂમિ (૫)

**ભેવ** પુ (સ. 'ભેદ') મર્મ, રહસ્ય (૫)

**મધ્વ** પુ. (સં.) (સંજ્ઞા) વૈષ્ણવ ધર્મના એ નામના દક્ષિણના એક પૂર્વાચાર્ય

**માધ્વ** પું (સં) મધ્વાચાર્યનો અનુયાયી

**માધવ** પું. (સં. માધવ) પતિ, વહાલમજી

**યવ** પું. (સં.) એ નામનું અનાજ, જવ

**રવ** પું તાન, ઉમંગ (કા.) (૨) સ્ત્રી ગરમી, ગરમીની અસર (કા.)

**રવ** પુ. (સં) અવાજ ['ગગ'

**રાવ** પું (પ્રા. રાવ=રંજન કરવું) જુઓ

**રાવ** પુ (સં રાજા, પ્રા રાઓ) મહારાષ્ટ્રમાં નામને લગાડાતો સન્માનસૂચક શબ્દ કે પદવી (૩) જુઓ 'રાવજી', બારોટ

**રાવ** સ્ત્રી. ફરિયાદ (૨) ચાડી (૩) (લા૦) સહાયતા માટેની આજીજી

**લવ** વિ. (સં) થોડું (૨) પું. અંશ (૩) નિમેષનો છઠ્ઠો ભાગ (૪) ચાંટ અને ચાપની વચ્ચેનો તબલાંનો ભાગ (૫) (સંજ્ઞા) રામનો પુત્ર

**લવ** સ્ત્રી ('લવવું' ઉપરથી) લવારો, બકબકાટ, બકવાટ

**વાવ** સ્ત્રી. (સં. વાપી) અંદર ઊતરવાનાં પગથિયાંવાળો કૂવો, નાળાળી દીર્ઘિકા

**વિશ્વ** ન (સં) જગત, સૃષ્ટિ (૨) વિ બધું, સઘળું

**વેવ** પુ (જુઓ વેઉ) એક વેલ

**શર્વ** પુ (સ.) (સંજ્ઞા) શિવજી, મહાદેવ

**શવ(-બ)** ન (સં.) મડદું

**શાવ** વિ. (સ.) મડદાને લગતું (૨) પું. (સંજ્ઞા) પ્રભાસપાટણની પૂર્વે આવેલા જૂના શહેરના ભાગોવાળી ટીંબાઓ વાળી જગ્યા, સાવનો ટીંબો

**શાવ** પું. (સં.) બાળ, બચ્ચું

**શિવ** વિ. (સ.) શુભ, કલ્યાણકારી (૨) પું. (સંજ્ઞા) શંકર, મહાદેવ (૩) ન કલ્યાણ

શેવ સ્ત્રી. (સર૦ હિં. સેવ, મ. શેવ) સેવ, ચણાના લોટની લાંબી સળી જેવી એક તળેલી વાની, કળી (૨) ઘઉંની કરાતી એ જ આકારની એક વાની
શૈવ વિ. (સં.) શિવ સંબંધી (૨) પું. શિવભક્ત
સત્ત્વ ન. (સં.) અસ્તિત્વ (૨) અંતઃકરણ (૩) સાર, તત્ત્વ (૪) સદ્ગુણ (૫) બળ, પરાક્રમ (૬) પ્રાણી
સર્વ સ. (સં.) બધું, સઘળું
સાવ અ. (સં. સર્વ, અપ. સાવ) તદ્દન
સાવ પુ. (સં. શાવ) (સંજ્ઞા) ચાવનો ટીંબો (પ્રભાસપાટણની પૂર્વે આવેલો)
સેવ સ્ત્રી. સેવા, ચાકરી (પ.)
સેવ સ્ત્રી. જુઓ 'શેવ'
સ્ટવ પું. (અં.) ઘાસતેલથી બળતો એક જાતનો ચૂલો–'પ્રાઇમસ' સંચો
સ્તવ પું. (સં.) સ્તુતિ
સ્રાવ પું. (સં.) ઝરવું ચૂવું કે ટપકવું એ (૨) વહી જવું–ઘસાઈ જવું એ
સ્રુવ પું. (સં.) ચાટવો, કરવો (યજ્ઞમાં ઘીનો હોમ કરવાનું સાધન)
સ્વત્વ ન. (સં.) પોતાપણું, સ્વમાન (૨) પોતાની વિશિષ્ટતા (૩) પોતાનું હોવાનો ભાવ, માલિકી
હાવ પું. (સં.) શૃંગારયુક્ત ચેષ્ટા કે ચાળો (સ્ત્રીનો) (કા૦ શા૦) (૨) (સર૦મ.) કામિક ઇચ્છા, હવસ
હોવ અ. હા, હોવે
હ્રસ્વ વિ. (સં.) લઘુ, ટૂંકું (૨) વામણું (૩) ઉચ્ચારણમાં એક માત્રા રોકે એટલું (સ્વર) (વ્યા.)

કિંવા અ. (સં.) અથવા
ગોવા ન. (સંજ્ઞા) મલબારકાંઠે પોર્ચુગીઝોના તાબાનું શહેર
ગ્રાવા પું. (સં. ગ્રાવન્) પથ્થર (૨) પહાડ
ગ્રીવા સ્ત્રી. (સં.) ગરદન, ડોક
જાવા ન. (સંજ્ઞા) હિંદી મહાસાગરનો એક વિશાળ બેટ
જિહ્વા સ્ત્રી. (સં.) જીભ
જ્યા સ્ત્રી. (સં.) ધનુષ્યની દોરી (૨) 'કોર્ડ ઑફ ઍન આર્ક' (ગ.)
જુવા પું. (જુઓ 'જુઆ'માં) જુગાર
ઝાવાં ન. બ. વ. ડૂબતા માણસનાં વલખાં–તરફડિયાં
દવા સ્ત્રી. (અ.) ઓસડ, ઔષધ (૨) (લા૦) ઉપાય, ઇલાજ
દિવા અ. (સં.), દિવસે, દિવસ દરમ્યાન
દુવા સ્ત્રી. (અ.) આશીર્વાદ
દૂર્વા સ્ત્રી. (સં.) એક પવિત્ર ઘાસ, ધરો, ધ્રોકડ
ધવા સ્ત્રી. (દે. ધવ્વ=વેગ) (લા૦) તંદુરસ્તી શક્તિ (૨) સારી દશા
પેશ્વા પુ. (ફા.) મુખ્ય પ્રધાન (૨) (સંજ્ઞા) મરાઠા રાજાઓનું વંશપરંપરાગત પ્રધાનપદું ધરાવનાર બ્રાહ્મણ
યુવા પુ. (સં. 'યુવન્'નું પ્ર. એ. વ.) યુવાન, જુવાન પુરુષ
રવા વિ. (ફા.) યોગ્ય, ઘટિત
રવા વિ. (ફા. રવાँ) ચાલુ, પ્રચલિત
રેવા સ્ત્રી (સં.) (સંજ્ઞા) નર્મદા નદી
લાવા પું. (અં.) જ્વાળામુખીમાંથી નીકળતો ગરમ રસ
હોવા ન (સર૦ હિં.) એ પછી

વાવા અ. ('વાહ વાહ' ઉપરથી) (બાળ-ભાષામાં) સારું, મજેનું (૨) ન. ઝબલું
વિવા સ્ત્રી. (સં. વિવાહ) વિવાહ (પ;)
શિવા સ્ત્રી. (સં.) (સંજ્ઞા) પાર્વતી (૨) શિયાળ (૩) એક ઝાડ, હરડાનું ઝાડ (૪) હરડાનું ફળ, હરડે (૫) કાચી હરડે, હીમજ
સવા વિ (સં. સપાદ) એક અને પા, ૧। (૨) બીજી સંખ્યાની પૂર્વે લાગતાં એનાથી ०। વધારે; ઉદા૦ સવા સાત (૩) સો–હજાર જેવી સંખ્યા પૂર્વે એનાથી સવાગણું બતાવે; ઉદા૦ સવાસો=૧૨૫, સવા હજાર= ૧૨૫૦ વગેરે
સંવા પુ. (સં. સમવાય) સંઘ, સમુદાય
સુવા પું. બ. વ. (જુઓ 'સવા') એક ભાજી (૨) એનાં બીજ
સેવા સ્ત્રી. (સં.) ચાકરી, નોકરી (૨) ખિદમત (૩) સારવાર, બરદાસ્ત (૪) નિષ્કામ ભાવથી પારકાનું કામ કરવું એ (૫) મૂર્તિની પરિચર્યા
સુવા પું. જુઓ 'સુવ'
હવા સ્ત્રી (અ) પવન, વાયુ (૨) વાતા-વરણ (૩) ભેજ, ભીનાશ
હવાં અ. (જુઓ 'હવે' હવે) હમણાં (૫)
હાવાં(–વે) અ. (જુઓ 'હવે') હમણાં(પ.)
હેવા પું બ. વ. આદત, મહાવરો (૨) પરિચય ટાળો
કવિ પું. (સં.) વિદ્વાન (૨) કાવ્ય–કવિતા કરનાર (૩) ભાટ
છવિ સ્ત્રી. (સં.) જુઓ 'છબી'
નીવિ(–વી) સ્ત્રી. (સં.) જુઓ 'નીવી'
પવિ સ્ત્રી. (સં.) ઇંદ્રનું વજ્ર, એક આયુધ (૨) વીજળી
ભાવિ વિ. (સં. 'ભાવિન્') નસીબ
રવિ પું. (સં.) (સંજ્ઞા) સૂર્ય (૨) રવિવાર
હવિ પું. ન (સં. હવિસ્) અગ્નિ-હોમવાનો પદાર્થ
ઇસ્વી વિ. (અ.) જુઓ 'ઇસવી'
ઉર્વી સ્ત્રી. (સં.) પૃથ્વી (૨) જમીન
ઓવી સ્ત્રી. (મ.) મરાઠીમાં વપરાતો એક છંદ, અભંગ [ અહંકારી
ગર્વી વિ. (સ. ગર્વિન્) ગર્વવાળું,
ગાવી પું. (હિં. મ.) ગાવ, ઢોલ ઉપર ચડાવેલો સઢ [વિ. સ્ત્રી. સુંદર સ્ત્રી.
ચાર્વી સ્ત્રી. (સં.)(સંજ્ઞા) કુબેરની પત્ની (૨)
ચાવી સ્ત્રી. (પો.) કૂંચી (૨) (લા૦) ઉપાય
–જીવી વિ. (સં. જીવિન્) (સમાસને અંતે) 'જીવનારુ' 'નભનારુ'; ઉદા૦ શ્રમજીવી, બુદ્ધિજીવી
જીવી સ્ત્રી. (સં જીવા=દોરી ધનુષની) મુંજ વગેરેથી ખાટલો ભરતાં વચમાં જે મે સેરો વારા ફરતી સુકાડવામાં આવે છે ને તારવામાં આવે છે તે
ત(–તા)વી સ્ત્રી. નાની લોઢી, નાનો તવો
દીવી સ્ત્રી. (સં. દીપિકા) દીવડી (૨) દીવો મૂકવાની ઘોડી
દેવી સ્ત્રી. (સં.) દેવની સ્ત્રી, દેવતા, દિવ્ય શક્તિ (૨) માતા (૩) રાણી (નાટકમાં સંબોધનમાં) (૪) સ્ત્રીના નામની પાછળ લગાડાતો ગૌરવ-વાચક શબ્દ; ઉદા૦ ઉમાદેવી (૫) સ્ત્રી (ગૌરવ–માનવાચક)

**દૈવી** વિ. (સં. દૈવિન્) દેવ સંબંધી, દેવતાઈ (૨) (લા૦) અલૌકિક (૩) આકસ્મિક [(૨) પ્રતિસ્પર્ધી
**દ્વંદ્વી** વિ. (સં. દ્વંદ્વિન્) દ્વંદ્વમાંનું એક
**ધન્વી** પું. (સં. ધાન્વન્) બાણાવળી
**નાવી** પું. (સં. નાપિત) નાઈ, વાળંદ
**નીવી** સ્ત્રી. (સં.) સ્ત્રીઓ કમરે પહેરવાના લૂગડાને જે ગાંઠ વાળે છે તે (૨) ગોળ ઘી દૂધ વગેરે ન ખાવાનું શ્રાવકોનું એક વ્રત (જૈન) (૩) મૂડી, ભંડોળ
**પૂર્વી** સ્ત્રી. (સં.) એક રાગિણી
**પૃથ્વી** સ્ત્રી. (સં.) ભૂમિ (૧) પું એક અક્ષરમેળ છંદ (પિંગળમાં)
**બાવી** સ્ત્રી. (જુઓ 'બાવો') સાધુડી, બાવાની સ્ત્રી (૨) (લા૦) ખાલી ખપ્
**ભવી** સ્ત્રી. ભવાઈ [ થઈ ચૂકેલી સ્ત્રી
**ભાવી** વિ. (સં. ભાવિન્) ભવિષ્યનું કે ભવિષ્યમાં થનારું
**મૌર્વી** સ્ત્રી (સં.) ધનુષની પણછ
**રવી** પું. (અ. રબ્બી) વસંત ઋતુ કે એનો પાક, શિયાળુ પાક
**લેવી** સ્ત્રી. (અં.) ફરજિયાત ઉઘરાણું, લાગો (૨) રાજા કે સૂબાનો લોકને મળવાનો દરબાર
**સાધ્વી** વિ. સ્ત્રી. (સં) શીલવતી, પતિવ્રતા (૨) બાવી, સાધુડી (૩) જૈન આર્યા, આરજા
**એવું** વિ. (સં. એતાવત્) એ રીતનું—પ્રકારનું (૨) એના જેવું—સરખું
**કાવું** ન છાપરા ઉપરની નળિયાંની ઓળ (૨) ખાટલાની પાટીનો આંટો
**કાવું** અ. ક્રિ. કંટાળવું, કાયર થઈ જવું, થાકી જવું
**કેવું** વિ. (સં. કીયત્) ક્યા પ્રકારનું (પ્રશ્નાર્થ કે ઉદ્ગારવાચક)
**ખાવું** સ. ક્રિ (સં. ખાદ્) અન્ન જમવું (૨) (લા૦) વેઠવું, ખમવું (૩) વાપરવું, ભોગવવું (૪) લેવું, ખર્ચ કરાવવું, ખર્ચ તરીકે કઢાવવું (૫) વગ હકે લેવું, ચોરી છૂપીથી લેવું (૬ 'શરીરથી એ ક્રિયા કરવી કે થવી' એ અર્થમાં—જેમ છીંક બગાસું ઉધરસ વગેરે સાથે—વપરાય છે. (૭) ન પકવાન (૮) ખાવાની ચીજ, ભાથુ
**ખોવું** સ. ક્રિ. (સં. ક્ષપ્) ગુમાવવું (૨) (લા૦) ગેરલાભ થવો
**ગાવું** સ ક્રિ. (સં. ગૈ) સુરેસ અવાજ કાઢવો, સંગીતમાં ગીત વગેરે બોલવું (૨) (લા૦) વખાણ કરવાં (૩) એકની એક વાત વારંવાર કહેવી
**ઘ્રાવું** સ. ક્રિ. (સં. ઘ્રા) સૂંઘવું (૨) ચુંબવું [ (છિદ્રમાંથી)
**ચૂવું** અ ક્રિ. (સં. ચ્યુ) ટપકવું, ગળવું
**છાવું** સ. ક્રિ. (સં. છાદ્) ઢાંકવું (૨) છાજ વડે આવરવું
**છૂં (-છો)વું** સ. ક્રિ. (સં. છુપ્) અડવું, સ્પર્શ કરવો (૨) અભડાવવું
**છાવું** સ. ક્રિ. (સં. છાદ્) (ઘર વગેરેને) છો કરવી
**જવું** અ. ક્રિ. (સં. યા) ગતિ કરવી (૨) પામેથી ખસવું, આઘું થવું (૩) (લા૦) ઘટવું, નુકસાન થવું, નાશ પામવું (૪) વીતવું, પસાર થવું (૫)

અન્ય ક્રિ. નાં સં. ભૂ. કૃ. સાથે સંયુક્ત બની એ ક્રિયા ચોક્કસ થવાનો અર્થ; ઉદા૦ નાસી જવું, ખાઈ જવું, વગેરે (૬) એ રીતે વર્તમાન કૃ. સાથે ચાલુ રહેવાનું બતાવે છે; ઉદા૦ ખાતા જાઓ કરતા જવું

જાવું અ. ક્રિ. (સં યા) જવું (કા.)

જાવું અ. ક્રિ. (સં. જન્) જન્મવું (૨) સ. ક્રિ. જન્મ દેવો

જુવું ન. (જુઓ 'જુવા') જુગટું, જુગાર

જેવું સ. (સં. યાવત્) અમુકજાત-રીત કે લક્ષણનું, સદશ, સમાન

જોવું સ. ક્રિ. (પ્રા. જો) દેખવું, પ્રત્યક્ષ કરવું (૨) (લા૦) તપાસવું (૩) વિચારવું, ધ્યાન આપવું (૪) વાંચવું, અભ્યાસ કરવો (૪) અખતરો કરવો, પ્રયોગ કરવો એ અર્થમાં બીજાં ક્રિયાપદોના સં. ભૂ. કૃ. સાથે સંયુક્ત થઈ વપરાય છે; ઉદા૦ કહી જોવું, બોલી જોવું

ઝાવું ન. બચકું (મોડાસા તરફ)

ટોવું સ. ક્રિ. (દે. ટઉ (રવા૦)) બૂમ પાડી પક્ષી ઉડાડવાં (ખેતર સાચવવા) (૨) ટીપે ટીપે પાણી પાવું-પાડવું

ઠાવું સ. ક્રિ. રોકવું

ડાવું સ. ક્રિ હલાવી ભેળવી દેવું, ડીલવું (૨) ડખોળવું

તેવું વિ. (સં તાવત્) અમુકને મળતું, [અમુક જેવું

ત્રૂ(-ત્રો)વું અ. ક્રિ. શરીરે કૃશ-દૂબળું થવું (૨) તરોવું, તરવાવું, ગર્ભપાત થવો (પશુને)

થવું અ. ક્રિ. (સં. સ્થા) બનવું, અસ્તિત્વમાં આવવું, રચાવું, 'તૈયારી ચાલવી (૨) નીપજવું, પેદા થવું (૩) હોવું (૪) લાગવું, પ્રતીતિ પડવી (૫) અનુભવમાં આવવું, લાગુ પડવું (૬) ક્રિયાપદના વર્તમાન કૃદંત સાથે 'એ ક્રિયા કરવા માંડવી' એવો અર્થ બતાવે છે; ઉદા૦ ભણતા થવું, કરતા થવું

દાવું સ. ક્રિ. (સં. દાપૂ=અપાવવું) (લા૦) '(પશુને) નરનો સમાગમ કરાવવો, દવરાવવું

દેવું સ. ક્રિ. (સં. દા) આપવું (૨) (લા૦) મારવું, ઠોકવું (૩) વાસવું, બંધ કરવું (૪) ક્રિયાપદનાં સા. કૃ. ની સાથે આવતાં 'એ ક્રિયા કરવાની અનુમતિ આપવી' એવો અર્થ બતાવે છે; ઉદા૦ સુવા દેવું, જવા દેવું (૫) ક્રિયાપદના સં. ભૂ. કૃ. ની સાથે આવતાં 'એ ક્રિયા બરોબર કરી છૂટવું' એવો અર્થ બતાવે છે; ઉદા૦ રોકી દેવું, છોડી દેવું

દેવું (સં. દાતવ્ય) કરજ, ઋણ

ધાવું અ. ક્રિ. (સં. ધાવ્) દોડવું, મદદે જવું (૨) આક્રમણ થવું

ધાવું સ. ક્રિ. (સં. ધ્યૈ) જુઓ 'ધ્યાવું'

ધોવું સં. ક્રિ. (પ્રા. ધોઅ) પ્રક્ષાલન કરવું, પાણીથી સાફ કરવું (૨) (લા૦) પાણી ફેરવવું, વ્યર્થ જાય એમ કરવું (૩) મનમાંથી દૂર કરવું (૪) નિંદવું

ધ્યાવું સ. ક્રિ. (સં. ધ્યૈ) ચિંતન કરવું, ધ્યાન ધરવું

નવું વિ. (સં. નવ) અગાઉ ન જોયું

જાણ્યું હોય તેવું, નવીન (૨) તરતનું, તાજું (૩) (લા૦) શિખાઉ, બિન-અનુભવી (૪) અપૂર્વ, અપરિચિત (૫) પૂર્વે નહિ વાપરેલું (૬) ફરી જન્મ બીજું બનેલું (૭) તૂટેલું (કટાક્ષમાં)
નેવું ન. (સં. નીવ; પ્રા. ણિવ્વ) છેડાનું નળિયું, નેવ (૨) છાપરાના છેડા ઉપરનાં નળિયાં જેમાંથી વરસાદનું પાણી બહાર પડે છે તે પાણી
નેવું(-વુ) વિ. (સં. નવતિ) '૯૦'
પાવું વિ. (સં. 'પા'ના પ્રેરક ઉપરથી) પિવડાવવું
પાવું સ. ક્રિ. (હિં; સં. પ્ર+આપ્) મેળવવું
પીવું સ. ક્રિ. (સં. પા.) પ્રવાહી પેટમાં લેવું (૨) પ્રવાહીને શોષવું (૩) (ધૂમ-પાન) કરવું (૪) (લા૦) ન લેખવું
પોવું સ. ક્રિ. (જુઓ 'પ્રોવું') પરોવવું (૨) ગળીમાં નાખવું
પોવું અ. ક્રિ. ગાય ભેંસે છાણ હગવું
પ્રોવું સ. ક્રિ. (સં. પ્ર+વે) પરોવવું
બાવું ન. કરોળિયાનું જાળું
બીવું અ. ક્રિ. (સં. ભી) ડરવું (૨) ચોંકવું, ગભરાવું
બોવું સ ક્રિ. (હિં. બોના) વાવવું (૨) (લા૦) ગુમાવવું
ભમું ન. (સં. ભ્રૂ ઓ) ભમર
માવું અ. ક્રિ. (સં. મા) સમાવું, બરાબર અંદર આવી રહેવું-ગોઠવાઈ જવું
મોવું સ. ક્રિ. (સર૦ હિં. મોના) આટાને કરમોવવું-ચીકટવાળું કરવું
રૂ(-રૂં)વું ન. (સં. રોમક) શરીર ઉપરનો નાનો વાળ, રોમ, રુવાંડું
રોવું અ. ક્રિ. (સં. રુદ્) રડવું (૨) સ. ક્રિ -ને રડવું, -નું દુઃખ કરવું
લાવું ન. (સં. લા) કૂતરાનું ડાકું
લાવું ન. (સં. લાવક) એક પક્ષી
લેવું સ. ક્રિ. (સં. લા) સ્વીકારવું (૨) પકડવું (૩) પીણા તરીકે કે ખોરાક તરીકે મોંમાં મૂકવું (૪) (લા૦) ખરીદવું (૫) કીમત લેવી (૬) ધારણ કરવું (૭) દાખવવું; ઉદા૦ શક લેવો (૮) તેડી જવું, લઈ જવું (૯) ધમકાવવું ઠપકો આપવો (૧૦) બોલવું ઉચ્ચારવું (૧૧) નોંધવું (૧૨) પૂર્વ શબ્દથી સૂચિત થતી ક્રિયા બતાવવી, ઉદા૦ ઊંઘ લેવી, શ્વાસ લેવો (૧૩) બીજા ક્રિના સં. ભૂ કૃ.ની સાથે આવતાં 'એ ક્રિયા પૂરી કરવી અથવા વહેલી પતાવવી' એવો અર્થ બતાવે; ઉદા૦ ખાઈ લેવું, કરી લેવું
વાવું અ. ક્રિ. (સં. વા) (પવનનું) ફૂંકાવું (૨) (શરીરને ટાઢની) અસર થવી
વાવું સ. ક્રિ. (સં. વાદ્) (પ્રાયઃ ફૂંકીને) વગાડવું, બજાવવું
વાવું સ ક્રિ. (સં. વી) વિયાવું, [પ્રસવ થવો
શેવું વિ. (સર૦ મ. શેવ)=ઊભી લાંબી લીટીમાં) ઢાળ પડતું (૨)ન. આડો ચાસ
સૂવું અ ક્રિ ઊંઘવુ (૨) (લા૦) આડા પડવું, લેટવું
સોવું સ ક્રિ. (સં. શોધય્) સૂપડામાં નાખી આમ તેમ ફેરવવું
હવું અ ક્રિ. નુ ભૂતકાળ (સં. ભૂત) થયું (પ.)
હોવું અ. ક્રિ. (સં. ભૂ) અસ્તિત્વમાં [રહેવું, સ્થિતિ હોવી

એવે અ. એ સમયે, ત્યારે
ઓવે અ. હોવે, હા (ઉ. ગુ.)
તેવે અ. તે સમયે, ત્યારે [ અટક
દવે પું (સં. દ્વિવેદી) બ્રાહ્મણોની એક
સર્વે સ. (જુઓ 'સર્વ') સૌ
સવે અ ઠેકાણે, રસ્તે, વ્યવસ્થિત (૨) વિ સારું, રૂડું [ પછી (સગાય)
હવે અ. (સં. અથવા, અપ. હવઈ) આ
હોવે અ. (રવા૦) હા (ઉ ગુ)
પાવૈ સ્ત્રી પવૈ, નપુંસક
કાવો પું. (સં. કવાથ) બુંદ દાણાનો ઉકાળો (૨) ઉકાળો, કાઢો
કાવો પું. (હિં. મ) ઘોડાને ગોળ ચક્કર ફેરવવો એ
કાવો પું. (કા કાવદ્) છળ, પ્રપંચ
કૂવો પું (સં. કૂપ) જમીનમાંથી પાણી કાઢવા માટે ખોદીને ચણેલો ઓરિયો (૨) વહાણનો કૂવાથંભ, ડોલ
કૌવો પુ (સં. કાક) એક પક્ષી, કાકો-કૌઓ (૨) પતંગનો નીચેનો ચોરસ ત્રિકોણ ઘાટ (૩) કાગડો [એક ઘાસ
ખાવો પું ખેતરમાં થતું ઊંડા મૂળનું
ચવો પું પગને તળિયે થયેલો ફોલ્લો
ચૂવો પુ (હિં. ચૂહા) ચૂઓ, ઉંદર
ચૂવો પું. ('ચૂવું' ઉપરથી) પાણી ચૂએ એવું છાપરામાંનું કાણું (૨) લાકડું કે કાયથી બળતાં નીકળતો રસ (૩) એ પ્રકારે તૈયાર થયેલો એક સુગંધી પદાર્થ
જવો, જુવો પું. (સં. યૂક) ઢોરના શરીર પર ચોંટતું એક જીવડું
ટૂવો પું ('ટોવું' ઉપરથી) ખાડો, ગોખો (૨) ઊંડું દર, નારું (૩) ટપકું, બિંદુ (૪) પાણી ટોવું એ (તમાકુ વગેરેને) (૫) જેના વડે ટૂંવા મુકાય તે, પેલ (૬) (લા૦) ચૂંટલો (૭) મહેણું (૮) એક જાતનું જીવડું (૯) એક પંખી
ડૂવો પુ. (સર૦ 'ડોવું') રગડો (૨) નીચે ઠરેલો કચરો (૩) જુઓ 'ડૂઘો'
ઢૂવો પું. રણમાં રેતી ઊડીને થતો ઢગલો. (૨) ઝાડી [ (૨) નામર્દ આદમી
હૌવો પું. (જુઓ 'હૌઓ') ભડકો
તવો પું. (સં. તાપક) રોટલા શેકવાનું એક પાત્ર, મોટી લોઢી (૨) નાનું કડાયું (૩) ચલમમાં મૂકવાની ગોળ ચપટી ઠીકરી
દાવો પું. (ફા. દઅવા) હક–માલિકી (૨) હક મેળવવા સારુ સરકારમાં કરવામાં આવતી ફરિયાદ (૩) પ્રામાણ્ય કે પુરાવો હોવાનો નિશ્ચય કે એની રૂએ હક
દીવો પું. (સં. દીપક) પ્રકાશ આપનારી એક બનાવટ, દીપ (૨) (લા૦) કુળ ઉજાળનાર સપૂત
દવો પું. (જુઓ 'દૂઓ') (કા.) કાઠિયાવાડી
દૂવો પું. જુઓ 'દૂઓ,' દવો [દુહો
ધૂંવો પું. જુઓ ધૂંવાડો, ધુમાડો
નવ્વો પું. ( 'નવ' ઉપરથી) 'નવના આંકવાળું પત્તું કે પાસો
પાવો પું. (હિ. પાવપ) એક જાતની વાંસળી (૨) આગબોટનું ભૂંગળું કે રેલ્વેની સીટી વાગે એ, સીસોટી
ફાવો પું જુઓ 'ફાવ,' ફાવટ
બવો પું. બાવો, લાકડો (બાળભાષા) (ચ.)

આવો પું. (જુઓ 'બાપો') સાધુ (૨) બાપા (પારસીમાં) [ ઊંડો ખાડો
ભૂવો પું. (સં. ભ્રમ) પાણીથી પડેલો
ભૂવો પું. (સં. ભૂતવાહ) ભૂત પ્રેત વગેરેનો વળગાડ કાઢનારો માતા વ૦નો સેવક જે ધૂણે પણ છે.
ભૂવો પું. (સં. ભૂત) એક જીવડો
માવો પું. (સં. માધવ='મધુ' વંશનો) માધવ, શ્રીકૃષ્ણ
માવો પું. (સર૦ હિં. મ. માવા) દૂધ ઉકાળી કરાતો ઘટ્ટ પદાર્થ (૨) ગર (જેમ કે ફળનો) કે એના જેવું કાંઇ પણ (૩) (લા૦) સત્વ
મેવો પું. (ફા.) લીલાં કે સૂકાં ફળ
રવો પું. (સર૦ હિં. મ. રવા) દાણાદાર લોટ (૨) ધાતુનો રસ જામી જઈ બનેલો દાણો (૩) ગોળની ભિલ્લી
રૂવો પું. ચણિયારાની અણી જેમાં ફરતી રહે છે તે ખાડાવાળો લોઢાનો ડટ્ટો, અડી (૨) ઘંટીનું ઉપલું પડ જેના ઉપર ફરે છે તે ખીલડો
લવ્વો પું. ('લવવું' ઉપરથી) જીભનો લોળો
લવો, લૌવો પું. (સં. લપ્) લઉઓ, વિદૂષક, રાજાનો મશ્કરો (નાટકમાં)
વવ્વો પું. 'વ' અક્ષર (૨) (લા૦) વિવેક
હુવો (પ.) જુઓ 'હુઓ', હવો, થયો

## શ

અર્શ પું. બ. વ. (સં. અર્શસ્ ન.) ગુદાના મસાનો રોગ, હરસ, મસા
અંશ પું. (સં.) ભાગ (૨) વર્તુલનો ૩૬૦ મો ભાગ (૩) અપૂર્ણાંકમાં લીટી ઉપરનો અંક, પૂર્ણ સંખ્યામાં લીધેલા વિભાગ (૪) વાદી જ હોવો જોઈએ તે ગ્રહ-નામક સ્વર (સંગીત)
આશ સ્ત્રી (સં આશા) જુઓ 'આશા'
આશ સ્ત્રી (સં. આશિસ્) આશિષ (પ.)
ઈશ પું. (સં.) ધણી, માલેક (૨) પરમેશ્વર (૩) (સંજ્ઞા) મહાદેવ, શિવ (૪) અગિયારની સંજ્ઞા (પદ્યમાં)
ઐશ સ્ત્રી. (અ. અયશ્) મોજમઝા, સુખચેન, રંગબાજી
ઓશ સ્ત્રી. છાતી
કશ સ્ત્રી (સં. કશા) નગાજ, કોશ
કશ(-સ) સ્ત્રી. (સ. કશા) અંગરખું, બંડી વગેરે બીડવા બંધવાની નાની દોરી હોય છે તે (૨) વરત, કોસનું દોરડું
કાશ(-સ) પું. ન. (સં.) એક ઘાસ, કાસડો (૨) ન. એનું ફૂલ
કાશ(-સ) પું. (સં. કાસ) ખાંસી, ઉધરસ [ આડખીલી
કાશ(-સ) સ્ત્રી. (જુઓ 'કાસળ')
કાશ(-સ) સ્ત્રી. જુઓ 'કયાસ,' ચીકણાશ, ચોળાચોળ
કીશ પું. (સં.) વાંદરો (૨) સૂર્ય
કુશ પું. (સં.) એક જાતનું જંગલી ઘાસ, દર્ભ (૨) (સંજ્ઞા) રામનો એક પુત્ર [સુકાયેલું (૩) (લા૦) દુર્બળ
કૃશ વિ. (સં.) પાતળું, નાજુક (૨)
કેશ પું. બ. વ. (સં.) વાળ
કોશ(-ષ) પું. (સં.) કોઈ પણ વસ્તુ સંઘરવા-સાચવવાનું ઘર, ખાનું ખજાનો (૩) શબ્દકોશ (૪) મ્યાન (૫) પુષ્પોનો બિડાયેલો ડોડો (૬) કૂવામાંથી પાણી કાઢવાનું ચામડાનું

પાત્ર (૭) જીવતા પ્રાણીના શરીરનો અણુ જેવો મૂળ ઘટક જેની પેશી માંસ વ૦ બને છે.
કોશ સ્ત્રી. (સં. કશા) ખોદવાનું એક ઓજાર, કશ, નરાજ (૨) હળપૂણી
કોશ પું. (સં. ક્રોશ) દોઢ માઇલનું અંતર, કોસ, ગાઉ (સૌરાષ્ટ્રમાં એ માઇલનું અંતર)
ક્રોશ પું. (સં.) દોઢ માઇલનું અંતર, ગાઉ, કોસ (સૌરાષ્ટ્ર-બે માઇલનું અંતર)
કલેશ પું. (સં.) પીડા, દુઃખ (૨) કજિયો, કંકાસ
ખાશ સ્ત્રી. ('ખાવું' ઉપરથી) ખાવાની શકિત (૨) ખાવાનો જથ્થો
ખુશ વિ. (ફા.) આનંદી, હર્ષિત, પ્રસન્ન (૨) તંદુરસ્ત
ઘેંશ(-સ) સ્ત્રી. લોટની બનાવેલી ખાવાની પચવામાં એક હલકી વાની-ભરડકું
છાશ(-સ) સ્ત્રી (દે છાસી) દહીંમાંથી કરાતું પ્રવાહી, તક્ર
છૂંશ સ્ત્રી. એક વનસ્પતિ-ભાજી, છૂછ
જશ(-સ) પું. (સં. યશસ્ ન) કીર્તિ
જોશ(-ષ) પું. (સં. જ્યોતિષ્) ગ્રહ ગ્રહફળ વગેરે જેવું એ
જોશ(-સ) પું. ન (ફા.) ઉછાળો, ઊભરો (૨) જુસ્સો (૩) જોર
ટશ(-સ) સ્ત્રી. મીટ, અનિમેષ નજર
ડૂશ(-સ) સ્ત્રી (રવા૦) દમ, અડદાવો
ડૂંશ(-સ) સ્ત્રી. જુઓ 'ઠાંસ', ખોટો ગર્વ, ઠાંશ
ઠે(-ઠેં)શ(-સ) સ્ત્રી. (રવા૦; સર૦ હિં. ઠેસ, મ ઠેશ) ઠોકર (૨) હલકી લાત, ઠેબું (૩) નાનું અટકણ-ઉલાળી, ઠેશી (૪) નાની ફાચર
ડૂશ સ્ત્રી. (રવા૦; જુઓ 'ડૂસ') અડદાવો
ડેશ સ્ત્રી. ન. (અં.) '—' આવું એક (અંગ્રેજી) વિરામચિહ્ન
ત્રીશ(-સ) વિ. જુઓ 'ત્રીસ'
દર્શ પું. (સં.) દેખાવ (૨) અમાસનો યજ્ઞ
દશ(-સ) વિ. (સં. દશન્) '૧૦'
દંશ પું. (સં.) ડંખ, સાપ વગેરે ઝેરી જીવ જંતુનું કરડવું એ, વીંછીની આરનો કરડ (૨) (લા૦) ક્રીનો, વેર
દિશ(-શા) (સં. દિશ્, દિશા) બાજુ, તરફ, પડખું (૨) પૂર્વ વગેરે ચાર દિશા તથા ચાર ખૂણા ને આકાશ પાતાળ સાથે દસમાંની દરેક (૩) (લા૦) માર્ગ, રસ્તો (૪) ભાન
દીશ(-સ) પું. (સં. દિવસ) દિવસ (પ.)
દેશ પું. (સં.) (કોઇ મોટી વસ્તુને અમુક) વિભાગ (૨) મુલક (૩) (લા૦) વતન (૪) ક્ષેત્ર, પ્રદેશ, જગ્યા
દેશ સ્ત્રી. (સં. દિશા) દિશા (ચ)
ધીશ પુ. (સ.) વિદ્વાન, ભારે બુદ્ધિમાન
ધોશ પુ (સ. અધીશ) ગજા, અધિપતિ
ધૂંશ(-સ) પું તડકો
ધૂંશ(-સ) સ્ત્રી. (રવા૦) રમઝટ
ધ્રાંશ સ્ત્રી. ઉધરસ, ધાંસ (કા.)
નાશ પું. (સ.) સંહાર (૨) (લા૦) પાયમાલી, ખુવારી (૩) નુકસાન, તોટો
નિશ્ ઉપ. (સં.) જુઓ 'નિસ્'
નિશ સ્ત્રી. (સ. નિશા) રાત્રિ (૨) હળદર
પાશ પુ (દે. પાસ, સર૦ મ. પાસ) પારિયું, રાંપડી

પાશ પું. (સં.) ફાંસલો (૨) પશુપક્ષીઓને ફસાવવાનું શિકારી સાધન, પાસલો (૩) (સંજ્ઞા) વરુણનું એવું આયુધ (૪) (લા૦) ફસાવવાની યુક્તિ, ફસામણ
પેશ(-શો) પું. (ફા. પેશો) ધંધો
પેશ અ. (ફા.) આગળ, ઉપરી અધિકારી તરફ (૨) આગળ, ઠેઠ (૩) રવાના
પોશ પું. સ્ત્રી. ખોબો
પ્રાશ પું. (સં.) ખાવું એ, પ્રાશન
ફર્શ સ્ત્રી. (ફા.) (જુઓ 'ફરસ') પથ્થરની છાટ, તખતી [ હાર
ફેશ(-સ) સ્ત્રી. ('ફસાવું' ઉપરથી) પરાજય,
બેશ વિ. (ફા.) સારું, ખાસું મજાનું
બોંશ સ્ત્રી. (અ. બહસ.) જુઓ 'બોસ'
બ્રશ ન. (અં.) મુખ્યત્વે ઘોડાના વાળ તંતુ કે વાળાની કશાને ઘસીને સાફ કરવા મારેની કરેલી બનાવટ
ભેંશ(-સ) સ્ત્રી. (સં. મહિષી) દૂધ દેનારું એક ધીંગુ ઢોર, ડોબું
ભ્રંશ(-સ) પું. (સં.) પતન થવું એ, અધઃપાત
મશ(-સ) ન. (સં. મિષ) બહાનું
મેશ(-સ) સ્ત્રી. (સં. મસી) દીવાની મસ (૩) કાજળ, આંજણુ
યશ પું. (સં. યશસ્ ન.) કીર્તિ (૨) (લા૦) ફતેહ, સિદ્ધિ
રાશ સ્ત્રી (સં. રશ્મિ) દોરડું (૧૬ હાથનું) (૨) લગામ, અછોડો
રાશ સ્ત્રી. (સં. રાશિ પું.) ભાગીદારી (૨) વ્યાજ મુદ્દલ (૩) સરાસરી (૪) રાશિથી મળતાં જાતિ ગુણ સ્વભાવ વગેરે
રેશ વિ. અ. (સં. લેશ) જરા, લગાર (૨) ન. રજ
લાશ(-સ) વિ. (તુર્કી) બરબાદ, પાયમલ
લાશ(-સ) સ્ત્રી. (ફા.) મડદું
લેશ વિ (સં.) જરાક (૨) અણુ માત્ર, બહુ થોડો ભાગ (૩) એક અર્થાલંકાર જેમાં ગુણને દોષરૂપ અને દોષને ગુણરૂપ વર્ણવ્યો હોય છે (કા૦ શા૦)
વશ વિ. (સં.) તાબે, શરણે, અધીન (૨) (લા૦) મુગ્ધ (૩) પું. કાબૂ. નિયમન
વંશ પું. (સં.) પુત્રપૌત્રાદિકનો ક્રમ, કુળ (૨) ઓલાદ (૩) વાંસ (૪) વાંસળી, પાવો
વાશ સ્ત્રી. (સં. વાશિ પું.-અગ્નિ) (લા૦) શ્રાદ્ધમાં નખાતી કાગવાશ
વેશ પું. (સં.) પોશાક, પહેરવેશ (૨) રૂપ, સોંગ (૩) સોહાગણના ચિહ્નરૂપે શણગાર
શશ પું. ન (સં.) સસલું
શીશ ન. (સં. શીર્ષ) માથું
સ્પર્શ પું (સં.) અડકવું એ (૨) (૨) સંસર્ગ (૩) સ્પર્શેન્દ્રિયથી થતું જ્ઞાન (૪) (લા૦) લવ લેશ (૫) અસર (સંસર્ગ કે સ્પર્શની), પાસ
હાશ અ. (રવા૦) જપ સંતોષ કે નિવૃત્તિનો ઉદ્ગાર (૨) સ્ત્રી. નિરાંત, જંપ. શાંતિ
હુંશ સ્ત્રી. (જુઓ 'હોંશ') ઉમંગ, ઉત્સાહ (૨) હોંશ, જોર (કા.)
હોશ પું. (ફા.) ભાન, શુદ્ધિ (૨) (લા૦) શક્તિ, રામ [ ઉમંગ
હોંશ સ્ત્રી (જુઓ 'હોંસ') ઊલટ--

**આશા** સ્ત્રી. (સં.) ઉમેદ, ઇચ્છા, ધારણા (૨) વિશ્વાસ, આસ્થા (૩) દિશા [નાખવાની દળી, ઘાસિયો
**ગાશા** પું. (અ.) ઘોડાની પીઠ ઉપર
**ગોશા** પું. (ફા.) ખૂણો, એકાંત સ્થાન
**ત્રીશા(-સા)** પું. બ. વ, -શાં (-સાં) ન. બ. વ. જુઓ 'તીસા', તીસનો ઘડિયો
**દશા** સ્ત્રી. (સં.) સ્થિતિ, હાલત (૨) મનુષ્યના હૃદય પર સારી માઠી અસર કરનારી ગ્રહાદિકની સ્થિતિ (૩) (૩) (લા૦) પડતી હાલત (૪) ગાડી ઊંજવા દીવામાં ઘલાની-, તેલવાળી ચીંદરડી (૫) કપડાંની આંતરી, દશી
**દશા** સ્ત્રી. (સં. દશાહ) હિંદુઓમાં મર્યા પછીની દસમાની ક્રિયાવિધિનો દિવસ (૨) એ દિવસનું શ્રાદ્ધ
**દશા(-સા)** પું. બ. વ. (સં. 'લઘુ શાખા'નું જૂનું અપ. રૂપ 'લ. સા.;' જેમ 'વૃદ્ધશાખા'નું જૂનું અપ. રૂપ વ. સા; એ ઉપરથી 'વિશા(-સા)' થયા ને 'લ.સા'ના 'દશા(-સા)' થયા. પછી એ ખ્યાલ ગયો ને ત્રીજો વર્ગ 'પાંચા' થયો.) વાણિયાઓમાં એ નામની પેટાનાત
**દિશા** સ્ત્રી. (સં.) બાજુ, તરફ, પડખું (૨) જુઓ 'દિશ'
**નિશા** સ્ત્રી. (સં.) રાત્રિ
**પાશા** પું. (તુર્કી.) હાકેમ (૨) તુર્કસ્તાનનો ઊંચા દરજ્જાનો અમલદાર
**વશા** સ્ત્રી. (સં.) વાંઝણી સ્ત્રી (૨) હાથણી (૩) સ્ત્રી પત્ની (૪) નણંદ
**વિશા(-સા)** પું. બ. વ. (જુઓ ઉપર 'દશા(-સા)'-સં. 'વૃદ્ધશાખા'નું જૂનું અપ.રૂપ 'વ. સા' માંથી) વાણિયાઓમાં એ નામની પેટાનાત
**રાશિ** પું (સં.) ઢગલો, સમૂહ (૨) ગણિતનો આંકડો (ગ.) (૩) સ્ત્રી. ૨૭ નક્ષત્રનાં બાર ઝૂમખાંમાંનું પ્રત્યેક (મેષ વૃષભ મિથુન કર્ક સિંહ કન્યા તુલા વૃશ્ચિક ધન મકર કુંભ મીન)
**આશી** સ્ત્રી. (સં.) સર્પની દાઢ (૨) (લા૦) જીવલેણ ઝેર (૩) એક ઔષધિ
**-ગશી** વિ. (સં. અશિન્) ખાનારું (સમાસમાં નામને અંતે); ઉદા૦ ફલાશી
**એંશી(-સી)** વિ. (સં. અશીતિ) '૮૦'
**કાશી** સ્ત્રી. (સં.) (સંજ્ઞા) ગંગાકાંઠાનું પ્રસિદ્ધ જાત્રાનું સ્થળ, વારાણસી
**ખુશી** સ્ત્રી. (ફા. ખુશ) આનંદમગ્નતા, હર્ષ (૨) મરજી, ઇચ્છા, રુચિ (૩) વિ. ખુશ, રાજી
**છા(-છ્યા)શી(-સી)** વિ. (સં.) ષડશીતિ) '૮૬' [જોશ' જોનારો
**જોશી(-ષી)** પું. (સં. જ્યોતિષિન્)
**ટીશો(-સી)** અંકુર, કુંપળ (૨) અણીદાર કળી (ફૂલની) (૩) ઝીણી લીટી રેખા
**ટીશી** સ્ત્રી. (સર૦મ. ટેસ) શેખી, પતરાજી
**ડાશી** સ્ત્રી. ઘરડી સ્ત્રી
**તુશી** સ્ત્રી. (સર૦ મ. તુશી) સ્ત્રીઓનું એક ઘરેણું ['૮૩'
**ત્યા(-ત્ર્યા)શી(-સી)** વિ. (સં. ત્ર્યશીતિ)
**-દર્શી** વિ. (સં. દર્શિન્) (સમાસને અંતે વપરાય છે) જોનારું (૨) બતાવનારું

**દશી** સ્ત્રી. (સં. 'દશા' ઉપરથી) કપડાંની આંતરી, દશા [ વર્ષનો સમય
**દશી(-સી)** સ્ત્રી. ('દશ' ઉપરથી) દસ
**દેશી** વિ. (સં. દેશીય) દેશનું-ને લગતું (૨) સ્વદેશી (૩) સ્વદેશનો રહીશ
**દેશી** સ્ત્રી. (સં. દેશ્ય) સંસ્કૃત-નહિ પણ પ્રાકૃત ગેય પદ્યરચના
**દેશી** પું. (સં. દેશિન્) સંગીતના બે પ્રકારમાંનો દેશ્ય પ્રકાર
**દેશી** વિ. સ્ત્રી. (સં.) પ્રાકૃત ભાષાનો સ્થાનિક પ્રકાર
**દોશી** પુ. (દે. દોસિઅ) કાપડ વેચનારો ફેરિયો (૨) વાણિયામાં એક અટક
**-નાશી** વિ (સં. નાશિન્) નાશક (સમાસને અંતે આવે છે)
**પેશી** સ્ત્રી. (સં.) માસનો લંબાકાર લોચો, 'ટિશ્યૂ' (૨) ફણસ, ખજૂર જેવાં ફળોના ગરનો પિંડ
**પેશી** સ્ત્રી. (ફા.) કેસની સુનાવણી, આગળ કેસ ચલાવવો એ
**ફોશી** વિ ('ફૂશ' રવા૦ ઉપરથી) ફસકણ, બીકણ (૨) (લા૦) બાયલું, ઢીલું
**બ્યાશી(-સી)** વિ (સં. દ્વચશીતિ) '૮૨'
**મશી(-સી)** સ્ત્રી. (સં.) કાજળ, મેશ (૨) દાંત ઘસવાનો કે કાળા કરવાનો ભૂકો (૩) મચ્છર જેવું કરડતું નાનું જંતુ (૪) વનસ્પતિમાં પડતી કાળી રોગાત્મક જિવાત
**માશી(-સી)** સ્ત્રી. (જુઓ 'માસી') માની બહેન [ કંજૂસ
**મેશી** વિ. (સર મ. મેચી-આળસુ)
**રાશી** વિ. (અ., સર૦ હિં. ગ.) પંચરાંગ
**વંશી** વિ. (સં. વંશિન્) વંશનું
**વંશી** સ્ત્રી. (સં.) બંસી, વેણુ
**વીશી** સ્ત્રી. (સર૦ મ બિશી) પૈસા આપવાથી તૈયાર રસોઈ મળે તેવી જગ્યા દેશી 'લૉજ'
**શશી** પું. (સં. શશિન્) ચંદ્ર (૨) એકની સંજ્ઞા (પદ્યમાં)
**શીશી** સ્ત્રી. (જુઓ 'શીશો') સાંકળા મોંનું કાચનું (દવા વ૦ ભરવા વપરાતું) એક પાત્ર, બાટલી
**સૂશી** સ્ત્રી. (સર૦ હિં. મ. સૂસી) એક જાતનું ધોળું કાપડ
**હુંશી** વિ. (જુઓ 'હોંશ')હોંશવાળું (કા.)
**એશું(-સું)** વિ (સં. ઈદ્દશ) આવું, [એવું
**અંશુ** ન. (સં. પું) કિરણ
**આશુ** વિ (સં.) શીઘ્ર. ઉતાવળું
**કશું** સ (સં. કીદ્દશ) કાંઈ (અનિશ્ચિતાર્થક)
**પશુ** ન. (સં. પું)' જાનવર, ચોપગું [પ્રાણી, ઢોર
**પાંશુ** સ્ત્રી. (સં.) ધૂળ
**શિશુ** પું. ન (સં. પું) બાળક, બચ્ચું
**વિશે(-ષે)** અ. (સં. વિષયે, અપ. વિસઇ) સંબંધી, બાબતમાં (૨) માં, અંદર
**હશે** અ. ('હોવું'નું બીજા પુરુષ એ. વ. નું તથા ત્રીજા પુરુષ ભ. કા. નું રૂપ (૨) અ (લા૦) એર, કાંઈ ચિંતા
**અશો(-ષો)**વિ (ફા.) પવિત્ર, શુદ્ધ [નહિ
**નશો** પું. (ફા.) નશ્શહ) કેફી ચીજથી ચડતો કેફ
**પેશો** પું. (ફા) ધંધો
**શશો** પું. (સં. શશક) સસલો
**શશ્શો** પું. 'શ' અક્ષર

શીશો પું. (ફા૦ શીશહ્) મોટી શીશી (૨) (લા૦) ફસામણી

હિશ્શો અ. (રવાં૦) ઊંચકીને જોરથી નીચે ફેંકતી વખતે કરાતો ઉદ્‍ગાર

ષ

આર્ષ વિ (સં.) ઋષિ સંબંધી (૨) (લા૦) પવિત્ર, દિવ્ય (૩) વ્યાકરણના પ્રચલિત નિયમોમાં ન સમાતો-જૂનો (પ્રયોગ વ૦) (વ્યા.) (૪) એક પ્રકારનો વિવાહ જેમાં કન્યાનો બાપ વર પાસેથી માત્ર એક કે બે ગાયની જોડ લઈ કન્યા આપે છે

ઉષ ન. (સં. ઉષસ્) ઉષા, પરોઢ

કર્ષ પું. (સં.) એક પ્રાચીન તોલ (૨) ખેંચાણ [ સંઘર્ષ, ઝઘડો

ઘર્ષ પું. (સં.) ઘસારો (૨) (લા૦)

ઘોષ પું. (સં.) મોટો ધ્વનિ, અવાજ (૨) ગોખવું એ (૩) ઢંઢેરો (૪) ગોવાળિયાનું રહેઠાણ, વ્રજ, ઝૂંપડું (૫) મૃદુવ્યંજનના ઉચ્ચારણનો બાહ્ય પ્રયત્ન (વ્યા )

ચાષ(-સ) પું. (સં.) એક પક્ષી

ચોષ પું (સં.) શોષ, દાહ (૨) સોજો (વૈદ્યકમાં) (૩) ચૂસવું એ

જોષ પું. જુઓ 'જોશ', જ્યોતિષ

ઝષ ન. (સં પું.) ઝખ, માછલું

તુષ પુ ન (સં.) ડાંગર-ચોખા વ૦ ઉપરનું ફોતરું

તૃષા સ્ત્રી. (સં.) તરસ, પ્યાસ (૨) (લા૦) તીવ્ર ઇચ્છા-આકાંક્ષા

તોષ પું. (સં.) સંતોષ

દોષ પુ (સં.) ભૂલ, ચૂક (૨) (લા૦) ખોડખાંપણ, ખામી (૩) ગુનો, વાંક (૪) લાંછન (૫) પાપ

દ્વેષ પું. (સં.) ઈર્ષ્યા, વેર, ખાર (૨) અપ્રિયતા, તિરસ્કાર

નિષ્ ઉપ. (સં.) જુઓ 'નિઃ'

પૌષ(-સ) પું. (સં.પૌષ) વિક્રમ સંવત્સરનો ત્રીજો મહિનો, પૌષ

પૌષ પું. (સં.) પોષ મહિનો

માષ પું. (સં) અડદ

મિષ ન. (સં.) બહાનું, મસ

મેષ પું. (સં.) ઘેટો (૨) સ્ત્રી. પહેલી

રોષ પું. (ગ.) ગુસ્સો [રાશિ (જ્યો)

વર્ષ ન. (સં.) બાર માસનો સમય (૨) (સં. પું.) (પ્રાચીન ભૂગોળ મુજબ) પૃથ્વીનો પેટાખંડ, દેશ; ઉદા૦ ભારતવર્ષ

વિષ ન. (સં.) ઝેર

વૃષ પું. (સં.) આખલો, વૃષભ (૨) સ્ત્રી. બીજી રાશિ (જ્યો.), વૃષભ

વેષ પું. (સં.) જુઓ 'વેશ'

શીર્ષ ન. (સં.) શીશ, માથું

શેષ વિ. (સં.) બાકી રહેલું (૨) પું. (સંજ્ઞા) શેષનાગ (૩) શેષભાગ, બચત (૫) સ્ત્રી. દેવ-દેવી વ૦ સમક્ષ નાળિયેર વગેરે વધેરી ધર્યા પછી રહેતો પ્રસાદ (૪) ભાગાકારમાં વધતી રકમ (ગ.)

શોષ પું (સં.) શોષાવું એ (૨) પ્યાસ, સોસ

શ્લેષ પું. (સં.) આલિંગન (૨) બે અર્થવાળા શબ્દોનો પ્રયોગ (કા૦ શા૦) (૩) એક અર્થાલંકાર (કા૦ શા૦)

**હર્ષ** પું. (સં.) હરખ, આનંદ (૨) (સંજ્ઞા) ભારતવર્ષનો સુપ્રસિદ્ધ સમ્રાટ હર્ષવર્ધન
**ઈર્ષા(-ર્ષ્યા)** સ્ત્રી. (સં.) અદેખાઇ
**ઈષા** ન. (સં.) ગાડી કે ગાડાની ઊધ (૨) હળનો ધોરિયો (૩)ખાટલાની ઈસ
**ઉષા** સ્ત્રી. (સં. ઉષસ્) પરોઢ (૨) (સંજ્ઞા) પરોઢની કાલ્પનિક દેવી
**દોષા** સ્ત્રી. (સં.) રાત્રિ
**પૂષા** પું. (સં. પૂષન્) સૂર્ય
**ભાષા** સ્ત્રી. (સં.) બોલી, વાણી, જબાન (૨)જેમાં સાહિત્ય ગ્રંથસ્થ થયે મુખ્યતા પામી હોય તેવી વાણી (૩) (લા૦) સંસ્કૃત નહિ તેવી મધ્યકાલીન તેમજ નવી ભાષા, પ્રાકૃત (૪) વ્રજભાષા
**ભૂષા** સ્ત્રી (સં.) ભૂષણ (૨) વેશ, 'ડ્રેસ'
**મૃષા** અ. (સં.) ખોટી રીતે (૨) નકામુ,
**રેષા** સ્ત્રી. (સં.) રેખા, લીટી [વ્યર્થ
**વર્ષા** સ્ત્રી. (સ.) વરસાદ (૨) વરસાદની ઋતુ–શ્રાવણ અને ભાદરવો
**શીર્ષા** પું. (સં.) સ્ત્રી. એક છંદ (પિંગળ)
**શેષા** પું. (સં. સ્ત્રી.) એક છંદ (પિં.) (૨) દેવને ચડાવેલાં ફૂલ વગેરેનો પ્રસાદ, સેસ
**સ્નુષા** સ્ત્રી. (સં.) દીકરાની વહુ, પુત્રવધૂ
**હેષા** સ્ત્રી. (સં.) ઘોડાનો હણહણાટ
**ઋષિ** પું. (સં.) નવું દર્શન પામનાર પુરુષ મંત્રદ્રષ્ટા (૨) મુનિ તપસ્વી (૩) ધાબળુ (૪) (લા૦) કાગડો (૫)
**કૃષિ** સ્ત્રી. (સં.) ખેતી, ખેડ [૨ખેસર, ભંગી
**–કર્ષી** વિ. (સં. કર્ષિન્) ખેંચનારું (સમાસને અંતે)
**જોષી** વિ. જુઓ 'જોશી'
**દોષી** વિ. (સં. દોષિન્) દોષવાળું, પાપી, અપરાધી, ગુનેગાર
**દ્વેષી** વિ. (સં. દ્વેષિન્) દ્વેષવાળું, ઈર્ષાળુ
**પૌષી** વિ. (સં. પૌષી) પૌષ માસનું
**ઇષુ** પું. (સં.) તીર (૨) પાંચની સંખ્યા (૩) ઉત્ક્રમજ્યા, 'વરર્ડ સાઇન' (ગ.)
**વિષે** અ (સં. 'વિષયે' સ. એ. વ.નું અપ. 'વિસઇ' થાય, પણ 'ષ'નો મધ્યકાળમાં 'ખ' ઉચ્ચારાતો હોઈ 'વિષે=વિખે' આવી રીતે પણ જૂની ગુજરાતીની હાથપ્રતોમાં લખાયેલ મળ્યો તેને અર્વાચીન ગુજરાતીમાં વિકલ્પે શુદ્ધ 'ષ'થી પણ સ્વીકારવામાં આવ્યો છે જોડણીમાં) સંબંધી, બાબત (૨) માં, અંદર

## સ

**અંસ** પું. (સં.) ખભો
**આંસ** પું. (સ. અક્ષ) ધરી
**ઈસ** સ્ત્રી. (સં. ઈષા) ખાટલામાંના ઊભા બે થાપા કે સોટા [ઉજવણી
**ઉર્સ** પુ (અ.) જુઓ 'ઉરસ', પીરની
**ઊસ** પું. (સં. ઊષ) એક ક્ષાર
**ઊસ** સ્ત્રી. (સં. ઇક્ષુ; [illegible] મ.) શેરડી
**ઓસ** પુ. સ્ત્રી. (દે.) પરોઢિયે આકાશમાંથી ઊતરી જમીન ઉપર જામતી ભીનાશ, વલ (૨) મૃગજળ
**ઔંસ** પુ. ન. (અ.) એક અંગ્રેજી વજન–(રતલનો સોળમો કે બારમો ભાગ એમ બે જાતનું )
**કસ** પું. (સં. કષ) કસોટી ઉપરથી નક્કી [illegible]

(૨) કમોટી (૩) (લા૦) સાર, માલ, સત્ત્વ (૪) બળ, જોર

**કંસ** પું. (સં.) (સંજ્ઞા) કૃષ્ણનો મામો–મથુરાના રાજા ઉગ્રસેનનો પુત્ર

**કંસ** પું. જુઓ 'કૌંસ' [ ઘાસ

**કાસ** પું. (સં.) જુઓ 'કાશ', કાસડો

**કાંસ** પું. નાની નહેર, (૨) વહેતી ખુલ્લી નીક [ ભરણું, મહેસૂલ

**કીસ** સ્ત્રી. (જુઓ 'કિસ્ત') સરકારી

**કેસ** પું. (અં.) મુકદ્દમો, અદાલતી કામ (૨) દરદી કે એને વિશેની હકીકતનો દવાખાનામાં કરાતો કાગળ (૩) કોઈ અમુક બાબત કે કિસ્સો (૪) એ સંબંધમાં આવતી વ્યક્તિ (દરદી વ૦)

**કોસ** પું (સં. કોશ) કૂવામાંથી પાણી કાઢવાનો ચામડાનો કોથળો કે એવું લોઢાનું સાધન

**કોસ** પું (સં. ક્રોશ; હિં) ગાઉ, દોઢ માઈલનું અંતર (સૌરાષ્ટ્રમાં એ માઇલનું અંતર)

**કૌંસ** પું (અ.) કંસ, લખાણમાં વપરાતાં ( ) { } [ ] આવાં ચિહ્ન

**કયાસ** પુ (અ. કિયાસ) અટકળ, ધારણા (૨) કીમત, આંકણી, અંદાજ

**ક્રૉસ** પું. (અં) ચોકડી (૨) એ ઘાટનો વધસ્તંભ જેના ઉપર ઈસુખ્રિસ્તની હત્યા કરવામાં આવી હતી (૩) એ ઉપરથી ખ્રિસ્તીઓનું એવું ધર્મચિહ્ન

**ખસ** સ્ત્રી. (સં. ખર્જુ) ચામડીનો એક રોગ–ખાસ કરીને આંગળીઓના સાંધા ઉપર થાય છે.

**ખસ** સ્ત્રી (ફા. ખસ્ત) વીરણનો વાળો

**ખાસ** વિ. (અ.) પોતીકું, અંગત (૨) વિશિષ્ટ અસાધારણ (૩) ખરું, અસલ (૪) અમીરી, રાજશાહી

**ખેસ** પું (હિં, મ.) ખભે નાખવાનું વસ્ત્ર, દુપટ્ટો, પછેડી

**ગાસ** પું ઘાણીની આસપાસનો બળદ નીચે કચરાયેલો કચરો (૨) તુવેર મગ વ૦નાં ઝીણાં છોડાં [ ચોરી

**ગીસ** સ્ત્રી. (અ. ગીશ=નઠારાપણું)

**ગેસ** પું. (અં.) વાયુરૂપી પદાર્થ (૨) કોલસામાંથી કઢાતો બળે તેવો વાયુ (૩) પેટમાં અજીર્ણથી થતો વાયુ

**ગોસ** વિ. (સર૦ હિં.) જમણી બાજુનું (સુકાન ફેરવવા વિષે) (૨) ન. સઢની નાથનું દોરડું

**ગોસ** નં. (ફા. ગોસ્ત) માંસ

**ગોસ** પુ (અ.) શ્રેષ્ઠ પદવીનો પીર

**ગ્રાસ** પું. (સં.) કોળિયો (૨) ગ્રહણને લીધે સૂર્યચંદ્રનો ઘેરાયેલો ભાગ

**ગ્રોસ** વિ. (અં) બાર ડઝન–૧૪૪ની સંખ્યાનું

**ગ્લાસ** પું. (અં.) કાચ (૨) (લા૦) કાચનો પ્યાલો (૩) ઊભો અને લાંબો કોઈપણ પ્યાલો (૪) આયનો, દર્પણ

**ઘાસ** ન. (સં.) ખડ, ઢોરનો ચારો

**ઘીસ** સ્ત્રી (ફા ગસ્ત) ચોકી પહેરો કરતી રોન (૨) (લા૦) હોળીનો વરઘોડો

**ઘીસ** સ્ત્રી. ('ઘીસવું' ઉપરથી) માર, ઠોક (૨) (ઘિસાવું ઉપરથી) ઘિસ્સો

**ઘીસ** સ્ત્રી. જુઓ 'ગીસ', ચોરી

**ઘૂસ** પું. (સં. ગુહાશય; સર૦ હિં. મ) મોટો ઉંદર, કોળ

